# અનુવાદકના બે બોલ

તુલનાત્મક ધર્મ તથા નીતિશાસ્ત્ર (Religion and Ethics) આપણી રૂઢ માન્યતાઓને કસોટીએ ચડાવે છે: 'ધર્મ'માં આચારનું તત્ત્વ કેટલું છે, સિદ્ધાંતનું તત્ત્વ કેટલું છે, તેમાં નીતિ–અનીતિની ભાવના પ્રજાપ્રજાના સંસ્કૃતિક ઘડતરમાં કેવું સ્વરૂપ ધારણ કરે છે–તે બધું, તટસ્થ અને પારમાર્થિક દૃષ્ટિએ તપાસવામાં પૃથ્વીપરના મુખ્ય મુખ્ય ધર્મોના તુલનાત્મક અભ્યાસ જિજ્ઞાસુને ઉપકારક થાય છે.

પૂર્વગ્રહ વગરનો આવો તુલનાત્મક અભ્યાસ, અભ્યાસીઓની આંખ ઉઘાડે છે; તેમની સંકુચિત માન્યતાઓને હિતકર સ્વરૂપે વિકસાવે છે; ધર્મના સનાતન સિદ્ધાંતો પારખવાની તેને શક્તિ આપે છે; અને આપણા સમાજમાં 'આચાર'ને જે 'પ્રથમ ધર્મ' માનવામાં આવ્યો છે તેમાં દાખલ થયેલી પરંપરાગત અર્થહીન રૂઢિઓને ટાળી કાઢવા અથવા સુધારવાના વિચાર કરતા તેમને બનાવે છે.

અનેક દૃષ્ટિએ ફલપ્રદ એવા ધર્મના આવા તુલનાત્મક અભ્યાસની કીંમત કૈલાસવાસી શ્રીમંત મહારાજા સાહેબ સયાજીરાવ ગાયકવાડે સારી રીતે પિછાની હતી: અમેરિકામાં મળેલી "સર્વધર્મ પરિષદ"ના પ્રમુખસ્થાનેથી તેમણે આ સંબંધમાં પોતાની માન્યતાઓ પ્રકટ કરી હતી. વડોદરામાં ૧૯૧૭ની સાલમાં, જગતના મુખ્યમુખ્ય ધર્મોના અભ્યાસ માટે પ્રો. વિજરીની નિયંત્રણા નીચે વડોદરા કૉલેજમાં એક પરિશીલનવર્ગ (Seminar) ખોલવામાં આવ્યો હતો: તેના પરિણામે ધર્મના તુલનાત્મક અભ્યાસના કેટલાક સુંદર ગ્રંથો પ્રકટ થયા છે.

તે પછી લગભગ પંદર વર્ષ બીજા એવા એક ધર્મોના તુલનાત્મક અભ્યાસમાં રસ લેતા પ્રો. કૅનેથ જે. સૉન્ડર્સના પરિચયમાં શ્રીમંત મહારાજા સાહેબ આવ્યા હતા. અને સેક્રેટરી તરીકે તેમને રાખી લેવામાં આવ્યા હતા. પ્રો. સૉન્ડર્સે પહેલવહેલાં બૌદ્ધધર્મનો ઝીણવટભર્યો અભ્યાસ કર્યાં પછી, જાપાન અમેરિકા તથા ઈંગ્લંડમાં રહીને તાત્વિક દૃષ્ટિએ વિવિધ ધર્મો—તેમનો ઉદ્ગમ, તેમનો વિકાસ, તથા વર્તમાન સમયમાં પળાતા ધર્મોનું, અસલના વખતમાં કેવું સ્વરૂપ હતું—વગેરેનું પરિશીલન કર્યું હતું.

કૈ. શ્રીમંત મહારાજા સાહેબની પ્રેરણા થવાથી, ધર્મ તથા નીતિશાસ્ત્રની દૃષ્ટિએ પૃથ્વીપરના વિદ્યમાન ધર્મોનાં નૈતિક ધ્યેય તથા તેમના આદર્શો કેવા છે તે સંબંધી તુલનાત્મક પદ્ધતિએ પ્રસ્તુત પુસ્તક—" Ideals of the East and West "—ની રચના પ્રો. સૉન્ડર્સે ૧૯૩૩માં કરી હતી : ( જુઓ, ' ગ્રંથકારનું વક્તવ્ય ' પૃ. ૧ પ્રેરણા. )

પરંતુ પ્રસ્તુત પુસ્તકમાં થયેલી વિવેચના અંગ્રેજીમાં લખાઈ હતી : તેથી દેશી ભાષાઓ જ જેમને જાણીતી છે તેવા જિજ્ઞાસુ વાંચકવર્ગને માટે તેનું અર્થાનુસારી ભાષાંતર થવું આવશ્યક જણાવાથી, દેશી ભાષામાં શાસ્ત્રીય સાહિત્યની અભિવૃદ્ધિ કરવાના કાર્યમાં હમેશ તત્પર એવા કૈ. શ્રીમંત મહારાજા સાહેબે મરાઠી, ગુજરાતી તથા હિંદીમાં તેના અનુવાદ કરાવવા આજ્ઞા કરી હતી. આ આજ્ઞાને અનુસરી, મરાઠી ભાષાનો અનુવાદ મારા મિત્ર પૂનાના 'મહારાષ્ટ્ર—શબ્દકોષ મંડળ'ના શ્રી. કર્વેએ કર્યો હતો. તે શ્રી સયાજી સાહિત્યમાલામાં ગઈ સાલ પ્રકટ થયો છે.

આ ગુજરાતી અનુવાદ પણ એ આશાનું જ પરિણામ છે.* એ આશામાં અંતર્ગત બીજી સૂચનાઓનો ઉલ્લેખ અહીં ઇષ્ટ છે. અનુવાદ કઇ દષ્ટિએ કરવો તથા અનુવાદકે શું શું ધ્યાનમાં લેવું તે બાબતનો કે. શ્રીમંત મહારાજા સાહેબનો ખ્યાલ ભવિષ્યના અનુવાદકોને પણ માર્ગદર્શન કરે તેવો છે: કેવલ શબ્દેશબ્દનું ભાષાંતર નહીં, પરંતુ મૂળનો ભાવાર્થ પકડી લઈ સમજાય તેવી દેશી ભાષામાં તેનો અનુવાદ થાય તે ઇષ્ટ છે: અનુવાદકે મૂળને શબ્દેશબ્દ અનુસરવાની બીલકુલ જરૂર નથી: પરંતુ દેશી ભાષામાં મૂળ પુસ્તક લખાયુ હોત તો મૂળ લેખક તેને કેવી રીતે લોકગમ્ય કરી શકત તે ધ્યાનમાં રાખવાનું જરૂરનું છે. પ્રકરણોના પરિચ્છેદોમા ગૂંથેલા વિચાર સામાન્ય વાચકોથી એકદમ ઝીલી શકતા નથી. તેથી હાંસિયામાં પરિચ્છેદના વિષયનો સાર આપવાથી વાંચકોનું ધ્યાન કથન–વિષય પ્રત્યે કેન્દ્રિત થાય છે.

આ અનુવાદકાર્ય ઉપરની સૂચનાઓને ઘણે અંશે અનુસરીને યથાશક્તિ પાર પાડેલું છે. તેમાં જે સારું અને સમજવા જેવું લાગે તે મૂળ લેખકનું છે: પરંતુ જ્યાં જ્યાં મૂલનો અર્થ જોઇએ તેટલો સ્પષ્ટ કરી શકાયો ન હોય ત્યાં ત્યાં અનુવાદકની જ ત્રુટિ સમજવાની છે.

આ અનુવાદકાર્યમાં ચીવટાઇથી મૂળને અનુસરવામાં તથા તેની સરળતા તથા અર્થશુદ્ધિ સાચવવામા મારા

*અનુવાદકને મૂળ વસ્તુ સાથે સંપૂર્ણ સંમતિ છે અથવા તેમાં કહેવાયેલું બધું શબ્દશઃ માન્ય છે એમ કોઈ રખે ધારે: પરંતુ વિવેકની ખાતર કેટલાક મતભેદની ચર્ચા જતી કરી છે: કારણ કે મારું કામ અનુવાદ આપવાનું હતું, ચર્ચા કરવાનું નહીં.

# સાંકળિયું

જૂના સહાધ્યાયી મિત્ર શ્રી. શાંતિલાલ સારાભાઈ ઓઝા એમ., એ, એસ. ટી. સી –એમણે મદદ ન કરી હોત તો, છે તે સ્વરૂપમાં આ અનુવાદ રજૂ થઈ ન શકયો હોત. તે બદલ તેમનો જાહેર આભાર, તેમની રજા વગર માનવાની તક હું લઉં છું.

પુસ્તકને છેડે કેટલાક "પારિભાષિક શબ્દોની યાદી" જોડી છે : તથા આવડું મોટું વિચારગંભીર પુસ્તક કોઈ એકી બેઠકે ન જ વાંચે એમ સ્વીકારીને તેમાંના "મહત્ત્વના વિષયોની સૂચિ" છેવટે આપી છે જેથી જિજ્ઞાસુ તે વિષય સંબંધી પુસ્તકમાંથી તત્કાળ જાણી શકે છે : આવી સૂચિનું મહત્ત્વ અભ્યાસીઓ તથા જિજ્ઞાસુઓની જાણ બહાર નથી જ.

છેવટમાં, શ્રીમંત સરકારે મને આ કાર્ય સોંપ્યા બદલ તેમનો હું અત્યંત આભાર માનું છું.

ચૈતન્યધામ, પ્રતાપગંજ
વડોદરા.
દેવપ્રબોધિની એકાદશી,
સં. ૧૯૯૬
તા. ૨૨–૧૧–૩૯

મં. ર. મજમુદાર

રહસ્ય સમજાવનાર સાધુ–સાધ્વીનો વર્ગ, શકુનના ખુલાસાની સાધુઓની રોજનિશી ૯૮ : ચીની ઇતિહાસના ત્રણ યુગ: પહેલો યુગ, બીજો યુગ, ત્રીજો યુગ ૯૯ : 'તાઓ' અથવા આચારપ્રધાન ધર્મ, 'તાઓ ધર્મ' એટલે શું ? ૧૦૦ : જગતની નિયામક શક્તિની ઉપાસના, કુદરતી નિયમ સાથે સુમેળ સાધવો તે 'તાઓ' ૧૦૧ : યુગ્મરૂપ નીતિનિયમ, શરદોત્સવ–નવા પાકની ઋતુનો ઉત્સવ ૧૦૨ :

કુદરતી નીતિ નિયમનું પાલન એ સ્વર્ગનું 'સત્ય,' નીતિ નિયમને જીવનમાં કેમ ઊતારવો, જૂના સિદ્ધાંતમાં નવો પ્રાણ ૧૦૩ : પિતૃપૂજાનો પ્રચાર, કૉન્ફ્યુશિઅસનો સુધારાનો મત ૧૦૪ : પ્રાકૃતિક વિકાસ, લોત્સેનાં સુભાષિતોનું પુસ્તક ૧૦૫ : કુંગ (કૉન્ફ્યુશિઅસ) સંબંધી અભિપ્રાય, કુંગમુનિ-જ્ઞાનામૃત, 'સુન્સે' ચીનાઓનો આદર્શ ૧૦૬ : 'માનવતા' –મનુષ્યનો શ્રેષ્ઠ ગુણ, 'ઉદારતા' ન્યાયભરેલી ઉદારતા ૧૦૭ : સદાચાર એ જ શ્રેષ્ઠ આદર્શ, કૉન્ફ્યુશિઅસનો સર્વ-દેશીય ઉપદેશ ૧૦૮ : કૉન્ફ્યુશિઅસ અને લોત્સે, બન્નેનો અન્યોન્યપૂરક ઉપદેશ ૧૦૯ : 'સંત'નો આદર્શ, સરખામણી, મોત્સેનો ઉપદેશ ૧૧૦ : તેના સુધારક વિચારોને એક અંજલિ, મોત્સેનું તત્ત્વજ્ઞાન ૧૧૧ : દસ સિદ્ધાંતો ૧૧૨ : સિદ્ધાન્તોની તુલના, ચાંગત્સેનો ક્રાન્તિવાદ ૧૧૩ :

પ્રશ્નોત્તર : પ્રશ્ન–મનુષ્યની અપૂર્ણતા, ઉત્તર–તેની ધર્મથી પૂર્ણતા ૧૧૪ : પ્રશ્ન–પ્રકૃતિબળનું નિયમન, ઉત્તર–પાણીના પ્રવાહની ગતિનું દૃષ્ટાંત, કુદરત પર સામ્રાજ્યનો ઉપદેશ ૧૧૫ : હુન્સેનો ઉપદેશ, મનુષ્યની સુધારણા કુદરત કરી શકે છે, ઐહિક જીવનમાંથી આધ્યાત્મિક જીવન તરફ વલણ ૧૧૬ : વિજ્ઞાનની શોધખોળ અટકી પડી ૧૧૭ :

[ ૨ ]

અસલ વતનીઓ ૧૭૬ : કુટુમ્બ ભક્તિનું દૃષ્ટાંત, સ્તવનમાં રહેલી ભાવના, મારું અપનાવવામાં તત્પરતા ૧૭૭ : પરસંસ્કારને ગાળી નાખવાની શક્તિ, સામાજિક પાપનું ધર્મદ્વારા શુદ્ધીકરણ, મહાપાપી કોણ ? ૧૭૮ : 'ડગિરના દેવ'ની આરાધના, 'પિતૃદેવો ભવ,' ધાર્મિક અને નૈતિક પાપ ૧૭૯ : એકતા અને કલાની સાધના, સંસ્કારગ્રાહી નેતાઓ, રાજાનું નામનું સ્વામિત્વ ૧૮૦-૮૧ :

જાપાનમા ધર્મપ્રચારનો ઇતિહાસ, શોતોકુનો રાજધર્મ ૧૮૨ : અશોકનાં નીતિસૂત્રોનો ઉપયોગ, નવા ધર્મમાં રાજસત્તાનો ઉદય, રાજાઓના વૃત્તાંત ૧૮૩ : શૉ મુ રાજાના વખતમાં ધર્મની સ્થિતિ, કલાવિજ્ઞાનનો વિકાસ ૧૮૪ : વિલાસની ઉપેક્ષા, કૉન્ફ્યુશિયમની જાપાનમાં અસર, તેના લાભાલાભ, એસ્ટનની નોંધ ૧૮૫ : બૌદ્ધમતનો સમય-૧૧મા સૈકા સુધી, સ્ત્રીનું સ્થાન, સ્ત્રીઓની સ્થિતિ, ગરીબોની સ્થિતિ ૧૮૬ : સત્તાધીશ મહત્વાકાંક્ષીઓ ૧૮૭ :

મોક્ષ માર્ગ સૌને માટે ખુલ્લો છે, નિચિરન જાપાનનો ધર્મ-સુધારક ૧૮૮ : ચિત્રકલા તથા મુદ્રણકલા, રંગભૂમિ અને સાહિત્ય, રાજનિષ્ઠા, પ્રેમ-શૌર્ય તથા સાધુતા ૧૮૯ : યુરોપના Chivalry યુગ સાથે સામ્ય, ઝેન બૌદ્ધમત, સ્વામીસેવકના ધર્મનું મંઘર્ષણ, પરલોક માટે ઝંખના, જાપાન અને ગ્રીસ-સરખામણી ૧૯૦ : જાપાનનું મુખ્ય લક્ષણ કયું ? ૧૯૧ :

જાપાની ઉપર ખ્રિસ્તી ધર્મની અસર, રાજનિષ્ઠા અને એકતા, સ્તુસ શુશ્રે-૧૯૨ : જનરલ નોગીની કબર, હિડીઓશીના સિદ્ધાંતો, ખ્રિસ્તી ધર્મની અસર ૧૯૩ : પ્રભુના રાજ્ય પ્રત્યે વફાદારી, ખ્રિસ્તી સંતોની સાધુતા, ડૉ. કાગ્વાના

ઉદ્‌ગાર ૧૯૪ : ડૉ. અનેસાકીનો મત, ડૉ. કાગ્વાનો મત,–ખ્રિસ્તી ધર્મ ફેલાવાથી જાપાનમાં થયેલા સાત મોટા ફેરફાર–રખાત રાખવાનો નિષેધ, વેશ્યાવૃત્તિ ઓછી થઇ, લગ્ન–વિચ્છેદનો ઘટાડો, બાળકો પ્રત્યે આદર, સ્ત્રી તરફ સન્માન વધ્યું, શ્રમજીવી પ્રત્યે સમભાવ, મહેનતુ વર્ગ પ્રત્યે માન ૧૯૫–૯૬–૯૭ :

લોકતંત્રવાદનો સ્વીકાર, લોકશાસનની ચળવળોનો જન્મ, આત્મઘાતના ઘટેલા બનાવો, ૧૯૮ : ધંધાની પ્રતિષ્ઠા, ધર્માદા મંડળોની સ્થાપના, ૧૯૯ : 'કોસ'નું નીતિ શિક્ષણ, જાપાની વિષે અંગ્રેજ અભિપ્રાય, વીસમી સદીના જાપાનીઓ ૨૦૦ :

જાપાનનો આત્મા : પવિત્ર બનાવવા માટેનો સંસ્કાર વિધિ, સકલ પ્રજાને સંબોધન, જાપાનની ફલદ્રૂપ જમીન પર જન્મ આપ્યો ૨૦૧ : પાપના પ્રકાર–દિવ્ય અને ઐહિક, પાપમોચન માટે ઉપાસના ૨૦૨ : નિષ્પાપ થવાનો આનંદ, નદી તથા ઝરાના દેવોની સહાય, જેનાથી પાપ ધોવાઈ જાય છે ૨૦૩–૦૪ :

અમલદારો વિષે ધારાધોરણ, રૂશ્વતખોરી દંડપાત્ર બનશે ૨૦૫ : મદદનીશોની સંખ્યા; દફન સંબંધી નિયમો–એક સરખું કફન, સ્મરણચિહ્નના જૂના રિવાજ, કીમતી વસ્તુઓ દાટવા સામે નિષેધ ૨૦૬ :

પિતૃભક્તિ, સ્વામિભક્તિ, 'કુમિ' કુટુમ્બનો વડીલ, ૨૦૭ : ભટકેલ તથા રંગીલા લોકો પર પ્રતિબંધ, બદનક્ષી સામે સંરક્ષણ, પિતૃભક્તિ, સામાજિક ફરજો ૨૦૮ : નાગરિક તરીકેની ફરજ, જાહેર સલામતી ખાતર ૨૦૯ :

પ્રસંગે, દુશ્મનો પ્રત્યેની નીતિ, દેશને ખાતર ૨૯૮ : પોતે બીજાને પ્રેરણાદાન કરતુ, પ્રત્યેકનો અંગત ફાળો, 'કીર્તિ કેરા કોટડાં' ૨૯૯ : ઓસન્નાત, એથેન્સની પડતીનાં કારણો ૩૦૦:

અંગત સ્વાર્થની અથડાઅથડી, દિલની સચ્ચાઇનો અભાવ, સ્વાર્થસંરક્ષણનાં ફાંફાં ૩૦૧ :સ્પાર્ટનોનું કર્તવ્યભાન, સ્વદેશને ખાતર, સદ્‌ગુણનો વાસ ૩૦૨ : પ્રોમિથિયસે મેળવેલું સાચું જ્ઞાન, કુદરત તથા સંસ્કૃતિનું ભાન, ભાષા તથા લલિત કલાનું જ્ઞાન ૩૦૩ : કૃષિ અને પશુપાલન, વહાણવટાનું જ્ઞાન, પ્રેમનાં દારસ્તાન ૩૦૪ : પ્રેમ નહીં પણ કાગના, કાયદાને માન આપવું, ન્યાયપુરઃસર જીવવું, ૩૦૫ : પાપીને સ્વર્ગ ન ધરે, રક્તપાત સર્વત્ર ભ્રષ્ટ છે, જગતની માતા બાલકના બલિદાનથી ન રીઝે ૩૦૬ : ત્યજાયેલી પત્નીના ઉદ્‌ગાર, પત્નીની નિરાધારી ૩૦૭ : લુચ્ચા તો કેમ ઓળખાય ?, એથેન્સમાં જૂનું શિક્ષણ ૩૦૮ : શિક્ષણના ધ્યેયમાં પરિવર્તન, વિશ્વાસ તજી દો, સોક્રેટીસ સંબંધી પ્રમાણપત્ર ૩૦૯ : ચરિત્ર બાને શિક્ષણની હિમાયત, બુદ્ધિશક્તિને યોગ્ય વિકાસમાર્ગ આપો ૩૧૦ : ધનવાન કરતાં ગુણવાન રૂડે, આદર્શ સ્વર્ગીય સૌંદર્ય, પાપને

ભોગની લાલસા, સેમ્યુઅલ રાજ્ય-સંસ્થાપક ૩૪૪: પયગમ્બરી વાણીનો પિતા, બીજા પયગમ્બરોનું ધર્મકાર્ય, દયાધર્મનો વિજય ૩૪૫: કર્મકાંડ કરતાં નીતિ શ્રેષ્ઠ છે, પયગમ્બરો દ્વારા સુધારો, ઇશ્વર પર આસ્થાની જરૂર ૩૪૬: 'ઈશ્વરની માનીતી પ્રજા' તરીકેનો હક્ક, હિબ્રૂ સ્વેચ્છાચાર, વિવેક-બુદ્ધિનો નાશ, હિબ્રૂઓના દુશ્મનો ૩૪૭: સાચો ધર્મ, પાપનો બદલો મળશે જ, પશ્ચાત્તાપથી શુદ્ધિ-ઍમોસ, હોસિયાની પાપી પ્રત્યે દયાવૃત્તિ ૩૪૮: અનીતિ સામે તિરસ્કાર, ઍમોસનું દયાળુ હૃદય, દયાળુ ઇશ્વરની કલ્પના, હોસિયાનો સાંકડો પંથ ૩૪૯:

પયગમ્બર યશાયાનું કાર્ય, પયગમ્બરને મળતી આગાહી, ઈસાઈની 'ભવિષ્યવાણી' (oracle) ૩૫૦: ઈશ્વરનું સ્વરૂપ, ન્યાયી છતાં દયાળુ, અમુક પ્રજા નહીં પણ આખી સૃષ્ટિ તેની દયા અનુભવે છે, પયગમ્બરનો સંદેશો ૩૫૧: નૈતિક કાયદાનું પુસ્તક, ધર્મગુરુનું દુર્ઘટ કાર્ય ૩૫૨: હિબ્રૂઓનું નૈતિક સામ્રાજ્ય, તેમનું સંગઠન, સેવકનું ગીત, ઇશ્વર પોતાને તારશે છે, પયગમ્બરી વાણીનું માહાત્મ્ય ૩૫૩: ધર્મમંદિર સ્થાપવાની ઝંખના, પાપીને તિરસ્કાર કરતાં દિલાસો શુદ્ધ કરે છે, 'સ્તવનો' અને 'સ્તોત્રો', 'સ્તવનો' (Psalms) ના કવિઓ ૩૫૪: પ્રાર્થનાના વિષયો, કૅલ્વિનનો મત, 'સૉલ્ટર' પ્રાજ્ઞ અને મૂર્ખની મીમાંસા કરતું પુસ્તક, તત્ત્વચિંતન ૩૫૫: 'કહેવતો' (Proverbs) નો ગ્રંથ, ધર્મપાલન એ જ સાચું જ્ઞાન ૩૫૬: વ્યવહારજ્ઞાનનો ખજાનો, ધર્મ અને નીતિ-સમાજના પાયા, ઈસાઈ અને 'પવિત્ર ધર્મ,' બીજા સંતો ૩૫૭:

[૫]



[૬]

બૌદ્ધધર્મમાં સ્ત્રીનું સ્થાન, જરથોસ્તી ધર્મમાં સ્ત્રીનું સ્થાન, ખ્રિસ્તીધર્મમાં સ્ત્રીનું સ્થાન ૪૭૩ : જાપાનના બૌદ્ધધર્મમાં સ્ત્રીનું સ્થાન, સ્ત્રી ભોગ્ય વસ્તુ છે (ઇસ્લામ મત), સ્વર્ગની કલ્પના, જાપાની ધર્મના સ્વર્ગમાં સ્ત્રી જ નથી, ખ્રિસ્તી સ્વર્ગમાં સ્ત્રી છે; ૪૭૪ :

[ ૭ ]

બાળકો સંબંધી માન્યતા—ઇસ્લામમમાં બાળક સંબંધી મત, જરથોસ્તી ધર્મમાં ગૃહસ્થાશ્રમનું ગૌરવ ૪૭૫ : ઇસ્લામ પ્રમાણે સંતતીનું મહત્ત્વ, નિર્દોષ બાળક પ્રભુની નિકટ છે ૪૭૬ :

[ ૮ ]

માબાપ પ્રત્યે ભક્તિભાવ—ત્યાગપ્રધાન બૌદ્ધધર્મ, માબાપની સેવાનો ઉપયોગ, ચીનનું સુંદર દૃષ્ટાંત ૪૭૭ :

[ ૯ ]

મૂર્તિપૂજા સંબંધી મત—એક અલ્લા માત્ર પૂજ્ય છે, મૂર્તિપૂજાનો ઉપયોગ, જાપાનમાં વડીલો પ્રત્યે પૂજ્યભાવ ૪૭૮ : સાંજની નમાઝ, ફરી મેળાપની ગોઠવણ ૪૭૯ :

[ ૨ ]

જીવનનું સાર્થક્ય : વિદ્યા અને મોક્ષની પ્રાપ્તિ, હ્યુએનસ્યાંગના પુસ્તકાલયમાં પ્રવેશ, ચીની યાત્રાળુની સેવાનું સ્મરણ ૪૮૦ :

વિજેતા કરતાં ધર્મગુરુ મહાન છે, બળનો ઉપયોગ સેવામાં કરો, ધર્મપરાયણ રાજવીઓ, અશોકની મહત્તા ૪૮૧ : અશોકનાં સ્મરણ-સ્થાનો તીર્થસમાં છે, 'નિર્વાણ' એટલે શું?, મોક્ષ કેમ મળે ? ૪૮૨ : તૃષ્ણાનો ત્યાગ, ઇશ્વરનું જ્ઞાન મોક્ષ

# ગ્રંથકારનું વક્તવ્ય

" કુદરતી રીતે માણસો સરખાં જ હોય છે;
પરંતુ રીતરિવાજથી તે જુદાં પડે છે. "

**પ્રેરણા:**

આ નાની ચોપડીમાં બધું જ નીતિશાસ્ત્ર સમાવી દેવાનો ઉદ્દેશ નથી; તેમ જ જે લખ્યું છે તે બધું લેખકે જ ઉત્પન્ન કરેલું છે એવો હક્ક કરવાનો પણ મારો ઇરાદો નથી. વડોદરાના શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડ સાહેબની સૂચનાથી આ પુસ્તક લખવાનું હાથ ધરેલું છે.

**ઉદ્દેશ:**

આ ક્રાન્તિના વર્તમાન યુગમાં, હાલની દૃષ્ટિએ પહેલાંનાં નૈતિક ધોરણોને તપાસવામાં આવે છે. ' જે આપણા આદર્શને ઉન્નત બનાવે તેવું બધું કાયમ રાખીને અપનાવી લેવું જોઇએ:—' એમ ચીનાઇ હિતચિંતક મોત્સે કહી ગયો છે: આપણે તેના એ સૂત્રને અનુસરીશું. મોત્સે ઇ. સ. પૂર્વે છઠ્ઠા સૈકામાં થઇ ગયો. આપણા પૂર્વજોની નૈતિક પ્રણાલિકામાં કેટ-

લુંક અવિચળ છે. તે કદાપિ ફરશે નહિ; કેમકે તે માણસજાતના સ્વભાવસાથે જડાયેલું છે, અને ઈશ્વરને હાથે સર્જાયેલું છે.

સત્યનું તુલનાત્મક ચિંતનઃ મહાન નીતિધર્મોની પરસ્પર તુલના કરતાં લાગે છે કે, તેમાં દેખાતી સિદ્ધાન્તોની સમાનતા તથા તેમાં દેખાતા વિરોધોનો ઝાઝો વિચાર કરવાનું તથા આચારમાં મૂકવાનું ઘણું જડી આવે છે; કેમકે મનુષ્ય-સ્વભાવ એક સરખી પદ્ધતિએ વિકસે છે; અને આપણે મૂળ સત્યની પાસે આવિયે તો સમજાય કે એક પ્રજાને, જડેલું સત્ય બીજી પ્રજાને જડેલા સત્યની છેક લગોલગ રહેલું છે; અને તેમ છતાં તેમાં ઉપદેશેલા આદર્શોમાં ભેદ રહે છે; કેમકે તે આદર્શો આસપાસના સંયોગો ઉપર રચાયેલા હોય છે.

અવતરણો-દ્વારા સમર્થનઃ તેથી, દરેક પ્રજાની વિચારપદ્ધતિ કેમ વિકાસ પામી, તે તેના પૂર્વાપાર-સમ્બન્ધનો અહેવાલ આપીને, તથા તેનાં ટૂંકાં અવતરણો ચૂંટી કાઢીને મેં અહીં સમજાવ્યાં છે. દરેક પ્રજા, નીતિમાં કેટલી ઊંચાઇ સુધી પહોંચી છે તથા નીચલી સ્થિતિમાં તે ક્યાં સુધી તરફડિયાં મારતી રહી હતી—અને જે સ્થિતિમાં આમવર્ગ હમેશાં જ તરફડિયાં મારતો રહે છે—તે બધું, મેં અહીં ચૂંટી કાઢેલાં અવતરણોદ્વારા સમજાવ્યું છે. માત્ર સુશિક્ષિત લોકોની સંસ્કારી વિહારવાટિકામાંથી જ નહિં, પણ સામાન્ય લોકોનાં ખેતરોમાંથી, માત્ર તેમના પૂજ્ય આચાર્યોમાંથી જ નહિં પણ લોકોક્તિમાંથી પણ દેખાતાં બોધવચનોરૂપી પુષ્પો મેં ચૂંટ્યાં છે. શ્રીભગવદ્‌ગીતામાંથી પણ મેં અવતરણો લીધાં છે.

સંસ્કાર-વિનિમયઃ દરેક પ્રજામાં બે જાતની પ્રક્રિયા ચાલુ રહે છે. જમીનમાં ફળદ્રૂપતાની રેલમછેલ કરતી, નિર્મળ મીઠા પાણીની

નદીઓ પર્વતોનાં મોટાં શિખરોપરથી જમીનપર પડે છે એટલું જ નથી; આ પર્વતો પોતે પણ આસપાસના વાતાવરણમાંથી બરફના થર મેળવે છે. તેવી જ રીતે મોટા આચાર્યોએ લોકોને શિક્ષણ આપતાં, લોકોમાં પ્રિય થઇ રહેલા—લોકોના—વિચારોને વધારે સંસ્કારી બનાવીને, ઉચ્ચ બનાવીને શિખવ્યા છે.

પ્રાચીનાનું ઋણ.

આપણા હાલના સમયમાં કવિવર ટાગોરે આપણને ગીતો-દ્વારા જે કાંઇ આપ્યું છે તે તેમણે જૂના લોકપ્રિય ગીતોમાંથી જ પસંદ કરેલું છે. નાઝિરથનો જિસસ (ઇસુ) અને હિંદનો બુદ્ધ એ બેઉ ધર્મસંસ્થાપકોનાં બોધવચનો લોકો સહર્ષ સાંભળતા હતા; કેમકે રાજ્યભક્તિ, હિંમત અને સ્નેહના સામાન્ય આદર્શો તેઓ લોકોને સમજાવતા હતા. તે આદર્શો, કંઇક અંશે સનાતન તત્ત્વો સાથે નવા સમ્બન્ધથી ઓતપ્રોત હોવાથી, નવું સ્વરૂપ પામેલા હતા, અને તેથી મનને ગમી જાય તેવા હતા.

વિવિધ સિદ્ધાન્તોનો સમન્વય:

બીજી રીતે આ વાત કરીએ તો, આપણે સૉક્રેટિસ જેવા ગ્રીકસુહૃદનું ડહાપણ, હોમર જેવા કવિઓના મિશ્રિત આદર્શોમાંથી કાઢવું જોઇએ; અને વેદના સમયનાં કેટલાક પસંદ કરેલાં સૂક્તોમાંથી ઉપનિષદનાં ઊંચા સૂત્રોના મૂળ જોવાં જોઇએ. તેથી જ ચીનદેશમાં કૉન્ફ્યુસિયસ, હમેશા 'ઓડ્ઝ (odes) નામનાં ગીતોમાંથી જૂના કવિઓનું ડહાપણ જોતો હતો, અને પોતાનો ગ્રન્થ, બીજા બધા માટે અસલી, અને મૂળભૂત બની શકે તેવો તેને સમર્થ બનાવતો હતો.

સિદ્ધાન્તોનાં દષ્ટિબિંદુ:

આ આચાર્યોના સિદ્ધાન્તો અને આદર્શો એક બીજાથી કેવા નોખા પડે છે, તે જોવું બહુ રસ પડે તેવું પડે છે. "કથરો સકન

કરનો સેવક–ભક્ત " (Suffering Servant ) એ ખ્રિસ્તી-ધર્મનો આદર્શ–ધ્યેય, એ હિબ્રુઓના ધર્મદર્શન અને અનુભવ ઉપરથી તારવી કાઢવામા આવ્યો છે. એરિસ્ટોટલના " ઉત્તમ કોટિના માનવી " ( Superior Man ) ના આદર્શથી અને કૉન્ફ્યુશિયસના રાજવી પ્રાજ્ઞ પુરુષ ( Chuntse ) થી ઘણો જ જુદો પડે છે. તો પણ તે હિંદુઓના " મહાત્મા " અને બૌદ્ધોના " બોધિસત્વ " ને ઘણો મળતો આવે છે; બુદ્ધ તો ઇસુને તથા કૉન્ફ્યુશિયસ–બેઉને મળતા આવે છે; અને દરેક માનવવંશના જ્યોતિર્ધર જેવા આચાર્યની હારમાળામા અમુક જાતના નૈતિક આદર્શો પુનઃ પુનઃ આવ્યા જ કરે છે.

સામ્ય તથા ભેદનું જ્ઞાન પૂર્વ અને પશ્ચિમનો પરસ્પર ભ્રાતૃભાવ બરાબર સમજવા માટે, બધા હિતચિંતકોએ આ આચાર્યોને પ્રથમ સમજવા જોઇએ. કૉન્ફ્યુશિયસ કહેતો કે ' જો માણસોમાં એકસરખા સામાન્ય સિદ્ધાન્ત હોય નહિં તો તેઓ સાથે કામ કરી શકે જ નહિં. ' આપણે તેમાં એટલું ઉમેરીએ કે ' માણસોના સિદ્ધાન્તો ક્યાં જુદા પડે છે તે સમજાય નહિં ત્યાંસુધી આપણે તેમની સાથે કામ કરી શકીએ નહિં ' દરેક માનવસમાજે જે કોઈ એક નૈતિક આદર્શ વિકસાવ્યા હોય, તેથી તે પ્રજા શું સૂચવે છે ? એક આદર્શ બીજાની પૂર્તિ કર્યા કરે છે ? વગેરે જાણવું આવશ્યક છે. પ્રજાની સંસ્કૃતિના ઇતિહાસમા આધ્યાત્મિક અને નૈતિક સુધારો વધારે મહત્ત્વનો છે; અને બધી મહાન પ્રજાઓના જીવનમાં તેને મહાન કેન્દ્રસ્થાને વિરાજતો આદર્શ–કટિ ( Central Stand ) આપણે સમજવો જોઇએ. તેમના લાક્ષણિક આંકડાઓ આપીને, અને આદર્શ સમજાવીને હું તેની ઉપર ખોટું વજન કે મહત્ત્વ આપવા માગતો નથી; અથવા તેઓ, એક

બીજાને બાતલ કરીને, એકલાં રહી શકે છે એમ પણ સૂચવવા ઇચ્છતો નથી. તેમની એક બીજાની પરસ્પર "આપ–લે" ઘણા સમય પહેલાં શરૂ થઈ હોવી જોઇએ.

દેશપરત્વે આદર્શ-ભેદ:

મહાન પ્રજાઓ એટલી બધી સંમિશ્ર હોય છે કે એક જ આદર્શથી તેઓ સંતોષ પામે છે એમ કહી શકાતું નથી. ચીન દેશમાં કૅાન્ફ્યુશિયસ, એ જ સ્વાભાવિક સ્વીકૃત ધોરણ (Norm) છે. તેમનામાં એક લાઙ્ત્સે નામે મહાન વિપ્લવવાદી થઇ ગયો છે. તેમ છતાં ચીન દેશે તો, બે હજાર વર્ષથી હિંદના મહાન સુગત શાક્યમુનિ (બુદ્ધ) ના જ સિદ્ધાંતો પાળ્યા છે. જાપાને વળી કૅાન્ફ્યુશિયસ, લાઙ્ત્સે અને બુદ્ધ–એ ત્રણેના સિદ્ધાન્તો પાળ્યા છે; અને હવે તે ઇસુ ખ્રિસ્તના ધર્મને માન આપતાં શિખે છે. બધી પ્રજાઓએ પરભૂમિમા જન્મેલા આદર્શો સ્વીકાર્યા છે, કૅાન્ફ્યુશિયસના 'રાજભક્તિ અને સુઘડતાઈ' ( Cleanliness )ના આદર્શપર રચાયલો જાપાનનો "સામુરાઇ" ( Samurai ) "વ્યાવહારિક સુધારક" એ એક નવો નમૂનો છે. તો પણ તે બુદ્ધના નિવૃત્તિવાદમાંથી કાંઇક બોધ લે છે; અને તે મૂડીવાદીઓના સેવક થવા કરતાં, સામાન્ય આમવર્ગનો સેવક થવા ઇચ્છે છે.

જૂના આદર્શનું પુનઃ સંસ્કરણ:

આવી જાતનાં પુનઃસંસ્કરણ થવાથી, જૂના આદર્શો નવા મતને મળતા થાય છે; અને તેથી તેમની કિંમત વધે છે. એવા બે તરફ દષ્ટિ રાખનારા આદર્શોમાંથી જ પ્રજાની ખરી પ્રતિભા ઝબકી નીકળે છે; અને બહારથી નવું શિક્ષણ મેળવીને પોતાના ધોરણો યુગધર્મને અનુસરી પ્રજા સુધારે છે, અને પોતાને વધારે ઉચ્ચતર બનાવે છે.

## પૂર્વ અને પશ્ચિમનાં નૈતિક ધ્યેયો

**યુરોપના આદર્શો:** યુરોપના ઉત્તર વિભાગની લડાયક પ્રજાઓએ આશ્ચર્યકારક શૂરવીરત્વ, આતિથ્ય અને રાજભક્તિ કેળવવામાં જ પોતાનો જીવન–આદર્શ માનેલો છે. પણ તેમ છતાં તેમણે નમ્રતાથી દિવ્ય પર્વતપર મૌઝિઝને અપાયલા વિવેક અને ક્ષમાના આદર્શો મેળવ્યા છે, તથા તેઓ સત્ય તરફ ઘણી પ્રીતિ રાખવાનું શિખ્યા છે.

**હિંદુના આદર્શો:** નમ્ર હિંદુઓ, જેઓ ક્ષમાશીલ માનવતા, અને પરલોક–સુખમાં માનનારા છે તેઓ ક્ષમા આપનારને સંતપુરુષ સાથે સરખાવે છે. તેઓ પણ એકસરખા જ ઉત્સાહથી શ્રીભગવદ્‌ગીતામાં ભાર દઈને કહેલા ક્ષત્રિયોના યુદ્ધધર્મની પ્રશંસા કરે છે, અને પ્રજાના સામાજિક હક્કને માન આપે છે.

**પરસ્પર-વિરુદ્ધ સિદ્ધાંતોની અથડા-અથડી:** આથી સુલેહશાંતિ અને શહેરીની ફરજ, રાષ્ટ્રવાદ અને આંતરરાષ્ટ્રવાદ — રાજભક્તિ કેળવવામાં પ્રતિસ્પર્ધી જેવા લાગતા એ બન્ને સિદ્ધાન્તો–અને તેમનો વિરોધ; તે કયાં રહેલો છે, અને કેટલે અંશે છે તે, આપણા અભ્યાસના નવા અને રસિક વિષયો છે.

**ઉદાહરણ:** કેટલાક વિરોધી દેખાતા મહાન નેતાઓ હિંદમાં પ્રગટયા છે. એટલે કોઈકવાર અશોક સરખો ધર્માત્મા, કૌટિલ્ય સરખા કુટિલ રાજનીતિજ્ઞ સામે અથડાઈ પડે તેવું થાય છે; તેમ જ ચીનનો તર્કવાદી નેતા ગહનમાર્ગી નેતા સામે અથડાઈ પડે છે. કૉન્ફ્યુશિયસ જેવા ધર્માત્મા કોઈવાર નાસ્તિક અને શંકાવાદીઓ સાથે અથડાઈ પડે છે, અને "વ્યવહારકુશળ" પરલોકવાદી આચાર્યો આ લોકના "લેવડદેવડિયા" ઉપયુક્તતાવાદીઓ ( Utilitarian ) સાથે અથડાઈ પડે છે. અને જાપાનમાં ડાહ્યો અને નમ્ર સુધારક શોટોકુ ( Shotoke ) જે

જાપાનીઓના અશોક જેવા છે—અને જેના ઉપદેશથી જાપાનનું સઘળું સત્ય અને સૌન્દર્ય ખીલ્યું છે-તે, પોતાના ભક્તિવાદથી, કૉન્ફ્યુશિયસના અનુયાયી માનવસુખની હિમાયત કરનાર સાથે અથડાઈ પડયો છે. રાષ્ટ્રવાદ અને અ ન્તરરાષ્ટ્રવાદ સાથે, યુદ્ધ-નીતિ અને સુસ્નેહનીતિ વચ્ચે, તથા જનતાના હક્ક અને ઉમરાવોના હક્ક વચ્ચે જેટલા તીવ્ર મતભેદ વિરોધ-હાલમાં જાપાનમાં જોવામાં આવે છે તેટલા બીજે કયાંઈ નથી.

"બુદ્ધિવાનોનું જ નેતૃત્વ હોવું જોઈએ" એવી હીલચાલ ચીનમાં લોકો કરે છે, અને તેમને અનુસરે છે. એ બાબત બહુ મહત્ત્વની છે, તેઓ પૂછે છે "તત્ત્વજ્ઞાન શું છે?" "આપણે કયા આચાર્યને અનુસરવું ?" આ અને આવા પ્રશ્નો, મહાત્માના પૂજક અને સેવક એવા હિંદુઓને પરસ્પર વિરોધી જેવા લાગે છે. જાપાનમાં તો લોકોનાં ટોળે ટોળાં ખ્રિસ્તી કાગવા (Kagwa)ને માન આપે છે; અને આ સામાજિક અને શાંતિમય ક્રાન્તિના સમયમાં તેને નેતા માને છે. બીજા શબ્દોમાં કહીએ તો ચીનનો 'સદ્‌ગુરુ' હિંદનો 'આચાર્ય' અને જાપાનનો 'વ્યાવહારિક સુધારક'—એ ત્રણે મુખ્ય છતાં ભિન્ન આદર્શો છે. ચીનનું લોક માનસ:

પશ્ચિમ તરફના દેશોમાં, ગ્રીસ અને પેલેસ્ટાઇનમાંથી નૈતિક આદર્શ લેવામાં આવ્યા છે. તેથી ત્યાં વૈજ્ઞાનિક મત અને ધાર્મિક મતનો સમન્વય કરવામાં આવ્યો છે. ત્યાં વિજ્ઞાન અને ધર્મમત વચ્ચેનું અંતરપડ નાનું અને પાતળું છે. વૈજ્ઞાનિકોના સત્યાન્વેષણના પ્રયત્નોમાં ધર્મ અને નીતિ રહેલાં છે,—એમ માનનારા ત્યાં ઘણા લોકો છે. પોતાના પ્રયત્નમાં સફળતા મળે એટલું જ એ વિજ્ઞાન મતવાળા'ઇચ્છે છે. બીજો કોઇ બદલો મેળવવાની પશ્ચિમની પરિસ્થિતિ:

લોકોએ બાંધેલો આદર્શ મેં બતાવ્યો છે.

ઉદાહરણ તરીકે ગીતામાંથી અવતરણો મૂક્યાં છે તેમજ તેના જેટલી જ લોકપ્રિયતા મેળવનાર "પંચતંત્ર" માંથી પણ મૂકેલાં છે; 'પ્લેટોના સંવાદો'માંથી અવતરણ મૂક્યાં છે અને *એનેક્રેનના "એરોસબિલા"માંથી મૂકેલાં છે; અને એરિસ્ટોફે*નિસનાં કટાક્ષ વચનો સાથે, મેં પયગંબરોનાં વચનો લીધાં છે. હઝરાઇલના કીર્તનકારનાં વચનો પણ લીધાં છે; અને તેમના સિદ્ધાન્તમાં રહેલાં બળવાન તત્ત્વો તથા તેમની ખામીઓ, કાંઇ પણ સંકોચ રાખ્યા વિના, સ્પષ્ટ રીતે બતાવવાનું હું ચૂક્યો નથી. સિદ્ધાંતનાં અવતરણો:

કૉન્ફ્યુશિઅસ કહેતો કે માણસના દોષો જોવાથી આપણે તેમના ગુણની ખરી કદર કરી શકીએ છીએ. અને જો આપણે ગ્રીક લોકોની વિષયલંપટતા, યાહુદી લોકોની વૈરવૃત્તિ, હિંદુઓનો પ્રારબ્ધવાદ, અને ચીના લોકોના સ્વેચ્છાવિહાર બરાબર સમજિયે તો જ આપણે સૉક્રેટિસને, ઇસાઇને, ગૌતમ બુદ્ધને તથા કૉન્ફ્યુશિયસને તથા તેમના સામાજિક સુધારા અને ઉન્નતિનાં કાર્યોને સમજી શકીએ. નીતિશાસ્ત્રના એ મહાન સર્જકો હતા. તેમને બધાએ ઓળખવા જોઇએ. તેઓ આપણી સૌની ખરી દોલત છે. પૂર્વ અને પશ્ચિમે આ સંગઠિત જગતમાં પોતાની પ્રાન્તીયતા તજવી જોઇએ. પ્રેમ લક્ષણનાં દૂષણો:

જેમ યૂરોપના લોકો ગ્રીક અને યાહુદી લોકો પાસેથી નીતિશાસ્ત્રનું જ્ઞાન મેળવે છે તેમજ એશિયા, ચીન અને હિંદ પાસેથી પણ મેળવે છે. આ ચાર પ્રતિભાશાળી પ્રજાઓ સમ્બન્ધી જ આ ગ્રન્થ રચવામાં આવ્યો છે; અને તેમાંથી સિદ્ધાંતોની સર્વદેશીયતા:

પ્રમાણેની ખ્રિસ્તી સંસ્કૃતિ તથા જાપાનની સંસ્કૃતિના ઉલ્લેખો પણ આમાં કરવામાં આવશે.

વર્તમાન યુગધર્મનું ભાન: આ બન્ને સંસ્કૃતિમાંથી પસંદગી કરવાનું તથા પુનઃસુધારણા સાધવાનું તત્ત્વ રહેલું છે એ સ્પષ્ટ સમજાશે; અને આ આદર્શો હાલમાં એકબીજાની સાથે અથડામણમાં આવેલા છે; પરંતુ તેમનું મિશ્રણ થવાથી જરૂર, કાંઈક નવું પ્રગટવાનું છે. જેમ પશ્ચિમમાં, ખ્રિસ્તી ધર્મમાંથી નવો યુગ સ્થપાય છે તેમ પૂર્વમાં, બુદ્ધના મતમાંથી નવો યુગ થાય છે. તેથી તેમાં રહેલાં મૂળતત્ત્વો ઉપર મેં વધારે ભાર મૂક્યો છે.

આભાર દર્શન: મારા જે વિદ્યાર્થીઓએ અન્ય ભાષામાંથી ભાષાન્તરો કર્યાં છે-તેમનો, અને બીજા કેટલાક જેમનાં નામો મેં આ ગ્રંથમાં મૂક્યાં છે તેમનો હું આભારી છું. ખાસ કરીને ચીનના ડૉ. હુશીહ (Dr. Hushih) અને જાપાનના ડૉ. એમ. એનેસાકી (Dr M Anesaki) નો અહીં આભાર માનું છું. બાર્કલીમાં 'પેસિફિક સ્કૂલ ઑવ રિલિજિયન' નામે ધાર્મિક મંડળ ચાલે છે. તેમાં 'અર્લ લેકચર્સ' (Earl Lectures) તરીકે આ ભાષણો મેં આપ્યા હતાં. તે ભાષણોમાંથી અવતરણો મેં મૂક્યાં છે. સિદ્ધાંત સમજાવવામાં જેનો આધાર લીધો છે તેને અહીં નાનાં પ્રકરણો જેવા સ્વરૂપમાં આ ગ્રન્થમાં મૂકું છું.

ફેબ્રુ ૧૯૩૩ ] કૅનેથ જે. સૉન્ડર્સ

## ૧

# ઈફિસસમાં એક સાંજ

---

### ( પહેલા સૈકામાં )

એક કાલ્પનિક સંવાદ

ઇફિસસમાં એક યાહુદી વેપારી રહેતો હતો. તેનું નામ મોર્ડિસે. તેને લોકોની પરોણાગત કરવાની ટેવ હતી અને પોતાના ગ્રીક પાડોશીઓ સાથે તે સલાહસંપથી રહેતો હતો. તે કાંઈક અંશે ગ્રીસનો ધર્મ માનતો; પરંતુ તે એક ખ્રિસ્તીધર્મ-મંડળનો સભાસદ પણ હતો. તે ધાર્મિક ચર્ચામાં સારો રસ લેતો હતો. ઇસ્વી સનના પહેલા સૈકાના અન્ત ભાગમાં તે રેશમી કાપડનો વેપાર કરતો. ચીના લોકો વણકાર હતા અને ગ્રીક તથા રોમન લોકો ખરીદ કરનારા ઘરાકો હતા; તેમના દલાલ તરીકે તે કામ કરતો હતો.

ધાર્મિક ચર્ચાઃ

તેને ઘેર એક વખત સાંજે ચીનાઈ લિઈન્ગ, તેના મિત્ર-હિંદી રામાનન્દ અને ગ્રીક સોસ્થેનિઝ-એ ત્રણ મહાત્માઓ

આવ્યા. એલેકઝાન્ડરે ( મહાન સિકંદરે ) પૂર્વ અને પશ્ચિમને એક બનાવી દેવાનો મહાન સંકલ્પ રાખ્યો હતો. તે વિષે એ લોકો વાતચીત કરવા લાગ્યા.

સિકંદરના સિક્કા ઉપરથી ચર્ચા: રામાનન્દે તેમને એક સિક્કો દેખાડયો અને કહ્યું કે "આમા સિકંદર ઇન્દ્રની પેઠે એક મોટુ વજ્ર હાથમા લઇને ઊભો છે" ત્યારે ઇપીસમે કહ્યું, "એ ઉપરથી મને લાગે છે કે તે પોતાના કામમા નિષ્ફળ થયો છે, પણ અમારા એક મહન્તે કહ્યુ છે કે "તારું ઘર હંમેશાં પ્રાજ્ઞ પુરુષોને મળવાનુ સ્થાન હોજો, અને તું આતુરતાથી તેમનાં બોધવચનોનું પાન કરજે." તેથી તમારા દેશમાં ઇશ્વર વિષે કેવા વિચાર કરવામા આવ્યા છે તે મને કહો અને આ માનવજીવનનો અર્થ કે ઉદ્દેશ શો છે, તે કહો. અમારા એક બીજા મહન્તે કહેલુ છે કે "સત્ય, ન્યાય અને શાંતિ એ ત્રણ તત્ત્વો ઉપર આ જગત ટકેલું છે."

ગ્રીકની જિજ્ઞાસા એ સાંભળી ગ્રીક સોરથેનિસે કહ્યુ "આપણા ચીનાઇ મિત્ર જેમણે બહુ મુસાફરી કરી છે, અને જેમનો દેશ ઘણો પ્રાચીન ગણાય છે તે પહેલાં બોલે. સત્ય અને સૌન્દર્યની ચીનાઇ લોકોની ભાવના સમજવા હુ ઘણો આતુર છુ."

ચીની વેપારીની કથની લિફેન્ગે કહ્યું, "તમે અતિથિસત્કાર સારો કરો છો અને વિવેકી છો. આ પ્રસંગને શોભાવે તેવું સુંદર કહેવાનુ મારી પાસે નથી, કેમકે હું તો સત્યનો નમ્ર ઉપાસક છું; અને મારો ઘણો વખત વેપારમાં જાય છે. છતાં અમારા કામકાજને અંગે સત્ય અને ધર્મ સમ્બન્ધી બાબતો જાણવાનો પ્રસંગ મળ્યો છે. અમે શુદ્ધ વ્યવહાર રાખિયે છીએ; અને બીજી પ્રજા કેમ વર્તે

છે તે તપાસીએ છીએ. પહાડી મુલકમાંથી હું હિંદ ગયો હતો. અને હાનના શહેનશાહની ભેટ લઇને હું રોમના શહેનશાહ પાસે ગયો હતો. શહેનશાહને અમે દેવનો પુત્ર માનીએ છીએ. "દેવ એટલે ન્યાયી અને ગહન ઇશ્વર. તેની મરજી પ્રમાણે રાજ્ય અને સમાજની વ્યવસ્થા કરવી જોઇએ.'

"રોમનો રાજા સિકંદર પેઠે ઇશ્વર હોવાનો હક્ક કરે છે. અમે ચીનાઇ લોકો એવું માનીએ છીએ કે જ્યાંસુધી શહેનશાહ દિવ્ય રીતે—ન્યાયથી—રાજ્ય કરે ત્યાં સુધી તે ઇશ્વરનો પુત્ર ગણાય. તે, બધા લોકોને ધ્રુવના તારા સમો આદર્શરૂપ અને માર્ગદર્શક હોવો જોઇએ. અમારા પૂર્વજો તરફ અમે વફાદાર છીએ તેમ શહેનશાહ તરફ પણ છીએ. અને તેમને અમારા પિતા જેવો ગણી માન આપીએ છીએ. શહેનશાહ ઈશ્વરનો પુત્રઃ

"અમારો મહાન અશોક કહેતો કે હું લોકોનો પિતા છું, પણ તે કોઇની પુજા સ્વીકારતો નહિં. પોતે જ પૂજનીય હોવાનો હક્ક કરતો નહિં; અને ખરેખર, અમારો હિંદુ મત એવો છે કે રાજા જનસમાજની સેવા કરવા પસંદ કરવામાં આવે છે. "દેવોએ રાજા સર્જ્યો અને તેને રાજપદવી આપી." એવી માન્યતા પણ ચાલે છે. માણસનો ધર્મ દરેકને પોતાની ફરજ બજાવતાં શિખવે છે. રાજાનો આદર્શઃ

'તમે અમને એક જ વાકયમાં માણસનો સમસ્ત ધર્મ કહી શકશો?' રામાનન્દે પૂછ્યું. ચીનાઇ લિફૅંગે કહ્યું, કૉન્ફ્યુશિયસના શિષ્યના મત પ્રમાણે 'આત્માને વફાદાર રહેવું એ જ માણનો ધર્મ છે.' અત્રે હિંદમાં મને મહાયાન શાખાના એક રામાનન્દનો પ્રશ્નોત્તરઃ

બૌદ્ધ સાધુએ કહ્યું છે: "પાપ કરતાં અટકો, પરોપકાર કરો. અન્તરાત્મા તથા હૃદયને પવિત્ર કરો."

લાઉત્સેનો મત: આ આદર્શમાં અને સંપ તથા નિર્દોષતાના લાઉત્સેના આદર્શમાં બહુ તફાવત નથી. તે કહેતો કે માણસે કુદરતના નિયમને અનુસરવું જોઇએ; નમ્રતા અને અવિરોધ શિખવાથી માણસને સુખ મળે છે. મારો મિત્ર અને હું કોઇવાર સાથે મુસાફરી કરતા. અમારામાં ઘણું એક સરખું જ છે. આપણે હવે તેનું પણ કાંઇક સાંભળીએ."

રામાનન્દ ઉવાચ: રામાનન્દે કહ્યું: "અમે ધર્મને કુદરત (પ્રકૃતિ) માનીએ છીએ અને તેનો અર્થ "રિવાજ" પણ કરીએ છીએ. 'કુદરતને અનુસરવું' -એનો અર્થ એવો કે અમુક *વર્ણના રિવાજ* પ્રમાણે ફરજ બજાવવી. કેમકે અમારો સમાજ ચાર વર્ણમાં વહેંચાયલો છે. તેમને અમુક કાર્યો કરવાનાં સોંપાયલાં છે. શાસ્ત્રોમાં જોતાં જણાય છે કે બ્રહ્માએ ચાર વર્ણ બનાવ્યા. સાથળમાંથી વાણીઆ (વેપારી), ભુજાઓમાંથી રાજ્યકર્તા ક્ષત્રિયો, મસ્તકમાંથી વિદ્વાન બ્રાહ્મણો અને પગમાંથી નોકરવર્ગના શૂદ્રો બનાવ્યા."

પ્રશ્ન: સોરથેનીસે વચમાં પૂછ્યું, "અમારામાં જેમ સ્વતંત્ર લોકો અને ગુલામો છે, તેમ?"

ચારવર્ણની વહેંચણીનું રહસ્ય: લિફેન્ગે કહ્યું, "અમારામાં જેમ ફિલસુફો, વેપારીઓ, ખેડુતો અને લડવૈયાઓ—એ ચાર વર્ગ છે તેમ?" "એમ ખરું યે ખરું અને નાહે પણ ખરું; કેમકે અમે તો ક્ષત્રિયોને–લડવૈયા-

ઓને ઊંચી જગ્યા આપીએ છીએ. અને અમારો છેલ્લો વર્ગ-શૂદ્ર (જે માત્ર સેવા કરે છે) તે, છેક ગુલામ ગણાતો નથી. વળી ખીજે વધારે મહત્ત્વનો તફાવત એવો છે કે દરેક માણસ પોતે પૂર્વ જન્મમાં સારાં માઠાં કામ કરે તે પ્રમાણે તે ઊંચા વર્ગમાં કે નીચલા વર્ગમાં જન્મે છે. હું એક વેપારી છું અને મારી પરદેશની મુસાફરીઓથી મારા દેશમાં હું નાત-બહાર મૂકાયલો છું. પણ ઘણે વર્ષે મારા પુણ્યના પ્રભાવથી હું ક્ષત્રિય જન્મ મેળવું અને તેથી ઊંચો બ્રાહ્મણ જન્મું એ સંભવિત છે.

"અદષ્ટ ઈશ્વર વિષે અમારી કલ્પના એવી છે કે તે એક સત્ય છે. આપણે જેટલું બાહ્ય જ્ઞાન મેળવીએ તેથી જુદું જ એનું સ્વરૂપ છે. અને તે સમજાવવા અમે "સત્, ચિત્ અને આનન્દ" એ ત્રણે શબ્દો વાપરીએ છીએ. માણસને જ્યારે પોતાના આવા સ્વરૂપનો અનુભવ થાય ત્યારે તેને સંપૂર્ણ સુખ મળે છે. પછી વિષાદ અને પાપ તેને સ્પર્શ કરી શકતાં નથી." ઈશ્વર સંબંધી કલ્પના:

બૌદ્ધ લોકો કહે છે કે "વાસના જ પાપ છે." અમે તે કબૂલ રાખિયે છીએ. પણ તેને જીતવાના અમારા ઉપાયો જુદા છે. બૌદ્ધ લોકો દેવને ભેટ અથવા યજ્ઞ-સમર્પણ કરવા તૈયાર નથી; અને પશુયજ્ઞને તેઓ હિંસા અથવા પાપ માને છે. મારે રેશમના વેપારી તરીકે હજારો જીવોની હિંસા કરવી પડે છે. તેથી હું બૌદ્ધ મતનો ગણાઉં નહિં. વળી લડવૈયાએ લડવું એ જ એની ફરજ છે—એમ બુદ્ધ લોકો માનતા નથી. અને અમે તો કહીએ છીએ કે કોઈ પ્રજા નરમાશથી મહાન બની શકી નથી— બૌદ્ધ મત

વાસના-ત્યાગ: રાજ્ય કરી શકતી નથી. તોપણ અમારા ધર્મગુરુઓ કહે છે કે સત્યનું મનન કરવું અને વાસનાથી છૂટા રહેવું. જ્યારે અમારા એક સાધુને સિકંદરે ઉપદેશ લેવા માટે બોલાવ્યો ત્યારે સાધુ મહારાજે સિકંદરને સ્પષ્ટ કહેવરાવ્યું કે "તમે આ જગતની વસ્તુઓમાં એટલા બધા તલ્લીન થયા છો જેથી તમે સત્ય સમજવા અસમર્થ છો !" રામાનન્દે આ પ્રમાણે જવાબ આપ્યો.

યાહુદી મત: તે સાંભળી મોર્ડિસે બોલ્યો, "અહો ! આ ઠીક છે. આ જગતનું ડહાપણ, તે એક બાબત; અને પરલોકનું ડહાપણ, તે બીજી જ બાબત છે. અમે યાહુદી લોકો આ જગતને પરલોકમાં જવાના મધ્ય-માર્ગ તરીકે ગણીએ છીએ. આપણે દિવ્ય ઇશ્વરના અંશ છીએ. ઘણાં કષ્ટો વેઠવામાં જ મહત્તા છે. એમ કષ્ટ વેઠતાં જ ઈશ્વરનો પ્રકાશ સારા ય જગતમાં ફેલાશે; અને આખરે, જેમ સમુદ્ર ઉપર બધું જળજળ બિમ્બાકાર દેખાય છે તેમ આ સમસ્ત જગત ઈશ્વરમય દેખાશે."

ગ્રીક મત: "અમે ગ્રીક લોકો પણ એમ માનીએ છીએ કે સત્ય અને સૌન્દર્યનો પ્રકાશ આ જગતમાં ફેલાવવો એ અમારો જીવનમંત્ર છે. સૉક્રેટિસ આ સિદ્ધાન્તને અનુસર્યો હતો ? એરિસ્ટૉટલનો શિષ્ય સિકંદર એક મહાન સ્વપ્નાથી પ્રેરાયેલો હતો ? અને કોણ માનવજાતને એક કરવા માટે મથતો હતો ?" સોસ્થેનીસે કહ્યું.

બૌદ્ધમતનો પ્રચાર: બુદ્ધ ધર્મને, બધી પ્રજાને સાંકળનાર, એક કરનાર-તન્તુ જેવો અશોકે ગણ્યો છે. એમ કહેવાય છે કે તેના રાજદૂતો ઍન્ટિઑકસ અને ટૉલેમીની રાજસભાઓ સુધી પહોંચી ગયા હતા; અને ત્યાં બુદ્ધનો ઉપદેશ કરતા હતા.

**યાહુદીને થયેલો આઘાત:**

આ નામો સાંભળીને યાહુદી મોર્ડિસે પોતાને લગતો આક્ષેપ સહન કરી શક્યો નહિં; કેમકે એન્ટિઓકસના વંશજો સામે 'મકાબીઝ' લોકોએ બળવો ઉઠાવ્યો હતો; ઇજીપ્તના લોકોતરફ ધૃણાસ્પદ વર્તન દેખાડ્યું હતું—એ બધુ તેને યાદ આવ્યું. તેણે કહ્યું, "પ્રજાઓ વચ્ચે મૈત્રીની હિમાયત કરવાનું કામ સહેલું છે; એક પ્રજાની સંસ્કૃતિ બીજી પ્રજા સ્વીકારે એમ કહેવું સહેલું છે; પણ અમારા યાહુદીઓમાં સૈકાઓ થયાં એક યાહવાહનો મંત્ર નીચે પ્રમાણે બોધ આપે છે:—'તું એ લોકોમાંથી અહીં આવ' જ્યાંસુધી અમે આ લોકો સાથે રહીએ છીએ ત્યાંસુધી તેમની પૂજા અને તેમનાં બીજાં ધાર્મિક કાર્ય અમને સમજાતાં નથી."

**ચીની મત:**

આ ક્ષણે ચીનાઇ લિઇન્ગ વચ્ચે બોલી ઊઠ્યો: હુનાના લોકો માને છે કે ચીનાઇ લોકોને મન ચાર મહાન સમુદ્રસુધી રહેનારા બધા લોકો ભાઇઓ સમાન છે. પણ કોન્ફ્યુશિઅસનો-એવો મત છે કે આ જગત એક મહત્ત્વનું નાનુ કુટુમ્બ છે જેમાંના લોકો 'દયા, કરુણા' (Snu)ને માને છે. તે 'ટાઓુંગ' નામથી ઓળખાય છે. મોટ્ઝે આથી જરા આગળ ચાલ્યો અને બધાને 'ભાઇઓ' ગણવા લાગ્યો. ને લડાઇની સામે થતો, અને 'લડવું' એ ગેરવ્યાજબી ગણતો હતો. આથી તેના વિરોધીઓ બહુ થતા. કેમકે જો દરેક પ્રજા પોતાના મત અને સંસ્કૃતિને સર્વમાન્ય કરાવવા પ્રયત્ન કરે તો જરૂર લડાઇ થાય; એમ મિકંદરે પણ કહેલું છે. કાં તો લડાઇ થાય ને કાં તો ક્રમે ક્રમે હૃદયપલટો થાય. ત્રીજો કોઇ રસ્તો છે?"

**યાહુદીનો મત:**

યાહુદીએ કહ્યુ: "ના, જો ગુલામીમાં સપડાયલો દેશ બીજાના હિત માટે જાળમાં સપડાઇ જાય અને માત્ર સંકટ વેઠી પસ્તાયા

કરે —આત્મભોગ આપે તો એ ત્રીજો ઉપાય કહેવાય. કષ્ટ પામેલી પ્રજાને પયગમ્બર આશ્વાસન આપે છે!" ખરેખર તેણે જ આપણું દુઃખ સહન કર્યું છે અને આપણાં પાપ હરી લીધાં છે" પણ આવા આ દેશમા એક વયોવૃદ્ધ મહાત્મા છે. ખરું છે તે યાહુદી છે. તે, પહેલાં જુવાન વયમાંથી જ નાઝેરથના ખ્રિસ્તી પંથમાં ભળેલા હતા. ઘણા લોક તેમને મળવા જાય છે. તે માણસ જાતને ચાહે છે; અને તેમને માટે સહુ કહે છે કે તે એક દેવદૂત સમા છે. ડહાપણના દરિયાવ છે."

"બીજો સોક્રેટિસ કે?" ગ્રીકે કહ્યુ.

"બીજો કોન્ફ્યુશિયસ" ચીનાએ કહ્યું.

"ઠીક ચાલો આપણે તેની પાસે જઈએ; અને આત્મજ્ઞાનના ખરા માર્ગ વિષે આપણે તેને પૂછીએ" હિંદુધર્માત્માએ કહ્યું.



°

# ૨

ચારે મિત્રોએ થોડો સમય અખાડામાં જઈને ગાળ્યો; પછી તેઓ હર્ક્યુલિસનો મહાન નગરમંડપ ઓળંગીને આવ્યા. ત્યાં તેમણે ઘણા લોકોના ટોળા આર્ટિમિસના મંદિર તરફ ઊંચે ચઢતાં જોયાં; કેટલાંક દેવળના મધ્યભાગમાં નીચે ઊતરતાં હતાં.

મોર્ડિસે કહ્યું, "તેઓ કેવા અશાંત છે! તેઓ દિવ્ય વાણી સાંભળવા આવે છે; અથવા કોઈ ગહન ચમત્કાર જોઈને મોક્ષ મેળવવા ઇચ્છે છે; અથવા મંદિરમાં જાદુગરની સલાહ લે છે. આ નગરમાં મૂર્તિ બનાવનારા કારીગરો ખ્રિસ્તી પૉલના ઉપદેશથી ચીઢાઈ ગયા હતા ને તેમણે બળવો કર્યો હતો. તેઓ મોટા અવાજે બૂમ પાડતા હતા; એફીસ્યન લોકોનો આર્ટિમિસ ખરેખર મહાન છે" એટલું તેમને બરાબર યાદ રહી ગયું છે. તે વખતે વયોવૃદ્ધ જોન નાઝરીન લોકોના પંથનું—લૌકિક ધર્મનું શિક્ષણ લેતો હતો. લોકો કહેતા કે તેમના સૉલ (Saul) ગુરુના જેવો જ તે ધર્મ-ઘેલછાથી ભરેલો છે; સૉલ ઉપર યાહવે

અનેક
કામના-
ભરેલા
શ્રોતાવર્ગ:

( Yahuveh ) કૃપાદષ્ટિ વરસાવે છે. જોશા ( Joshua ) જેનામાં–અનન્ત પરમેશ્વર અંશત રહેતા હતા–તેને ૬ રોમન લોકોએ મારી નાખ્યો ! "

અવતાર માટે હિંદુ મત

અમ રામાં 'અવતાર' નો ઉપદેશ આવે છે જે ઈશ્વર નામ નથી, જે જોઇ શકાતો નથી તે ઈશ્વર યુગેયુગે જગતને જરૂર પડે ત્યારે દેખાય છે–અવતરે છે. મારી પાસે શ્રીગીતાજીની એક નકલ છે જે મારે તમને દેખાડવી જોઇએ તેમા લખ્યું છે કે 'હુ અનન્ત છુ. હુ જાતે જ અવતરુ છુ ' શ્રીકૃષ્ણે એમ કહ્યુ છે, ' જે મને ચાહે છે તેમને હુ ચાહુ છુ,' અમે ઉદ્યોગ-માં ગૂથાયેલા રહિયે છીએ, વધારે વખત મનન માટે બચાવી શકતા નથી, તેથી, અમારે માટે તો આજ ખરો માર્ગ છે " રામનન્દે કહ્યુ

ગ્રીક મત

સોરથેનીસે કહ્યુ, ' આ વાત અમને નવી નથી લાગતી. અમારા ગહન મતમાં એક એવો સિદ્ધાન્ત છે કે ઈશ્વર તરફ અનન્ય ભક્તિ–આહ્લાદયુક્ત ભક્તિ–એ જ ખરો મોક્ષમાર્ગ છે અને હર્મીઝ ( Hermes )ને અમે ( Logos )-દિવ્ય મન્ત્ર જેવો માનીએ છીએ " લિફેન્ગે પૂછ્યુ: " દિવ્ય મન્ત્ર ( Logos ) એટલે શુ ? "

'દિવ્ય સદેશ'

તેનો અર્થ એક 'શબ્દ' અથવા ગુહ્યમંત્ર થાય છે " લિફેન્ગે કહ્યુ, " અમે પણ તેને કુદરતનો માર્ગ કહીએ છીએ " તો ઓ ( Toa )–એ કુદરની અવાજ સાંભળવાથી જ માણસ ડહાપણ મેળવે છે ' માનામાં એ દિવ્ય અવાજ ( Toa ) ઓને, જેમ એક વાંસળીમા પવન લહરી ભેળે છે તેમ, " આમ એક કવિએ કહ્યુ છે. યાહુદીએ કહ્યુ, " અમે પણ દિવ્ય પ્રતા

ઉપર જ જીવીએ છીએ. અને ફીલો ( Philo )એ તેને ' દિવ્ય મન્ત્ર ' ( Logos )* નામ આપ્યું છે.

" હું ઘણીવાર તેની પ્રાર્થના કરું છું: " હે મારા આત્મન્! પરમેશ્વરને રહેવાનું દિવ્ય ધામ થવા ચાલ, તે પવિત્ર છે. તું ભટકે છે; તે વિવેક–શક્તિથી આગળ ચાલે છે. " પ્રાર્થનાનું રહસ્યઃ

ગ્રીક તત્ત્વજ્ઞાનીએ કહ્યું " હું એવી પ્રાર્થના કરું છું જે તેને મળતી આવે છે. તે સોક્રેટિસની પ્રાર્થના છેઃ ' પ્રિયકર પેનદેવ, (Pan), આ સ્થળમાં રહેનાર બીજા મર્ત્ય દેવો, મને અંતરાત્માનું સૌન્દર્ય આપજો. બાહ્ય અને આન્તર ભાવ બરાબર તલ્લીન ( એક ) થઇ રહેજો. ' હું ધારું છું કે આવી પ્રાર્થનાઓથી માણસ ઈશ્વર થઈ શકે છે. આથી સિનેકા ( Seneca ) કહે છે, ' કોઇ માણસ ઇશ્વરથી અલગ રહી, સારો કહેવાતો નથી. ' આમાં આપણે બધા એકમત થયા છીએ માણસની ભલાઇ, ઇશ્વરી ભલાઇના નમૂના પ્રમાણે હોવી જોઇએ ! " ગ્રીકની પ્રાર્થનાઃ

આમ વાતો કરતા તેઓ વડીલ જોન ગુરુ પાસે આવી પહોંચ્યા. તેમના આંગણામાં જ કેટલાંક સ્ત્રીપુરુષો એક અંધ જેવા દેખાતા–પણ તેજોમય મુખાકૃતિવાળા–માણસની આસપાસ એકત્ર થયા હતાઃ તે કહેતા હતા; " મારાં નાનાં બાળકો, તમે એક બીજાને ચાહો જેમને તમે જુઓછો તેમને તમે ચાહશો નહિ તો ઇશ્વર જેને તમે જોયો નથી તેને તમે કેવી રીતે ચાહશો ? " સંત જોનનો ઉપદેશઃ

" આપણો જ જવાબ આવી રહે છે. " ચીનાએ કહ્યું, ' અહીં તો આપણા મોટ્સે ( Mo-tse ) જેવો મહાન ધર્મગુરુ છે. " ચીનાને ઉદ્‌ગારઃ

---

* Logos નો અર્થ ' શબ્દ બ્રહ્મ અને ' ચૈતન્ય ' થાય છે.

જે માણુસોમા રહેતો હતો, સૌન્દર્યની મૂર્તિરૂપ હતો, જેમા માણસો પ્રકાશ અને જીવન જોઈ શકતા હતા, તેવા ગુરુ વિષે ધર્માત્માએ વાત કહી

"પ્લેગેના શિષ્ય જેવુ–સાચા શિષ્ય જેવુ આ ગુરુનુ શિક્ષણ છે" ગ્રીક તત્ત્વવેત્તા બોલ્યો, હિન્દુ રામાનન્દ સાનમા સમજ્યા, ને તેમની મુખાકૃતિ ઉપર પ્રકાશના કિરણો દેખાઇ આવ્યા. "એનુ નામ જ્યોતિ આ જ" "સૂત્ર" હુ જ માર્ગ છુ–સત્ય છું–જીવન છું–જો મને ઉન્નત કરવામા આવે તો હુ જ બધાને ઉન્નત કરી શકુ" ધર્માત્માએ કહ્યુ પછી ક્રૂસ ઉપર મહાન આત્મત્યાગ કરનારની વાત તેણ કહી પોતાની જાતને છેક જ ભૂલી જવામાં જે દિવ્ય પ્રેમ રહેલો છે તેની વાત કરી

'પ્રેમ'ની મીમાંસા — જ્યારે તેઓ તારાઓના પ્રકાશમા બહાર ગયા ત્યારે એ ચારે મિત્રોને લાગ્યુ કે એક દિવ્ય ને પવિત્ર વાતાવરણ તેમની આસપાસ વ્યાપી રહ્યુ હતુ

મૌનનો ભગ કરી હિન્દુ રામાનન્દે કહ્યુ, "પ્રેમ એ જ જીવનપંથ છે, પણ તેનુ આચરણ કરવુ ઘણુ જ કઠણ છે."

ઇશ્વરચિંતન વર્ણભેદથી પર છે — યાહુદીએ કહ્યું "ઈશ્વરની કૃપા સિવાય તે અશક્ય છે." સોરથેનીસે કહ્યુ, "આપણે ચારે જણ સત્યાન્વેષણ કરવા ભેગા થયા, તે ઉપરથી તેમા સમજાયુ કે ઇશ્વર-ચિંતનમા 'જાત' કાંઇ હરકત ઉત્પન્ન કરતી નથી."

ચીનાએ કહ્યું "જો માણસો વિવેકશક્તિથી કામ કરે તો તે તે અમારા મોટ્સે ( Mo-tse ) ગુરુએ વિશ્વપ્રેમને ના-

પસંદ કર્યો છે. અને અમે હમેશાં લડાઇ કરતા આવ્યા છીએ; ને પરિણામે-શાંતિ અને આરામ નહિ મળે અને સર્વનાશ થશે, ત્યારે બાકી રહેલા લોકો માત્ર ખેતી કરવા માટે જીવશે!"

સોક્રેટીસે કહ્યું, "અમારા લોકો વિષયવાસનાના ભોગ થઈ નાશ પામે છે. હુબ્રિસ (Hubris) અને પાપવાસના એકત્ર થયાં: તેથી એથેન્સની પડતી દશા આવી; અને આજે ય આશ્રાજ્યમાં ગુલામો પણ વિષયના કીડા થઇ રહ્યા છે; અને આ મંદિરોનાં દિવાનખાનામાં વેશ્યાઓ રહે છે. સદ્‌ભાવનાનો દુરુપયોગ કરવાથી પાપ જન્મે છે; તે એટલે સુધી કે વિષયવાસનાને પ્રેમનું ઊંચું સ્વરૂપ આપવા સોક્રિટિસે કરેલા બધાયે પ્રયત્નો નિષ્ફળ ગયા હતા! વિલાસથી અધ:પતન

# ૩

**વાર્તાલાપ ચાલુ:** ઇફિસસ નગરીમાંથી વિદાય થતા પહેલાં, એક વખત તેઓ મૅાર્ડિસીના મુકામે આવ્યા. સોરથેનીસે કહ્યું, " આપણે મહાન ધર્માત્મા જોનની વાત કરતા હતા. અને માણસને માટે એક આદર્શ શોધતા હતા.

**શ્રેષ્ઠ માનવનો આદર્શ:** " આપણા ચીનાઇ મિત્રે આપણને એક રાજકુમાર જેવા માનવી ' કુંગ ' વિશે કહ્યું; એ આજે ફરીથી કહેશો ? "

ચીનાઇ તત્ત્વવેત્તાએ કહ્યું, " ઘણી ખુશીની વાત છે; કેમકે તે રાજવી જેવા પ્રાજ્ઞ પુરુષ ( Chuntse ) વિષે અમારા ગુરુએ કહ્યું છે કે. ' તે ખરો પરોપકારી છે; ચિંતાથી મુક્ત રહે છે. ડાહ્યો છે; ભ્રમથી મુક્ત છે. શૂરવીર છે, નીડર છે. ' ગુરુના પોતાના આવા જ ગુણો હતા. રાજવી જેવું જીવન એ જીવી ગયા, ઉપદેશ તરીકે વિવેક શિખવા ગયા; અને પુરાણી પ્રજ્ઞા અમને સમજાવી. એક-સંપ શિખવ્યો. સચ્ચાઇ અને દઢતા શીખવી. કલહથી દૂર રહેતાં શીખવ્યું. "

હિન્દુ રામાન દે પૂછ્યું. "ટૂંકમા એમના માર્ગદર્શક સૂત્રો ક્યા હતા ?"

"ઊંડો સદ્‌ભાવ ( Li )એ જ તેમનો સિદ્ધાન્ત, તે સિવાય માત્ર સભ્યતા એ ખાલી શિષ્ટાચારનું સ્વરૂપ લે છે, ડહાપણ બીકણ-પણામા ઊતરી જાય છે, શૂરવીરતા જુલ્મ બને છે, ને નિખાલસ-પણું અલ્પતા ગણાય છે." જીવન-માર્ગદર્શક સૂત્રો

સોક્રેટીસે કહ્યુ "તમારા ગુરુ તો ઍરિસ્ટૉટલે કહેલા ઉત્તમ માનવી ( Superior Man ) નું સ્મરણ આપે છે તે પણ 'મધ્યમ માર્ગ'માં ચાલતા, ને માણસોને વિવેકશક્તિ પ્રમાણે ચાલવાનું કહેતા." ગ્રીક

'મગરૂર થવા કરતાં નમ્ર થવું સારૂ છે, ઇશ્વરના ડહાપણ પાસે નમ્ર થવું સારૂ છે, ઇશ્વરનો ભય એટલે ડહાપણની શરૂઆત" મૉર્ડિસે કહ્યુ

ચિનાઇ તત્ત્વવેત્તાએ કહ્યુ "લાઓત્સે ( Laotse ) આવો જ મત આપે છે ત્રણ મોટા ગુણોને તે ગણો કહે છે–તે ગુણો નમ્રતા સજ્જનતા કરમ્સર, નિરભિમાન તેમના શબ્દો મને વડીલ ગુરુ જીસસનો ઉપદેશ યાદ આપે છે "નમ્ર માણસો જ ખરે-ખર ભાગ્યશાળી છે કેમકે આ જગતનો વારસો તેમને મળે છે" ચીની

# ૩

**વાર્તાલાપ ચાલુ**

ઇફિસસ નગરીમાંથી વિદાય થતા પહેલા, એક વખત તેઓ મૅાડિસીના મુકામે આવ્યા. સોસ્થેનીસે કહ્યું, “ આપણે મહાન ધર્માત્મા જોનની વાત કરતા હતા. અને માણસને માટે એક આદર્શ શોધતા હતા

**શ્રેષ્ઠ માનવનો આદર્શ:**

“ આપણા ચીનાઇ મિત્રે આપણને એક રાજકુમાર જેવા માનવી ‘ કુગ ’ વિશે કહ્યુ, એ આજે ફરીથી કહેશો ? ”

ચીનાઇ તત્ત્વવેત્તાએ કહ્યુ, “ ઘણી ખુશીની વાત છે, કેમકે તે રાજવી જેવા પ્રાજ્ઞ પુરુષ ( Chuntse ) વિષે અમારા ગુરુએ કહ્યુ છે કે. ‘ તે ખરો પરોપકારી છે, ચિંતાથી મુક્ત રહે છે ડાહ્યો છે, ભ્રમથી મુક્ત છે. શૂરવીર છે, નીડર છે.’ ગુરુના પોતાના આવા જ ગુણો હતા. રાજવી જેવુ જીવન એ જીવી ગયા, ઉપદેશ તરીકે વિવેક શિખવી ગયા, અને પુરાણી પ્રજ્ઞા અમને સમજાવી. એક—અ૫ શિખવ્યો. સચ્ચાઇ અને દઢતા શીખવી. કલહથી દૂર રહેતાં શીખવ્યું.”

હિન્દુ રામાનન્દે પૂછ્યું. " ટૂંકમાં એમનાં માર્ગદર્શક સૂત્રો ક્યાં હતાં ?"

" ઊંડો સદ્ભાવ ( Li )એ જ તેમનો સિદ્ધાન્ત; તે સિવાય માત્ર સભ્યતા એ ખાલી શિષ્ટાચારનું સ્વરૂપ લે છે, ડહાપણ બીકણ-પણામાં ઊતરી જાય છે; શૂરવીરતા જુલ્મ બને છે, ને નિખાલસ-પણું અલ્પતા ગણાય છે." જીવન-માર્ગદર્શક સૂત્રો

સોરથેનીસે કહ્યું "તમારા ગુરુ તો એરિસ્ટોટલે કહેલા ઉત્તમ માનવી ( Superior Man ) નું સ્મરણ આપે છે. તે પણ 'મધ્યમ માર્ગ'માં ચાલતા, ને માણસોને વિવેકશક્તિ પ્રમાણે ચાલવાનું કહેતા." ગ્રીક:

" મગરૂર થવા કરતાં નમ્ર થવું સારું છે, ઇશ્વરના ડહાપણ પાસે નમ્ર થવું સારું છે, ઇશ્વરનો ભય એટલે ડહાપણની શરૂ-આત " મૉર્ડિસે કહ્યું.

ચિનાઇ તત્ત્વવેત્તાએ કહ્યું " લાઓત્સે ( Laotse ) આવો જ મત આપે છે. ત્રણ મોટા ગુણોને તે ગણે છે–તે ગુણો નમ્રતા, સજ્જનતા, કરકસર, નિરભિમાન. તેમના શબ્દો મને વડીલ ગુરુ જોનનો ઉપદેશ યાદ આપે છે, "નમ્ર માણસો જ ખરે-ખર ભાગ્યશાળી છે કેમકે આ જગતનો વારસો તેમને મળે છે." ચીની:

" તે અમારી ઉપદેશપોથીમાંથી લીધેલું વચન છે." મૉર્ડિસે કહ્યું. " જોન ઇઝરાઇલનો સત્પુત્ર છે."

રામાનન્દ બોલ્યા " જોન તો ખરો હિન્દુ થવા લાયક છે;" કેમકે અહિંસાને અમે માન આપીએ છીએ; નમ્રતા અને નિ-ર્બળના બળની અમે કદર કરીએ છીએ " હિંદુ સિદ્ધાંતો સાથે સામ્ય:

# પૂર્વ અને પશ્ચિમનાં નૈતિક ધ્યેયો

"જે પોતે નમે છે તે નમ્ર થાય છે; જે નમ્ર છે તેને મોક્ષ મળે છે." લોઝ્સે એમ કહે છે.

મનુષ્ય-સ્વભાવ

"માણસ તર્કનો ઉપાસક છે કે ઊર્મિઓનો? તે સ્વભાવે સારો છે કે પાપી છે?" એ પ્રમાણે લિકેંગે પુછયું.

યાહુદીએ કહ્યું, "માણસ–માત્ર પડછાયા સમાન છે. અને ક્ષણિક છે. ઇશ્વરે તેને ફિરસ્તા કરતા સહેજ ઊતરતો બનાવ્યો છે."

મેન્ગસે કહે છે કે "સ્વભાવથી માણસ સારો જ છે. હિન્દુ મત આમાં કેવો છે?" "માણસ વિરાટ આત્માનો અંશ છે. અને તે પોતાનું સ્વરૂપ જોવા જાગશે જ: આનું નામ મોક્ષ. ખરો યોગી એટલે જાગેલો, પ્રબુદ્ધ આત્મા."

સેવાના આદર્શ:

માર્ડિસે કહ્યું, "અમારા શાસ્ત્રમાં કહ્યું છે કે મોથી મોટો એટલે સૌનો સેવક; અને અહીં પણ વડીલ ગુરુ જોન આપણને ઇઝરેલાઇટ પયગમ્બર જેવા લાગે છે." "હું નમ્રતાથી ઝાડુ વાળનારો થાઉં, માંદાનો વૈદ્ય થાઉં. આંધળાનો માર્ગદર્શક થાઉં, અને સૌનો મિત્ર થાઉં, રામાનન્દે કહ્યું; "એ પ્રમાણે જોબ ( Job ) કહી ગયા છે; અને અમે તેમાં એકમત છીએ, ઇશ્વરની આજ્ઞા પાળવી એટલે કે ગરીબોની સેવા કરવી."

ગ્રીકોનો સામ્રાજ્ય-ભાવ:

ગ્રીકે કહ્યું, "આ નમ્રતાનો ઉપદેશ મને ગમતો નથી. તે તો ગુલામો માટે છે; સ્વતંત્ર માણસોને સેવા કોની કરવાની હોય? અમે ઉદ્ધત થવા માગતા નથી; તોપણ દરેક વ્યક્તિની પદવી પ્રમાણે તથા તેની યોગ્યતા પ્રમાણે તેને માન મળવું જોઇએ એમ અમે માનીએ છીએ—"

"હું ધારું છું કે હું 'કુંગ'ના મતને મળતો છઉં. અને સોક્રેટીસને નહિ બુદ્ધને મળતો નથી, પણ એરિસ્ટોટેલને મળતો છઉં" ચીનાઇ ગુરુ બોલ્યા. ચીનીઃ

"યાહવે હંમેશા નમ્રને મોટા બનાવે છે અને ગાંવષ્ટને જમીનદોસ્ત કરે છે; અમે યાહુદીઓ હિન્દીઓ જેવા છીએ. અમે ઈશ્વરી-ભક્તિને માનીએ છીએ. માનુષી ડહાપણ તેની પાસે કાંઇ કામ લાગતું નથી."

સોક્રેટીસ બોલ્યો "તેથી જ ગ્રીક અને ચીનાઇ લોકો ઈશ્વરાધન તરફથી પ્રકાશ મેળવવા ઇચ્છે છે–અને એથી પોતાની ખામીઓ દૂર થઇ જશે એમ માને છે."

"અમને–હિંદીઓને આવા પ્રકાશની જરૂર છે. અમે દિવ્ય તત્ત્વની શોધમાં, માનુષી હિત છેક જ વિસારી મૂક્યું છે. આપણે આ જે જેવો ભ્રાતૃભાવ અનુભવ્યો છે તેમાં જ પ્રજાઓનું કલ્યાણ રહેલું છે!" રામાનન્દ બોલ્યા. કલ્યાણ-માર્ગ:

# પ્રકરણ ૧

## ( ૧ )

"દુનીયામાં બધા માર્ગો પ્રેમના એક અંશ
આગળ ઊતરતા છે"

બુદ્ધ

"અહિંસા' હિંદુસ્તાનનો મહાન વિજય છે."
મેટરલીન્ક (?) ઇલિયટ.

નાસ્તિક-વાદમાંથી નવયુગનો જન્મ.

નવા નાસ્તિકવાદની પ્રગતિ થવાથી જગતમાં નવયુગનો પ્રારંભ થયો છે જુડિયા ( Judaea )માં એવું બન્યુ છે, અને હિંદમા પણ એવું બન્યુ છે. અને નવયુગના તે સિદ્ધાન્તો અર્ધી માનવજાતને આકર્ષે છે. આપણે હિંદ વિષે ચીન વિષે અને જાપાન વિષે વિચાર કરીએ છીએ. તેથી આખા એશિયા ખંડના સાંસ્કૃતિક ઇતિહાસના ત્રણ ખંડો પાડીશું —

( ૧ ) બુદ્ધ પહેલાનો યુગ

( ૨ ) બુદ્ધ-યુગ

( ૩ ) બુદ્ધ પછીનો યુગ.

પાશ્ચાત્ય દેશોમાં જેમ ખ્રિસ્તી ધર્મથી નવો પ્રકાશ તથા નવજીવન આવ્યાં તેમ બુદ્ધ મત એશિયામાં આવ્યો; અને જૂના પુરાણા મતોના સંસ્કાર-વારસાનું પુનરાવલોકન નવી દૃષ્ટિથી કરવામાં આવ્યું; અને તેથી ધર્મનું એકીકરણ થયું.

બુદ્ધ પહેલાંના કાળમાં આર્યો હિંદીઓ થતા હતા, અને તેઓ ઉત્તર-પશ્ચિમ દિશામાં વસવાટ કરતા હતા. પછી ધીમે ધીમે પૂર્વ તરફ તથા પશ્ચિમ તરફ આગળ વધવા લાગ્યા. પોતાની પહેલાં આવી વસેલા લોકો, તથા મૂળવતનીઓ પોતાની સંસ્કૃતિને દબાવી દે નહિ તે માટે તેઓ પ્રયત્ન કરતા હતા. તોપણ તેઓ હિંદીઓની સારી રીતભાત તથા સારા વિચારો અપનાવવા લાગ્યા. બુદ્ધ પહેલાંનો યુગ:

પછી જેમ જેમ બ્રાહ્મણવર્ગ વધારે સત્તા ભોગવવા લાગ્યો તેમ તેમ આર્યો વિચારવંત થવા લાગ્યા. તેમણે "**કર્મ અને સંસાર**"નાં મન્તવ્યો પ્રગટાવ્યાં. "કર્મ પ્રમાણે પુનર્જન્મ થાય છે" એવો સિદ્ધાન્ત આગળ કર્યો; અને જે જ્ઞાતિ-સંસ્થાનો પાયો રંગભેદ ઉપર તથા કામની વહેંચણી ઉપર સ્થાપ્યો હતો તેને, કર્મના સિદ્ધાન્ત ઉપર મૂકીને, તેને સાદો અને સામાન્ય માણસની સમજશક્તિમાં ઊતરે તેવો, કરવા લાગ્યા. આર્યોની સમાજ-વ્યવસ્થા તથા ધર્મ-વિચાર.

પહેલો યુગ આશરે ઈ. સ. પૂર્વે ચોદમા સૈકાથી ઈ. સ. પૂર્વે છઠ્ઠા સૈકા સુધી છે. છઠ્ઠા સૈકામાં બુદ્ધ શાક્ય મુનિએ પોતે જે નીતિમાર્ગ ઉપર વધારે ભાર મૂક્યો; ને ધર્મગુરુનાં કપટ સામે બળવાન ઝૂંબેશ ઉઠાવી, સ્વતંત્ર સંયમનો પંથ સ્થાપ્યો; અને મૌર્ય વંશના રાજવીનો માર્ગ સરળ કર્યો પહેલાં તો બૌદ્ધ-મતવાળાનો હિંદુમતવાળાઓ સામનો કરવા લાગ્યા. બુદ્ધ યુગ:

બુદ્ધ પછીનો યુગ.

પણ ત્રીજા યુગમાં—ઉપર સૂચવેલા બુદ્ધ પછીના યુગમાં—એક નવો ધર્મ પ્રગટ્યો જેથી બધાનું સંગઠન થયું—ઐહિક અને ધાર્મિક મતનું એકીકરણ થયું. બધા હિંદુઓ માન્ય રાખે તેવું સામાજિક ધર્મશાસ્ત્ર, સ્મૃતિ વગેરે પ્રગટ થયું. વિક્રમ સંવતના બીજા સૈકાથી સાતમા સૈકા સુધી આ રચનાત્મક યુગ, પૂર વેગથી ચાલુ રહ્યો ને તે પછી ઠેઠ હાલના સમય સુધી—કેટલાક પ્રગતિહીન અંતગાળો વચ્ચે આવી ગયા—તોપણ એક જાતનો રચનાત્મક ક્રમ ચાલુ જ રહ્યો. આક્રમણ કરનાર જંગલીઓએ, મોગલોએ અને વ્યાપારી દૃષ્ટિવાળા પશ્ચિમના લોકોએ પણ હિંદુત્વનું ઘડતર કરવામાં પોતપોતાનો કાંઇક ફાળો આપ્યો છે. હિંદુઓના સંસ્કારો પુનઃ રચવામાં ઉપર કહેલાં ત્રણ બળો કામ લાગ્યાં છે—જંગલી આક્રમણ કરનારા લોકો, મોગલો અને પશ્ચિમના વ્યાપારી દૃષ્ટિવાળા લોકો.

ચીન સાથે સામ્ય

તેવી જ રીતે ચીનમાં કૉન્ફ્યુશિયસના મતથી નવી સુધારણા થાય છે. અગર જો કે એનો મત સંયોજક હોવા કરતાં વિભાજક વધારે છે, તોપણ તે આપણા ઉદ્દેશને—નીતિમાર્ગના ક્રમિક વિકાસને—પોષે તેવો છે.

નીતિના ધ્યેયનું સ્ફુટ સ્વરૂપ

બુદ્ધ-યુગ પહેલાંના સમયમાં હિંદના નીતિસંબન્ધી આદર્શો વિકસતા હતા. ભટકતી જાતો તરીકે પળાતા રીતરિવાજોમાંથી એક સ્થાપિત માનવજાતિઓને શોભાવે તેવા રિવાજનું સ્વરૂપ બંધાતું હતું. અપ્રગટમાંથી પ્રગટ સ્વરૂપ થતું હતું. ઉદ્દેશ-વગરના શ્રમણમાંથી ધર્મ ઉપર ભાર મૂકાતો હતો.

નીતિશાસ્ત્રને આરંભકાળમાં બે બાજુઓ હોય છે. ભટકતા લોકો માટે અમુક નિયમો અને કર્તવ્યો નક્કી કરેલાં હોય છે. અને

ધાર્મિક પ્રવૃત્તિમા આગળ વધેલા લોકો માટે, અમુક બીજા વધારે કડક નિયમો અને કર્તવ્યો હોય છે

બુદ્ધ-યુગ સુધી જુદી જુદી નાતજાતના નિયમો તથા ચાર આશ્રમો ( બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ, સંન્યાસ ) નક્કી થઈ ગયા હતા. હિંદુઓના નીતિશાસ્ત્રમાં આ એક ખાસ લક્ષણ છે, અને તે ઘણું મહત્ત્વનું છે. નીતિના આદર્શો સાપેક્ષ હોય છે; અને અમુક ધાર્મિક સંપ્રદાય પ્રમાણે સ્વીકારવામાં આવેલા હોય છે. હિંદુ રીતરિવાજોની વિવિધ જાત પણ એ રીતે જ રચાયેલી છે. આશ્રમ-વ્યવસ્થા.

## પ્રકરણ ૨ જું

## ( ૨ )

ઈ. સ. પૂર્વે ૪૦૦૦ વર્ષ પહેલાં.

સિંધુનદીની ખીણમાં જે લોકો સૌથી પહેલાં રહેતા હતા તે (હિંદુઓ) અસંસ્કૃત નહોતા, એમ માનવાને ઘણા પુરાવા છે એમના સુંદર ઈંટના મકાનોવાળાં મોટા શહેરો હતાં તેમનાં સ્નાનગૃહો હતાં. કાસાનો ઉપયોગ તેમણે કર્યો છે જીવન્ત મૂર્તિઓ, સુંદર-મ્હોર છાપવાળા સિક્કાઓ વગેરે કનાકારીગરીના ઘણાં કામ તેઓ જાણતા હતા તેથી એમ લાગે છે કે ઈ સ પૂર્વે ચાર હજાર વર્ષો પહેલા, હિંદનો આ વિભાગ સંસ્કૃતિની ઊંચી કોટિએ પહોચ્યો હતો.

પણ તેમના ઉન્નત સ્વરૂપો સાથે જોડાયેલા બીજાં કેટલાંક પ્રાથમિક સ્વરૂપો જોવામા આવે છે, જેમકે વૃક્ષપૂજા મનુષ્યવધ, લિંગપૂજા વગેર. તેથી એવી સૂચના મળે છે કે તે વખતે ધાર્મિક અને નૈતિક વિચારોનું સંક્રમણ થતુ હતું, અને ત્યાર પછી બે હજાર વર્ષ સુધીમાં લખાયેલા હિંદુઓના ધર્મગ્રન્થોમા, ઋગ્વેદ માં અને અથર્વવેદમા-એવું જ જોવામા આવે છે

જૂના આર્ય લોકોના ધનિકવર્ગોની ઇશ્વરપ્રાર્થના અને મન્ત્રો ઋગ્વેદમાં અને અથર્વવેદમાં આવે છે. ઇન્દ્રદેવને પ્રસન્ન કરવા, તથા તેમની પૂજા કરવી એ જ તેમની પ્રાર્થનાનો હેતુ હોય છે. પણ તે દેવો પોતે જ સંપૂર્ણ રીતે સાત્વિક થયેલા જણાતા નથી. અને તેમાંના કોઈ તો એવા લોભમા અને મદ્યપાનમાં આસક્ત થયેલા હોય છે—જાણે કે એક લશ્કર પરદેશ ઉપર ચઢાઇ કરવા ચાલ્યું હોય, અને ખૂબ મસ્તીમા રહેતું હોય નહિં ! વેદકાળ:

ભારતવર્ષપર પ્રથમ આક્રમણ કરનાર લોકો જ્યારે હિંદમા આવ્યા ત્યારે તેઓ પોતાના 'સુમેરિઅન' પૂર્વજો વિષે કાંઈ જાણતા નહોતા; તોપણ તેઓ નીતિમાર્ગે ચાલતા હતા. 'ઋજુ-સીધે રસ્તે—જીવન ચલાવનારા' અને 'કુટિલમાર્ગીઓ' (વામ-માર્ગીઓ)—એવા બે વિભાગ પ્રથમ તેમણે પાડયા. તેમાંના ડાહ્યા માણસોએ હિંદમા ચાલતા જૂના રિવાજો—લિંગપૂજા વગેરે નિંદી કઢાવ્યાં. જે લોકો દેવોને ભેટ ધરતા નહિં તેમની કૃપણતા તેમણે ધિક્કારી કાઢી. અને તેમણે ઊંચી જાતનું ગ્રામજીવન જીવવા માંડયુ જેથી બીજાને સારો દાખલો બેસે. આર્યોનું જીવન:

તેમનો લગ્નનો આદર્શ ઊંચો હતો. તેમના પિતૃઓના આદર્શ મોટાં પણ અસ્પષ્ટ હતા. તેમનામાં ન્યાયપ્રિયતા હતી. 'પાપથી જ માણસ, દેવથી જુદો પડે છે,—' એમ તેઓ માનતા હતા. દેવને તેઓ પોતાનો ભાઈ, પિતા કે મદદ કરનાર મિત્ર ગણતા. કોઈવાર ઇન્દ્ર તેમને કજિયાખોર અને દારૂડીઓ લાગતો ત્યારે, તેઓ વરુણ જેવા ન્યાયી દેવની પ્રાર્થના કરતા; તેની પાસે ક્ષમાની માગણી કરતા હતા. આ ન્યાયથી વરુણદેવ મોટા વિસ્તારવાળા આકાશને પણ છાવરી દે છે. ન્યાયની દેવી વિપુલ દેવોની ભાવના

ભાવના ! તે દેવ ભક્તના કે પાપીના અંતરના ઊંડાણમાં જોઈ શકે છે; તેમના હક્ક ઉપર ધ્યાન આપે છે, ક્ષમા આપે છે. તોપણ તે વરુણદેવ પિતૃહત્યા કરનાર અને મદ્યપાન કરનાર ઈન્દ્રને તાબે થઈ જાય છેઃ આ બાબત ધ્યાન ખેંચે તેવી છે.

'ઋતની' ભાવનાઃ બીજા શબ્દોમાં કહીએ તો " ઋત " ની ભાવના, એટલે કે કુદરતી નૈતિક ભાવના, આર્ય લોકો સાથે હિંદમાં આવી છે. ' પર્શિયા ' ( Persia ) ના લોકોએ આવા જ વિચારો કરેલા છે. ગ્રીકમાં ઋત ને મળતો શબ્દ Moira ( મોઈરા ) છે; તેનો અર્થ ' પરસ્પર સુમેળ ' ( *Harmony* ) થાય છે. ઋતની ભાવનાએ દેવો સાથે કલહ કરવાનું શરૂ કર્યું; કેમકે તેઓ તેમાં બરાબર મળતા થતા નથી; તોપણ ધીમે ધીમે તેને ઋતના અમલ નીચે આવવું પડે છે.

દેવોની સંખ્યાઃ દેવોની સંખ્યા કોઈ તેત્રીસ,* કોઈ છતિર અને કોઇ તેત્રીસ-સો કહે છે. પણ તે બધાનાં એકબીજાથી જુદાં પડતાં લક્ષણો સ્પષ્ટ કહેવામાં આવ્યાં નથી. તેમાંના ઘણાને માટે " દેવોમાં પ્રથમ " એવું ઉપનામ કહેવામાં આવ્યું છે. આર્યોએ ક્રમ

નક્કી કરવાની પદ્ધતિ દાખલ કરી; દેવોનો દરજ્જો સાચવવા નવા વિચારો કર્યા. કેટલાકને આકાશમાં રહેવાનું સ્થાન આપ્યું. આકાશમાં અગિયાર દેવો રહે છે, તેઓ 'ઊંચા' કહેવાયા.

સોક્રેટિસે શિખવેલા ધીરતા, નિયમિતતા અને ન્યાય-એ ત્રણુ પ્રાથમિક ગુણો હોમરનાં ગીતોમાં કવિત્વદૃષ્ટિથી રજૂ કરેલા જોવામાં આવે છે. તેવી જ રીતે હિંદમાં નીતિના મહાન સિદ્ધાન્તોનાં બીજ વેદના મંત્રોમાં જોવામાં આવે છે. પહેલો વિચાર તપસ્ (ઉષ્મા) નો છે. તેનો રૂપક-અર્થ 'ભક્તિની ઉષ્મા' લેવાય છે. અને ધીમે ધીમે 'તપ' એટલે સંયમ, નિયમ, અડગ ધૈર્ય, કષ્ટ વેઠવાની તૈયારી વગેરે ઊંચા ગુણોનો સમાવેશ તેમાં કરવામા આવ્યો. પછી તો તપથી, પાપ બળીને ભસ્મ થઈ જાય છે, માણુસ દેવોને પ્રિય બને છે વગેરે મહાન પવિત્ર ભાવનાઓ વિકસી. ઋગ્વેદના દસમા મંડળમાં લાંબી જટાવાળા ઋષિઓ દેખાવા લાગ્યા. તેઓ ભગવાં લુગડાં પહેરતા હતા; તપ-વડે પ્રભુ પાસે જવાની શક્તિ તેમણે મેળવી હતી. નીતિના બીજઃ

અહીંથી હિંદમાં "સંન્યાસ-આશ્રમ" નો અને મઠ-વાસીઓનો ઉદય થાય છે. અહીં ભક્તિનું બીજ રોપાય છે. ભક્તિનો અર્થ 'ઈશ્વર તરફ દૃઢ પ્રેમ અથવા અનુરાગ થાય છે. પાછળના યુગમાં 'ભક્તિવાદ' જન્મે છે. અને તેના પરિણામે કોઈ કોઈ વાર અનિષ્ટ ફળો જોવામાં આવે છે. તોપણ, એક રીતે જોતાં, તેમાથી ભવ્ય કલ્પના-સૃષ્ટિ વિકસી હતી; ને બીજી રીતે જોતા, તેમાંથી નિંદવાયોગ્ય વિષય-લંપટતા પણ જન્મતી હતી. આજે તે ભક્તિ, શ્રીમદ્ ભગવદ્-ગીતાના યોગેશ્વર શ્રીકૃષ્ણ તરફ દેખાડવામાં આવતી હતી; તો ભક્તિનો જન્મઃ

પાછળથી, તે અવિચારીપણે વધારી મૂકેલા, પુરાણોક્ત વિષયસ પર શ્રીકૃષ્ણ તરફ દેખાડવામાં આવતી હતી!

યજ્ઞ અને તેનું ફળ

યજ્ઞ અને ગુરુદક્ષિણાના વિચારો પણ ઋગ્વેદમાં છે. તેનું ફળ માણસને પરલોકમાં જ મળે છે. આ વિચારથી પાછળના જમાનામાં એવો મત ફેલાયો કે દાન કરવાથી માણસને નવો જન્મ મળે છે, સ્વર્ગ મળે છે; ત્યાં સર્વ જાતનાં સુખ મળે છે. દાન સાથે ભક્તિ હોય તો વળી વધારે સુખ મળે છે.

ઈ. સ. નાં ૧૦૦૦ વર્ષ પહેલાં

આ ઉપરથી આપણે કહી શકીએ કે આશરે ઈ. સ. પૂર્વે ૧૦૦૦ વર્ષ પહેલાં, હિંદમાં કેટલાક વિચારો વિકાસ પામતા હતા. પ્રથમ અસ્પષ્ટ વિચારોમાંથી કોઈ મહાન ભાવનાઓ જાગતી હતી, જેથી પ્રજાનું સંસ્કૃતિક ઘડતર દૃઢ થાય, અને બીજી પ્રજા કરતાં તેની છાપ નોખી પડે.

તત્ત્વજ્ઞાનનો ઉદય:

પણ પાછળથી આ ભાવનાશીલ યુગ–આ કવિતાનો યુગ–જ્યારે તત્ત્વજ્ઞાનમાં ઊતરી પડયો ત્યારે કેટલાક વિચારો જુદી જ રીતે વિકસવા લાગ્યા. એ વખતે **જ્યારે ખ્રિસ્તી ધર્મમાં 'ઈશ્વરી સામ્રાજ્ય'ની ભાવના વિકાસ પામતી હતી ત્યારે હિંદમાં 'અનેક વસ્તુઓની પીઠમાં કયું મૂળ તત્ત્વ રહેલું છે?'–એ પ્રશ્ન ચર્ચાતો હતો.** એ વખતે હિંદના દેવમંડળમાં પણ વ્યવસ્થા સ્થાપવામાં આવી હતી. દેવોને એક મોટો નીતિનિયમ લાગુ પાડવામાં આવતો, જેથી તેમને પણ સત્યદર્શન થઈ શકે. કેમકે તેઓ (દેવો) પણ હજી સુધી અંતિમ સત્યથી અલગ અને અજાણ રહેલા હતા.

પરમ શુદ્ધ બ્રહ્મનો વિચાર:

"દેવોનો અને માણસનો સ્રષ્ટા એક છે" આ વિચાર હિંદમાં આવ્યો; અને પછી 'પરમ સત્ય,' 'બ્રહ્મ'

'આત્મા' જ્યાંથી મન અને વાણી અગમ્ય થાય છે તે-તત્ત્વ આવ્યું. પાપ જેને સ્પર્શી શકતું નથી, એવા પરમ શુદ્ધ, સત્ય 'અનાદ્મનસગોચર' ની ભાવના વિકાસ પામવા લાગી ઈ સ પૂર્વે નવમા અને આતમા સૈકાના ગાળામાં જ્ઞમંત્ર।। અને કર્મમાર્ગરૂપી કીચડમાંથી જાગ્રત થયેલું હિંદ ગહનવાદના પર્વત શિખર સુધી પહોચી જાય છે. ઉપનિષદો, આ સત્ય તત્ત્વને ઓળખાવે છે. ત્યાં કહેલી 'ગગનચુમ્બી હિમાલયની તનયા'(ઉમા હૈમવતી) એણે સત્યનું તત્ત્વ પ્રથમ દેવોને સમજાવ્યું આ કલ્પના સુંદર અને સ્ફૂર્તિપ્રેરક છે ગિરિશિખર અને ગુહાવાસીઓએ એ પરમ સત્ય જોયું જે દેવો સમજવા નિષ્ફળ થયા હતા તે તત્ત્વ, એટલે બ્રહ્મ કે પરમ ચેતન-જે જગતમાં સર્વોપરિ છે

એકેશ્વર વાદમાથી ભૂતદયાનો જન્મ

આ એકેશ્વર-વાદમાંથી નીતિનો જે આદર્શ ઉદ્ભવ્યો તે હિંદનો લાક્ષણિક પ્રકાર છે વ્યક્તિ એક જાતનું માયિકરૂપ છે બીજાને દુઃખ દેવું તે આપણને પોતાને જ દુઃખ થયા જેવું છે 'પોતે' અને 'બીજા' -એ બે તત્ત્વો જુદા નથી -આ નીતિનું ધોરણ જ પરમજ્ઞાન શોધવનો રાજમાર્ગ છે, પણ કોઈવાર તે પણ વિકારૂપ ગણાય છે, કેમકે તે એક એવી સંસારસરણી છે જે ભવ્ય સાધકે છોડવી જોઈએ

સંસાર અને પુનર્જન્મ.

પહેલાંના ઉપનિષદોમાં સમજાવેલો 'કર્મ' અને સંસાર'-નો નિયમ સમજાવે છે કે 'પુનર્જન્મ' એટલે કરેલાં કર્મોનો યોગ્ય બદલો. 'વાવે તેવું લણે ને કરે તેવું પામે!' આ નિયમ પ્રમાણે બધી વિચારણા થવા લાગી

હું કોઈ દિવસ કરીશ નહિં. મોત એ અનિષ્ટ નથી. પણ, મારા મિત્રો ! મૃત્યુમાંથી બચવા કરતાય વધારે અઘરું દુર્ગુણમાંથી બચવાનું હોય છે. કેમકે દુર્ગુણ તો મૃત્યુ કરતા ય વધારે ઝડપવાળો છે. એ સાક્ષાત પાપ છે. હું ઘરડો છઉં, મંદ છઉં, તેવધારે ધીમા મૃત્યુથી પકડાયલો છું. પરંતુ દુર્ગુણ ઝડપવાળા છે, પકડવામા હોશિયાર છે—તેમ છતાં તે મને પકડી શકયા નથી. મને પકડનારા પોતે પોતાને હોંશિયાર માને છે; પણ તેઓ દુર્ગુણના પંજામાં પકડાયલા છે. તેથી મને તેમની દયા આવે છે ”

છેલ્લી ઘડી: ઇશ્વરની પ્રેરણા સોક્રેટિસ કોઈ ક્ષણે સમજી શકતો હતો, પણ તેની મહાન કસોટી કૉર્ટમા (Trial) થઈ ત્યારે તે ઇશ્વરી સૂચના મેળવી શકયો નહિ; અને તેથી જે કાંઈ તેની ઉપર આવી પડયું હતું તે ફાયદાકારક હતું, તેમા નુકશાન કાંઈ નહોતુ—એમ તે કહેતો. “ અહીથી મારે જવાનો વખત હવે આવ્યો છે. મારે મરવાનું છે. તમારે જીવવાનું છે: મૃત્યુ સારું કે જીવવું સારું તે તો ઇશ્વર જાણે છે ! ”

ઇસુ ખ્રિસ્તની અવસાન ઘડી: સોક્રેટિસની આવી શાંત ઇશ્વરાર્પણ ભાવના ઇસુ ખ્રિસ્તના જેવી જ છે. ઇસુ ખ્રિસ્ત કહે છે, “પ્રભુ મારા આત્માને હું તારે સ્વાધીન કરું છું ! ” પછી તે પ્રાર્થના કરે છે. “ પ્રભુ ! તારી મરજી પ્રમાણે થાઓ ! ” સોક્રેટિસ પોતાના દુસ્મનો તરફ—અને કહેવાતા ન્યાયાધિકારીઓ તરફ જે મૈત્રી દેખાડે છે તેવી જ નિખાલસતાથી ઇસુ ખ્રિસ્ત કહે છે.

છેલ્લાં વચન: “ પિતાજી ! તેમને ક્ષમા આપજો: કેમકે તેઓ શું કરે છે તેનું તેમને ભાન નથી ! ” સોક્રેટિસ અને ઇસુ ખ્રિસ્ત બેઉ—પાપી સાથે સમાધાન કરતા નથી; પરંતુ મરવાનું પસંદ કરે

છે, તેમણે પોતાના મત કહેવામાં કદી પણ કર્યું જ નથી-એમ તેઓ માને છે. તેમને બન્નેને દિવ્ય આંતર-પ્રેરણા મળી હતી; ને તેવડે તેઓ 'ઈશ્વરીઅંશ' ગણાયા હતા.

બુદ્ધ ભગવાનની અંતઘડીઃ

મૃત્યુ પાસે આવ્યું ત્યારે શાકયમુનિ પણ એવી જ શાંતિ દર્શાવે છે. પોતાના મિત્રો માટે એવી જ લાગણી રાખે છે; અને પોતે પોતાનું કાર્ય સંપૂર્ણ કરેલું છે એવો સંતોષ દેખાડે છે. પણ આ સમયે હિંદમાં, એવા એક સર્વ સત્તાવાન ઈશ્વરની ભાવના પ્રગટ થઈ નહોતી. તેથી બુદ્ધ પોતાના શિષ્યના વિચારોને આ જગતની ક્ષણિકતા તરફ પ્રેરે છે; અને મૃત્યુને એક અનિવાર્ય આવશ્યકતા તરીકે સમજાવે છે; અને દરેકને પોતાને ઓળખવા માટે તૈયારી કરવા કહે છે,

ત્રણ ઉપદેશકોની સરખામણી

સોક્રેટિસનું કામ સત્ય દેખાડવાનું હતું: ઈસુ ખ્રિસ્તનું કામ દિવ્ય પ્રેમ સમજાવવાનું હતું: અને બુદ્ધનું કામ ધર્મ અને જગતની વસ્તુઓનું ખરું સ્વરૂપ દેખાડવાનું હતું. આ દરેક મહાત્મા પોતપોતાનું કામ નિસ્વાર્થતાથી કરી ગયા છે. દરેકમાં જોઈએ તેવી લાક્ષણિક નીતિનો સમાવેશ થયેલો છે. સોક્રેટિસમાં સૌન્દર્ય, ઈસુ ખ્રિસ્તમાં નિસ્વાર્થ સેવા, અને બુદ્ધમાં આત્મ-સંયમ-આ ત્રણ મહાન પંથો, એક બીજાથી ખાસ જુદા પડી શકે તેવા નથી; પણ દરેકમા તેના સંસ્થાપકના ગુણ પ્રમાણે લાક્ષણિક ગુણધર્મ આવતા પામ્યા છે. તેમા દરેકમાં, આધુનિક યુગને માટે તેનાં પ્રેરણાનાં સનાતન છતાં નવાં બીજો રહેલાં છે. આ ત્રણ ઉપદેશકોમાં કોઈએ વધારે પડતું કાંઈ કહ્યું નથી; અને આટલી ભવ્ય ઊંચાઈ સુધી બીજા કોઈ પહોંચી શક્યા પણ નથી.

વીરગાથાઓ -એપિકનો યુગ-રામાયણ

બુદ્ધના સમય પછી હિંદના નીતિ-શાસ્ત્ર માટે, આપણે બે મહાકાવ્યો-રામાયણ અને મહાભારત-તપાસવાં જોઇએ. તેમાં ધાર્મિક ઐહિક, અને પારલૌકિક ધ્યેય લક્ષમા રાખીને ઊંચો ઉપદેશ આપવામા આવ્યો છે, અને તે, લોકોને ગમે તેવો છે. કૂવાને કાંઠે, જંગલની ઘોરવાટામા, દેવમંદિરમાં અને રાજારજવાડામા વસતા સૌ લોકોએ પોતાનો આદર્શ વીરપુરુષ, તે મહાકાવ્યોમાંથી શોધી કહાડયો હતો તેમાં આદર્શ પત્ની છે, આદર્શ યતિમુનિઓ છે, અને સાંસારિક વ્યવહારમા પ્રવીણ પુરુષોનાં પણ આદર્શ તેમાથી મળે છે

મહાભારત

અને મહાભારતના શ્રી ભગવદગીતા નામના એક મોટા પ્રકરણમાથી મહાબુદ્ધિવાન લેખકોએ લોકોના ધર્મ-સમ્બન્ધી અને તત્ત્વજ્ઞાન સમ્બન્ધી વિચારો શ્લોકોમાં મૂકીને તેમને અમર કર્યા છે તે વખતે જે હિંદુ ધર્મનું સ્વરૂપ ઘડાતું હતુ તેનો ટૂંકસાર લેખકે રજુ કર્યો છે અને બૌદ્ધપંથની અસર હિંદુધર્મ ઉપર કેટલી થઇ તે તેમાથી સમજાય છે

કૃષ્ણાર્જુન સંવાદ.

દિલ્હી પાસે જ્યા ઘણી લડાઇઓ થઇ હતી ત્યા કુરુક્ષેત્રના જૂના પૂરાણા સમરાંગણમાં તે દશ્ય રજૂ કરેલુ છે અર્જુન નામે 'આ' મહાકાવ્યનો નાયક રથમા બેઠો છે તેની પાસે શ્રીકૃષ્ણ બેઠા છે કૌરવો અને પાંડવોના લશ્કરો એક-બીજાની સામસામે આંતર વિગ્રહ ( Civil-War ) કરવા તૈયાર થઇ ઊભાં છે. તે વખતે પેલો નિવૃત્તિમાર્ગીઓનો આદર્શ, જે હિંદુઓએ અશોકના સાધુજીવનમા મૂર્તિમંત થતો જોયો છે, તે આદર્શ અર્જુને શ્રીકૃષ્ણ પાસે રજૂ કર્યો

લડાઇનાં અનેક ભયાનક માઠા પરિણામની સામે શ્રીકૃષ્ણે દલિલ કરી કે " આ ધર્મયુદ્ધ' [ Righteous war ] છે ખરું જોતાં આવે વખતે દયા એ નિર્બળતા છે. આત્મા અમર છે ને માત્ર દેહ જ નાશ પામે છે." શ્રીગીતાના ઉપદેશનું નૈતિક રહસ્ય એવું છે કે ક્ષત્રિયોને ધર્મયુદ્ધ સિવાય બીજું કાંઇ વધારે શ્રેયસ્કર નથી. કેમકે ક્ષત્રિયનો જન્મ યુદ્ધની ફરજ બજાવવા માટે થયો છે; અને આ ફરજ અહંકારથી મુક્ત રહીને બજાવવી જોઇએ. સુખ ને દુઃખ, લાભ અને ગેરલાભ, જય અને પરાજય-સરખાં જ સમજવાં; અને પછી યુદ્ધની તૈયારી કરવી. એમ કરવામાં પાપ લાગતું નથી. ખરું ધ્યેય કર્મ કરવા તરફ રાખવું, ફળ તરફ નહિં. જે પુરુષ, વાસનાને જીતી લે છે ને જીવનમાં અનાસક્ત રહીને જીવે છે— ' અહમ્ અને મમ " ની ભાવનાથી દૂર રહે છે તે સુખશાંતિ મેળવે છે. ધર્મ યુદ્ધની તરફેણમાંઃ

તેથી આ લડાઇ, લૌકિક સ્વરૂપમાંથી આધ્યાત્મિક સ્વરૂપમા ફેરવાઇ જાય છે. અને બૌદ્ધ માર્ગની જેમ, અહીં પણ વાસના, દુશ્મનની પેઠે ત્યજી દેવા લાયક મનાય છે. કામ, ક્રોધ, લોભ-તજવા જોઇએ. શ્રીકૃષ્ણે એ દુર્ગુણોને ' નરકનાં દ્વાર કહ્યાં છે; અને તેમની દિશામાં સાચો અમરત્વનો મહાન વિજયી દરવાજો છે. યુદ્ધનું રૂપક અને અધ્યાત્મિક ચિંતન

હિંદુઓના નીતિ-ગ્રન્થોનો ટૂંક સાર બીજી અનેક જગ્યાએ આવે છે, અને તેમાંથી કરોડો જીવોને પ્રેરણા મળે છે. ઇશ્વર તરફ દૃઢ ભક્તિ રાખવાથી ધર્મનું, અનાસક્તિનું અને નિષ્કામ ભાવનાનું રહસ્ય માનવીને જડે છે. ગીતાઃ પ્રેરણાંદાયી ધર્મગ્રંથઃ

શ્રીકૃષ્ણ પોતે એ ભાવનાઓનું સજીવન સ્વરૂપ છે. અને આ પુસ્તકમાં કહેલી ભક્તિ તે વેદનાં સૂક્તોમાં કહેલી ભક્તિ છે, સાંપ્રદાયિક નથી. ઈશ્વરના અખંડ પ્રેમનું એ સ્વરૂપ છે, અને આ ભક્તિમાં, પાછળના હિંદુધર્મમાં આવી ગયેલો કામ-વાસનાનો અંશ નથી.

આત્મનિવેદન: "તું જે જે કરે તે મારે માટે કર. જે પાપી હોય તે પણ મારામાં પ્રેમ રાખતો હોય તો તેને સારો જાણ."

યોગનો આદર્શ: યોગનો આદર્શ આમ જણાવ્યો છેઃ "પવનરહિત વાતાવરણમાં દીવાની જ્યોત હોય તેવો સ્થિર." કારણ યુદ્ધમાં યોગીએ ઇન્દ્રિય-નિગ્રહ રાખવાનો હોય છે. પોતે, લડવૈયાએ જ રાગદ્વેષમાંથી અને ભયમાંથી મુક્ત રહેવું જોઈએ. પ્લેટો અને ઉપનિષદો કહે છે તેમ, શ્રીકૃષ્ણે માનવ-દેહરૂપી રથમાં બુદ્ધિને સારથિપણું આપ્યું છે; અને તે ઇન્દ્રિયોરૂપી વેગી ઘોડાઓને વશ કરે છે.

હિંસા-અહિંસાની સંદિગ્ધ કારણમાળા: બુદ્ધની પેઠે શ્રીકૃષ્ણ અહિંસાને માન આપે છે. અને ક્ષત્રિયના ધર્મ ઉપરાંત, આ ગ્રન્થમાં નમ્રતા, ત્યાગ, દયા અને સાદાઈના સિદ્ધાન્તોને નિર્ભયતા, શક્તિ, અને ધૈર્યના ઊંચા ગુણો સાથે સમન્વિત કીધો છે, તે વાત વધારે આશ્ચર્યકારક છે.

બેધારી તલવાર? જેવી રીતે મહાત્મા ગાંધી પોતાના સિદ્ધાન્તો, ગીતામાંથી રચે છે તેવી રીતે, એક ખૂનખાર ખૂની પણ પોતાના સિદ્ધાન્તો ગીતામાંથી મેળવી શકે છે, રશિયાના લોકો હાલમાં પ્લેટોના જૂના સંવાદોનું સ્વરૂપ સમજતા થયા છે, પ્લેટોના ઉપદેશમાં પણ આવા બે પક્ષ પડી જાય છે. કેમકે એક

ખૂની પણ એમ કહી શકે કે પોતે અહંભાવ ત્યજીને, અનાસક્તિથી પોતે દુશ્મનને મારી નાંખ્યો છે! પશ્ચિમ તરફના દેશોમાં પણ સિનાઈ પર્વતની ટોચ પરથી કહેલા શાંતિના સિદ્ધાન્તો-જે એશિયા-વાસીઓને આકર્ષક લાગ્યા છે-તે, વિકસિત થયેલા ખ્રિસ્તી ધર્મમાં અહિંસાનો પાઠ શિખવી શક્યા નથી. [ અજબ જેવું છે કે એ સિદ્ધાન્તો શાંતિના હોવા છતાં, ખ્રિસ્તીઓ હિંસામય બની ગયા છે. ]

ગીતામાં કહેલો શમ, શાંતિનો માર્ગ, એક સાંસારિક ગૃહસ્થના મુખથી ઉપદેશાયેલો છે. અર્જુન અને શ્રીકૃષ્ણ બન્ને સાંસારિક ગૃહસ્થો હતા, મઠવાસીઓ નહોતા. શ્રીકૃષ્ણે લડાઈ વખતે એ ગુણ કાઢી નાખ્યો. તેને ઠરાવવા ક્ષત્રિય-ધર્મની દલીલો વાપરી. ખરું કહીએ તો અશોકને અને બીજા નિવૃત્તિમાર્ગ સાધુઓને તથા બૌદ્ધોને શ્રીકૃષ્ણે રદીયો આપેલો છે. એકેશ્વરવાદ, જેની ઉપર બૌદ્ધો હુમલો કરતા હતા, તેનું શ્રીકૃષ્ણે ગીતામાં પુનઃસ્થાપન કર્યું છે. ધર્મના ગૃહસ્થ ઉપદેશક

સાહિત્યના કોઇ પુસ્તકમાં ગીતાની જેમ "સર્વેશ્વર" [ Pantheism ] નો સિદ્ધાન્ત સમજાવ્યો નથી. આ ગ્રન્થમાં તે ઊંચી નીતિનું પોષક તત્ત્વ બને છે. એક સાંસારિક વ્યક્તિને મન ગીતા એક ઉપનિષદ છે. દરેક વર્ણને તેમાં યોગ્ય સ્થાન અપાયલું છે. ઈશ્વર તરફ દૃઢ ભક્તિ રાખીને અનન્ય ભાવથી પોતાને માથે આવી પડતી ફરજ બજાવવાનું સમજાવવા માટે બધાં શાસ્ત્રવચનો આગળ મૂકવામાં આવ્યાં છે. સર્વેશ્વર વાદ

## પૂર્વ અને પશ્ચિમના નૈતિક ધ્યેયો

યોગીઃ હિંદનો ધાર્મિક આદર્શ

હિંદનો ધાર્મિક આદર્શ યોગી છે. તે અનાસક્ત છે, પરોપકારી છે, ગહન બાબતોના ધ્યાનમાં સ્થિત પ્રજ્ઞ છે, આવા એક આત્માને ગીતાએ સર્જ્યો, ને તેને માનવીના વ્યવસાયી તથા વ્યગ્ર જીવનમાં મૂકયો. આવી બાબતો સમજાવતાં ગીતાએ કેટલાક સામાન્ય વ્યવહાર સૂત્રો સમજાવ્યાં છે. હિંદ એક રીતે વિલાસવૃત્તિ તથા બીજી રીતે ત્યાગ તથા નિવૃત્તિમાર્ગ તરફ ધસડાઇ રહ્યુ હતુ, ત્યારે ગીતાકાર શ્રીકૃષ્ણ અને પાલિ સંહિતાકાર બુદ્ધ, હિંદમા એ બે માર્ગમા સમાન તુલા સ્થાપતા હતા, અને તેને વિવેક સમજાવતા હતા. હિંદનો મોટો વિજય એ છે કે હિંદ અહિંસા ઉપદેશ છે, અને પાળે છે.

ગાંધીજીનો અહિંસાવાદ

પાપનું અસ્તિત્વ કબૂલ કરીને શાસ્ત્ર વચન મૂકે છે ત્યા પણ મહાત્મા ગાંધી જેવાનો ઉપદેશ અહિંસા તરફ લક્ષ રાખે છે. ગાંધીજીએ જૂનો ઉપદેશ નવા સ્વરૂપમા મૂકયો છે, જે "નકાર આત્મક" તથા નિષ્ક્રિય હતું તેને ગાંધીજીએ વિધેયાત્મક તથા સક્રિય બનાવ્યુ છે. તેના મુખ્ય સિદ્ધાન્તો, સત્ય, પવિત્રતા અને પ્રેમ છે. તેમનું મૂળ ઈસુ ખ્રિસ્તના ઉપદેશમા રહેલુ છે, તેમ જ ઉપનિષદ લખનાર ઋષિઓના સૂત્રોમા રહેલું છે, અને **ગાંધીજીના ઉપદેશમાં આવતા સામાજિક ઘડતરની પવિત્રતા, એક હિંદી પયગમ્બર જેટલી દૂર દૃષ્ટિથી યોજાયલી છે. શું ગાંધીજી હિંદનો પીડાતો સેવક [ Suffering Servant ] નથી?**

મનુસ્મૃતિ સર્વ કાળ માટે નથી

મનુ જેવા સ્મૃતિકારો હિંદમાં હતા. મનુ સ્મૃતિ હાલ જેવા સ્વરૂપમાં રચાયની હશે? પ્રથમ તે માત્ર બ્રાહ્મણોના ધર્મો સ્થાપવા રચાયની, પાછળથી તે હિંદુ સમાજને બંધન કર્તા થઈ ગઈ તેમાં ધાર્મિક બાબતો છે ને તે ઉપરાંત વ્યવહાર અને ન્યાયને

લગતી બાબતો પણ આવે છે, તેમા કહેલી દૈનિક ફરજો જે બજાવે તે જ ' હિંદુ ' કહેવાય; અને હિંદનુ નીતિમય જીવન બે ' મહાકાવ્યોમાં સ્પષ્ટ દેખાડયું છે.

તેમાં પણ કોઈ ઠેકાણે એવું દેખાય છે કે લેખક બ્રાહ્મણો હશે. બે મહાકાવ્યોમા બ્રાહ્મણોની લાગવગ દેખાઇ આવે છે, "ઇનીડ" કરતાં વીશગણું લાંબું મહાભારત, મહાકાવ્ય છે. ઉત્તર અને મધ્ય હિંદમાં થયેલી મહાન આંતરવિગ્રહની વાત તેમા આવે છે. બ્રાહ્મણ-શાસ્ત્રકારો: અને મહાકાવ્યો

રામાયણ કાવ્ય જે ઘણુ નાનું છે તે આર્યોનું હિંદમાં દક્ષિણ તરફનું આગમન વર્ણવે છે. રામાયણ ચંદ્રવંશના રાજાઓ વિષે કહે છે ને મહાભારત સૂર્યવંશના રાજાઓનું વર્ણન કરે છે. રામાયણમા રામ આદર્શ વીરપુરુષ તરીકે આવે છે ને સીતા આદર્શ પત્ની તરીકે આવે છે. તેમની દક્ષિણના વાનરો સાથે થયલી મૈત્રીને કાવ્યમાં અને ગીતોમા કવિએ અમર કરી છે. તે વાનરાઓને, પશ્ચિમમા મણાય છે તેવાં હાસ્યપાત્ર પ્રાણી વર્ણવ્યાં નથી; પણ તેઓ માણસને મદદ કરનાર મિત્રો જેવાં થાય છે, રામને મદદ કરવા તેમણે સમુદ્ર ઉપર પૂલ બાંધ્યો ને રાક્ષસ રાજા સાથે વિષ્ટિ કરવા વાનરો ગયા હતા. આવી વફાદારી અને બુદ્ધિ કેટલીક વાર માણસોમાં પણ જોવામાં આવતી નથી. 'રામાયણ'

હિંદમા રાજનીતિના ગ્રન્થો છે. તેમાં કૌટિલ્ય નામનો લેખક અગ્રસ્થાન લે છે. યુરોપીય સાહિત્યમાં જેવો મિકિયાવેલી ( Machiavelli ) છે તેવો હિંદમાં કૌટિલ્ય છે. ગુપ્તવંશના રાજાઓના સમયમાં હિંદમા પ્રાકૃતિક વિજ્ઞાન ( Natural science ) ઉદ્ભવ્યું હતું અને તેનો વિકાસ ઘણો થયો હતો, કૌટિલ્ય

## પૂર્વ અને પશ્ચિમના નૈતિક ધ્યેયો

બીજી વિદ્યાઓનો વિકાસ

હિંદમાં ખગોળશાસ્ત્ર પણ હતુ જ્યારે ગ્રીકો હિંદમાં આવ્યા ત્યારે હિંદમા ખગોળશાસ્ત્ર વિકસેલુ હતું, અને આક્રમણ કરનાર એ ગ્રીક લોકોએ, હિંદને કાંઇક નવી પદ્ધતિ શીખવી. મધ્યયુગમા આરબોએ હિંદી ખગોળશાસ્ત્ર ભાષાન્તર મારફતે યુરોપમા ફેલાવ્યુ યુરોપમા એરેબિક ભાષાના જાણકાર ઘણા હતા અને છે.

આયુર્વેદનુ જ્ઞાન

વૈદ્યકીય વિદ્યામાં, 'आयुर्वेद' મા હિંદુઓ તથા બૌદ્ધો પ્રવીણ હતા હિંદુઓ પ્રાણીઓના વધ કરીને તેમની અવયવ-રચના સમજતા તથા શીખવા માટે મીણનાં પૂતળાંઓ બનાવીને તેના ઉપર વાઢકાપ કરતા હાલમાં મુસલમાન દાક્તરો હિંદમાં વધારે હશે, કેમકે મોગલોએ હિંદ જીત્યુ તેનું પરિણામ એ આ્યું કે જૂની વૈદ્યકીય પરંપરા નાશ પામી, અને અહિંસાવાદીઓએ મૃત શરીરને અડકવાનો વાંધો ઉઠાવ્યો હશે, તેથી તેમનામા વાઢકાપની વિદ્યા વિકસેલી જણાતી નથી

સંગીત શાસ્ત્રનો વિકાસ

હિંદના સંગીતશાસ્ત્રે પશ્ચિમના દેશો ઉપર ઘણી અસર કરી છે, એશિયા ખંડમાં પણ હિંદી સંગીત પ્રચારમાં છે. જ્યાં જ્યાં આરબ લોકો ગયા ત્યા ત્યા તેઓ સંગીતના સ્વર, અર્ધ-સ્વર (શ્રુતિ) અતિકુત માત્રા, અને સ્વરોની રમ્ય મિનાવટ સંગીતદ્વારા ફેલાવતા ગયા સ્પેઇનમાં પણ સંગીત ફેલાવ્યું. અહીં કુદરત અને કળાની રમ્ય મિલાવટ છે, દરેક વર્ષે ઋતુઓ (૬) છ છે તેમ હિંદમા મુખ્ય રાગ છ (૬) છે, દરેક તે તે ઋતુ માટે અનુકૂળ છે, પ્રત્યેક રાગને એક રાગિણી છે. તે દરેક ઋતુમાં દિવસ અથવા રાતને અનુકૂળ હોય છે—દરેક કલાકના વાતાવરણને અનુકૂળ હોય તેવા રાગ હિંદમા જ યોજાયલા છે. જેવી રીતે રજપૂતોની ચિત્રકળામાં હિંદના દેવો અને દૈનિક

ધર્મ–ફરજો વિષે ચિત્રો મુખ્ય છે તેવી રીતે હિંદના સંગીતમાં એ બે તત્વો ખાસ કરીને આવે છે.

જેવી રીતે હિંદી ચિત્રકાર વિદ્વાન ટીકાકારોના એક નાના મંડળને સંતોષવા ખૂબ કાળજી રાખતો તેવી જ રીતે, હિંદી સંગીતકાર પોતાનાં તંતુવાદ્ય, વીણા અને તબલાં બજાવવામાં અમુક વિદ્વાન વર્ગને પૂર્ણ સંતોષ આપવા મથતો હતો. શાસ્ત્રીય યત્તાનું નિયંત્રણ:

કેટલીક વાર ગ્રામજીવનમા એક મોટા વડલાની છાયા નીચે અથવા એક કૂવાને કાંઠે એકત્ર થયલા લોકોના ટોળામાં એક હિંદી સંગીતકાર પોતાની કળા દેખાડતો જોવામાં આવે છે. આવા શ્રોતાવર્ગ પાસે ભટકતા ભાટચારણોએ અનન્તકાળથી પોતાનાં ગીતોદ્વારા શ્રીકૃષ્ણનો પ્રેમ, રામના પરાક્રમ વગેરે પુરાણની વાતો સજીવન રાખી છે. તેમને આપણે હિંદના લોકપ્રિય શિક્ષકો કહી શકીએ–કારણ કે તેમણે જ પ્રાચીન 'સંસ્કારો' તેમનામાં જાગ્રત રાખ્યા છે. લોકસંગીત

વણજાર મંડળોની વ્યાપારી કુનેહ સાચવવામા જ્ઞાતિસંસ્થા બહુ સહાયકારક બનેલી છે. તેઓ પોતાના બાપદાદાના ધંધાઓ ચલાવ્યે રાખતા હતા, અને બીજા ઉમેદવારોને તાલિમ આપતા હતા. 'શ્રેણિ' તથા 'મહાજન'

આ ઔદ્યોગિક જમાનામા જથ્થાબંધ લોકો હુન્નર શિખે છે, તોપણ દરેક પોતાનો પેઢીથી ઊતરી આવતો ધંધો શિખવાનું બની શકે તેવું છે. હાલના સમયમાં પણ બનારસ ( કાશી ) અને કાશ્મીરનાં શાલ વણવાનાં કારખાનાં જે બે હજાર વર્ષના કાળચક્રના ફેરફારમાથી બચી ગયલાં છે, તે સારાં ચાલતાં દેખાય છે; તેમા ડામર અને ગળીમાંથી બનેલા રંગો વપરાય છે, અને 'પેઢી ઘર ધંધાની પ્રણાલિકા'

પરદેશની હરીફાઇમાં મોટા પ્રમાણમાં માલ ઉત્પન્ન કરવામા આવે છે.

**જ્ઞાતિ સંસ્થાના ગુણ-દોષ.** જ્ઞાતિસંસ્થાના પરિણામ સારા અને માઠાં—બેઉ જાતનાં છે, મધ્યયુગની હિંદુ સંસ્કૃતિના કેન્દ્રસ્થાન જેવા કાશીમાં અને કાસ્મીરમાં સોનારૂપાના કારીગરોની ઘણી સુશોભિત દુકાનો છે, ઝરીકસબનું કામ કરનારા તથા સાડીઓ બનાવનારા છે, તેમાં નગર રચનાના સિદ્ધાન્તો સાચવી રાખવામાં આવ્યા છે. અને

**'પંચાયત' ની ગ્રામ-સંસ્થા.** સામાજિક જીવન વ્યવસ્થિત થયું છે. આવાં નગરોમાં, શ્રમજીવી ગ્રામ જનતામાં ( જ્યાં પંચાયત અથવા "પંચ" સજીવન છે ) ત્યાં આપણે પહેલાંના હિંદી અને દ્રાવિડી લોકોનાં સાંસ્કૃતિક સ્મરણચિહ્નો—તેમનાં સામાજિક પરાક્રમો જોઇ શકીએ છીએ

**દક્ષિણ હિંદનો શ્રદ્ધાળુ સમાજ.** દક્ષિણમાં હિંદુઓ ધર્મગો ન ભક્તિમા તલ્લી થઇ ઇ દેવ પાસે નમતા, વિરોધ કરી શકાય નહિં તેવી શક્તિ પાસે દીનતા; ઇશ્વરનો પ્રેમ મેળવવા માટે માનુષી પ્રેમ ઇશ્વર તરફ પ્રેરવો તે જ પુરુષાર્થ, એ જ નીતિ આ દક્ષિણ હિંદના વતનીઓનાં મુખ્ય લક્ષણો હતા છે ધર્માચરણ કરવા માટે જ જીવવું એ એમનો જીવનમંત્ર છે.

**દ્રાવિડોનો મનુ તિરુવેલુર.** ઇ. સનના ત્રીજા સૈકામાં તિરુવેલુર થઇ ગયા છે. દ્રાવિડી હિંદ—દક્ષિણ હિંદ તેને જ પોતાનો મનુ માને છે તે એમની જીવનપ્રણાલિકા નક્કી કરી ગયા છે તે ધર્મપથમાં એ લોકો જીવન વીતાડે છે.'

**ધર્મ કે નીતિ ?** 'ધર્મ' વિરુદ્ધ નીતિની વિચારણા આજે હિંદમાં મંથન ચલાવે છે, માણસો નીતિના વિચારોનો આશ્રય લઇને ધર્મને

એક બાજુએ નાંખી દેવા તૈયાર થયા છે. એક નામાંકિત બ્રાહ્મણે કહ્યું, " આપણે ધર્મગુરુઓ ન જોઇએ; તેમની સામે વિગ્રહ કરો " ધર્મશાસ્ત્રમા, કન્યાના વિવાહ નાની વયથી ( ૮–૧૨ ) સુધી કરવા માટે ભલામણ કરી છે, તે એ નિયમ સર્વમાન્ય થાય તેવો લાગતો નથી; ફાયદાકારક નથી. હિંદુ સમાજને એવાં શાસ્ત્રોએ–ધર્મે કાંઇક ફાયદો કર્યો છે અને નુકસાન પણ કર્યું છે.

'સત્ય' દેવનો પૂજારી ગાંધી.

તેથી મહાત્મા ગાંધીએ કહ્યું છે કે સત્યથી વધારે મોટો કોઇ દેવ છે જ નહિ, અને માનવહિત એ જ દિવ્યતા અને કલ્યાણ છે. " હિંદુધર્મને અડગ તથા ચોંટી રહેલો આ મહાન પુરુષ નાસ્તિક છે તે પોતે હિંદુ હોવા છતા માત્ર ગીતામાં કહેના જૂનાં સત્ય અને તત્વને ખરું માને છે. અને તે પ્રગતિ કરતા હિંદને અનુકૂળ દિવ્ય તત્વ તરફ ભક્તિ, કર્તવ્યપાલન, ( કાર્ય ) અનાસક્તિ, ભાગવી દુષ્ટ મન ઉપર વિજય એ બધુ નમા છે.

બીજા ધર્મમાંથી સિદ્ધાંત-સંચય

પણ તે પોતે કબૂલ કરે છે કે રાષ્ટ્રીય જાગૃતિ અને પ્રજાનું આત્મભાન પ્રગટાવવા માટે મહાત્મા ટૉલસ્ટોય જેવા ખ્રિસ્તી ધર્મના સિદ્ધાન્તોનો આશ્રય લેવો પડે છે; કોઈવાર "નવા કરાર" અને બીજા ખ્રિસ્તીધર્મપ્રચારકોના સિદ્ધાન્ત પણ સ્વીકારતા, જેવા લાગે છે મહાત્માનો દેવ ( ઇશ્વર ) શ્રી કૃષ્ણ નહી પણ ઈસુખ્રિસ્તને વધારે મળતો આવે તેવો કોઇ છે.

'શૂદ્ર'ના નવા યુગનો અર્થ

તે પોતાને ' શૂદ્ર ' નામથી ઓળખાવે છે. તેનો અર્થ ' સેવક ' ' દાસ ' એવો થાય છે, તેથી તે આ જમાનાનાં ઈસુખ્રિસ્ત જેવો ગનાય છે.

## ૨ અથર્વવેદમાંથી ( ઇ. સ. પૂર્વે ૭૦૦ )

### પાસા ( દ્યુત ) માટે આસક્તિ

દ્યૂતઃ હે રમતના પાસા, તું મને એવી રમત શિખવ જેથી નફો થાય, ગાયો જેવી રીતે ઘણું દૂધ આપે છે તેમ પાસાથી નફો થાય તેવું કર. જેવી રીતે એક દોરી વડે ધનુષ્ય બંધાયેલું રહે છે, તેવી રીતે મને નફા સાથે તું સજ્જડ બાંધ.

## ૩ ઐતરેય બ્રાહ્મણમાંથી (ઇ. સ. પૂર્વે ૬૦૦)

### પુત્રકામના અને તેનું મહત્ત્વ

પુત્ર કામના અને પ્રજાતંતુનો વિસ્તાર

જ્યારે પિતા સજીવન પુત્રનું મોં જુવે છે ત્યારે તે પુત્રથી પિતા દેવું વાળી દે છે—ભરી દે છે; ને અમરપણું મેળવે છે.

જે સુખ, પિતા પોતાના પુત્રથી મેળવે છે તે સુખ બધાં સજીવન પ્રાણીઓ પાણી, પૃથ્વી અને અગ્નિની સહાયથી જે મેળવે છે, તેના કરતાં ય વધારે ઊંચું છે; દરેક સમયે પિતા પોતાના પુત્રવડે અનેક જાતનાં અંધારામાંથી પસાર થઈ શકે છે. પુત્રમાં પિતાના આત્માનું પ્રતિબિમ્બ જન્મે છે; અને પુત્રવડે તે સામે કિનારે સુખથી પહોંચે છે.

હિંદુ ગૃહસ્થાશ્રમનો આદર્શઃ

અન્ન એ જ માણસનું પોષણ છે. લૂગડાં તેનું રક્ષણ કરે છે. ( સુવર્ણ ) સોનું સૌન્દર્યમાં ઉમેરો કરે છે; લગ્નથી ગાયોભેંસો મળે છે; તેની પત્ની તેનો મિત્ર છે; તેની પુત્રી દુઃખનું કારણ થાય છે; અને પુત્ર સૌથી ઊંચા આકાશમાં તપતો દીવો છે.

( ભાષાન્તર )

હિંદનો સાચો પક્ષકાર

ઈસુખ્રિસ્તને ભગવાન માનવામાં પણ હિંદીઓ ખ્રિસ્તી ધર્મમાં એક ઊંચુ નીતિતત્વ દાખલ કરે છે, અને તે ઊંચી માન્યતા દ્વારા જ ઈસુખ્રિસ્ત માનવજાતનો ખરો પુત્ર થઈ શકે છે. હિંદની નમ્રતા, એક ખામી કે નિર્બળતા નથી, એક વિજય છે. અને તેથી હિંદના કુદરતી આદર્શોને અંગ્રેજ પ્રજાએ માન્ય રાખ્યા છે.

સાચા હિંદુ તરીકે ગાંધીજી

ગાંધીજી પોતે જ ભૂખે મરતા લોકોનો ખરો પક્ષકાર છે, અને એશિયાના લોકો યુરોપના લોકો સાથે રાજકીય બાબતોમા સમાન હકક ભોગવવા લાયક છે એવી ઝુંબેશ મોટા પાયા ઉપર ગાંધિએ ઉપાડી છે. ગાંધિજીના પાંચ સિદ્ધાંત અને કાર્યપદ્ધતિનો ઉદ્દેશ પ્રજાકીય જાગૃતિ લાવવાનો છે તેની વ્યવહારુ આદર્શ-વાદમાં ખ્રિસ્તી લોકો પોતાની સંપૂર્ણ સહાનુભૂતિ દેખાડે છે. ગાય માતાની પૂજા અને વર્ણવ્યવસ્થા ટકાવી રાખવાની નેમ એ બે તત્વો આપણને (ખ્રિસ્તીઓને) વાંધાભરેલા લાગે છે અને તેથી એમ સમજાય છે કે ગાંધિજી જીંદગીભર એક હિંદુ જ રહેશે, અને તે હિંદુ રહે ત્યાં સુધી જ હિંદની સાચી સેવા કરી શકશે બીજાનો ધર્મ સ્વીકારવા માટે તારે તારો ધર્મ તજવો ન જોઈએ એ ગીતાવાકય હિંદુઓ ભૂલતા નથી.

'કર્મ' અથવા પ્રારબ્ધવાદ

હિંદુઓ જે કર્મવાદને ભાર આપે છે તે કર્મ વાદ ખામી વાળો છે જ, હિંદુઓની મોટી સંખ્યામાં વ્યક્તિત્વ ( personality ) વાળા માણસો બહુ થોડા હોય છે એ એમનો હમેશ-નો ક્રમ થઈ રહ્યો છે. વધારે પ્રગતિસાધક અને વ્યક્તિત્વ પોષક એવા ગુણોની હિંદમાં કદર નથી, પશ્ચિમના દેશોમાં મહાન કાર્ય-શકિત–કુદરતી તત્વોને માણસના ઉપયોગમાં લેવાની કુશળતા– એ ગુણો પશ્ચિમમાં માન પામે છે, હિંદમાં નહિ.

# પ્રકરણ ૩ જું

**પશ્ચિમનો પ્રવૃત્તિ માર્ગ:**

દરેક હિંદી સ્પષ્ટ રીતે કબૂલ કરે છે કે સામાજિક પ્રવૃત્તિઓમાં પશ્ચિમ તરફના દેશોએ ઘણું રચનાત્મક કામ કર્યું છે. ઘણા હિંદીઓ એમ કહે છે કે અહિંસા અને ' અનાસક્તિ 'ના નિયમોમાં મર્યાદા રાખવી જોઇએ.

**હિંદ કયે રસ્તે?**

પહેલાંની નમ્રતા અને દીનતા સાચવીને હિંદ કદાપી બળવાન થઈ શકશે ? જૂની દેવસેવા સાચવીને સાથે સાથે સમાજસેવા કરી શકશે ? અનાસક્તિ રાખીને ઉત્સાહ વધારી શકશે ? જો એમ થાય તો તે આપણને યંત્રવાદમાંથી બચાવી લઇને વધારે મનુષ્યત્વ વિકસી શકે તેની નવી વ્યવસ્થા સૂચવશે.

હિંદનો સાચો પક્ષકાર — ઈસુખ્રિસ્તને ભગવાન માનવામાં પણ હિંદીઓ ખ્રિસ્તી ધર્મમાં એક ઊંચું નીતિતત્ત્વ દાખલ કરે છે, અને તે ઊંચી માન્યતા દ્વારા જ ઈસુખ્રિસ્ત માનવજાતનો ખરો પુત્ર થઈ શકે છે. હિંદની નમ્રતા, એક ખામી કે નિર્બળતા નથી, એક વિજય છે. અને તેથી હિંદના કુદરતી આદર્શોને અંગ્રેજ પ્રજાએ માન્ય રાખ્યા છે.

સાચા હિંદુ તરીકે ગાંધીજી: — ગાંધિજી પોતે જ ભૂખે મરતાં લોકોનો ખરો પક્ષકાર છે, અને એશિયાના લોકો યુરોપના લોકો સાથે રાજકીય બાબતોમાં સમાન હકક ભોગવવા લાયક છે એવી ઝુંબેશ મોટા પાયા ઉપર ગાંધિએ ઉપાડી છે ગાંધિજીના પાય સિદ્ધાંત અને કાર્યપદ્ધતિનો ઉદ્દેશ પ્રજાકીય જાગૃતિ લાવવાનો છે તેની વ્યવહારુ આદર્શવાદમાં ખ્રિસ્તી લોકો પોતાની સંપૂર્ણ સહાનુભૂતિ દેખાડે છે. ગાય માતાની પૂજા અને વર્ણવ્યવસ્થા ટકાવી ગખવાની નેમ એ બે તત્ત્વો આપણને (ખ્રિસ્તીઓને) વાંધાભરેલા લાગે છે અને તેથી એમ સમજાય છે કે ગાંધિજી જીંદગીભર એક હિંદુ જ રહેશે, અને તે હિંદુ રહે ત્યાં સુધી જ હિંદની સાચી સેવા કરી શકશે. બીજાનો ધર્મ સ્વીકારવા માટે તારે તારો ધર્મ તજવો ન જોઈએ એ ગીતાવાકય હિંદુઓ ભૂલતા નથી.

'કર્મ' અથવા પ્રારબ્ધવાદ ? — હિંદુઓ જે કર્મવાદને ભાર આપે છે તે કર્મવાદ ખામી વાળો છે જ, હિંદુઓની ગાટી સંખ્યામાં વ્યક્તિત્વ ( personality ) વાળા માણસો બહુ થોડા હોય છે એ એમનો હંમેશનો ક્રમ થઈ રહ્યો છે. વધારે પ્રગતિસાધક અને વ્યક્તિત્વ પોષક એવા ગુણોની હિંદમાં કદર નથી, પશ્ચિમના દેશોમાં મહાન કાર્યશક્તિ–કુદરતી તત્ત્વોને માણસના ઉપયોગમાં લેવાની કુશળતા–એ ગુણો પશ્ચિમમાં માન પામે છે, હિંદમાં નહિ

દરેક હિંદી સ્પષ્ટ રીતે કબૂલ કરે છે કે સામાજિક પ્રવૃત્તિઓમાં પશ્ચિમ તરફના દેશોએ ઘણું રચનાત્મક કામ કર્યું છે. ઘણા હિંદીઓ એમ કહે છે કે અહિંસા અને 'અનાસક્તિ'ના નિયમોમાં મર્યાદા રાખવી જોઇએ. પશ્ચિમનો પ્રવૃત્તિ માર્ગ.

પહેલાંની નમ્રતા અને દીનતા સાચવીને હિંદ કદાપી બળવાન થઈ શકશે ? જૂની દેવસેવા સાચવીને સાથે સાથે સમાજ-સેવા કરી શકશે ? અનાસક્તિ રાખીને ઉત્સાહ વધારી શકશે ? જો એમ થાય તો તે આપણને યંત્રવાદમાંથી બચાવી લઇને વધારે મનુષ્યત્વ વિકસી શકે તેવી નવી વ્યવસ્થા સૂચવશે. હિંદ કયે રસ્તે ?



## પ્રકરણ ૪ થું

## હિંદનો આત્મા

### ૧ ઋગ્વેદમાંથી (ઈ. સ પૂર્વે ૧૦૦૦)

#### (अ) મરણાંત શોકગીત

**બીજા લોકનું આશ્વાસન** મૃત મનુષ્યના હાથમાંથી તેનું વાપરેલું હથિયાર હું લઉં છું, તે વડે હું સામ્રાજ્ય, મત્તા અને વિજય મેળવીશ, બળવાન સંતતિનું સુખ તું ત્યાં ભોગવીશ. અમે અહીં ભોગવશું, ને દરેક દુશ્મનના પ્રહાર પાછા હઠાવશું. તારી માતારૂપી પૃથ્વીને ખોળે તું સૂઈ જા, તે ખોળો ઘણો વિસ્તારવાળો છે, ને સ્નેહથી ભરપૂર છે.

**પૃથ્વી માતાને પ્રાર્થના** ઉદાર વૃત્તિથી દાન કરનારને પૃથ્વી માતા—એક યુવતી જેવી પોતાના સુકુમાર ખોળામાં સુવાડે છે, ને વિનાશના ભયમાંથી બચાવે છે. પૃથ્વી માતા! તારો વિશાળ માર્ગ ખુલ્લો કર, આ પવિત્ર આત્મા ઉપર વધારે ભાર મૂકીશ નહિ. દયા રાખી તેને સહાય કર. જેવી રીતે એક કપડાથી માતા પોતાના બાળકને

છાતીમાં લપેટી લે છે, તેવી રીતે આ માણસને તારી પાસે રાખ.

(પ્રો. એમ. એન. મેકડોનેલ્ડ કૃત અંગ્રેજી ભાષાન્તરને આધારે)

## (ख) પાસા (દ્યૂત)

તેઓ નીચે પડે છે, પણ ચપળતાથી ઉપર કૂદીને, તેઓ હાથ વિનાના હોવા છતાં, હાથ વડે માણસને હરાવે છે. અગ્નિના લ્હાળાની જેમ તેઓ પાટિયા પર પડેલા હોય ત્યારે, તેઓ ઠંડા દેખાય છે તોપણ તેઓ હૃદયને ભસ્મ કરી નાખે છે. દ્યૂતના પાસાનું કવિત્વયુક્ત વર્ણન

જ્યારે એક જુગારી કોઈ સ્ત્રીને જુવે છે ત્યારે તેને દુઃખ થાય છે. જ્યારે તે બીજાની સ્ત્રીને તથા તેમનાં વ્યવસ્થિત ઘર જુવે છે ત્યારે તેને દુઃખ થાય છે. તે આ બદામી રંગના ઘોડાને સવારમાં કામે લગાડે છે, અને જ્યારે અગ્નિ ધીમો પડે છે ત્યારે (ગાજે) તે પોતે વિનાશ પામે છે.

દ્યુ પાસા (જુગાર) રમીશ નહિ પણ તારું ખેતર ખેડજે. તારો માલ ઘણો છે એમ ધારીને તેમાં આનન્દ માનજે. હે જુગારી, તારી ગાયો છે, તારી પત્ની છે. આ ઉપદેશ મને પવિત્ર સાવિત્રીએ આપેલો છે. દ્યૂત-નિંદા

(ભાષાન્તર ઉપરથી)

## (क) ભક્તિનો આરંભ

મ્હારા બધા વિચારો ઇન્દ્રને સ્તવે છે. મોક્ષની ઇચ્છા રાખે છે અને તેને મળવા ચાહે છે જેવી રીતે પત્નીઓ પોતાના જુવાન પતિને ચુમે છે તેવી રીતે મારી ઇચ્છાઓ તે પવિત્ર દાન આપનારને ચુમે છે.

## ૨ અથર્વવેદમાંથી ( ઇ. સ. પૂર્વે ૭૦૦ )

### પાસા ( દ્યુત ) માટે આસક્તિ

દ્યુત — હે રમતના પાસા, તું મને એવી રમત શિખવ જેથી નફો થાય, ગાયો જેવી રીતે ઘણું દૂધ આપે છે તેમ પાસાથી નફો થાય તેવુ કર. જેવી રીતે એક દોરી વડે ધનુષ્ય બંધાયેલું રહે છે, તેવી રીતે મને નફા સાથે તું સજ્જડ બાંધ

## ૩ ઐતરેય બ્રાહ્મણમાંથી (ઇ. સ. પૂર્વે ૬૦૦)

### પુત્રકામના અને તેનું મહત્ત્વ

પુત્ર કામના અને પ્રજાતંતુનો વિસ્તાર — જ્યારે પિતા સજીવન પુત્રનું મોં જુવે છે ત્યારે તે પુત્રથી પિતા દેવુ વાળી દે છે—ભરી દે છે, ને અમરપણું મેળવે છે.

જે સુખ, પિતા પોતાના પુત્રથી મેળવે છે તે સુખ બધાં સજીવન પ્રાણીઓ પાણી, પૃથ્વી અને અગ્નિની સહાયથી જે મેળવે છે, તેના કરતાં ય વધારે ઊંચું છે; દરેક સમયે પિતા પોતાના પુત્રવડે અનેક જાતનાં અંધારામાંથી પસાર થઈ શકે છે. પુત્રમાં પિતાના આત્માનું પ્રતિબિમ્બ જન્મે છે; અને પુત્રવડે તે સામે કિનારે સુખથી પહોંચે છે.

હિંદુ ગૃહસ્થાશ્રમનો આદર્શ: — અન્ન એ જ માણસનું પોષણ છે લૂગડાં તેનું રક્ષણ કરે છે. ( સુવર્ણ ) સોનું સૌન્દર્યમાં ઉમેરો કરે છે, લગ્નથી ગાયોભેંસો મળે છે; તેની પત્ની તેનો મિત્ર છે, તેની પુત્રી દુ ખનું કારણ થાય છે, અને પુત્ર સૌથી ઊંચા આકાશમાં તપતો દીવો છે.

( ભાષાન્તર )

## ૪ ઉપનિષદોમાંથી

### ( अ ) કર્મમાંથી પુનર્જન્મ ઉદ્ભવે છે

યજ્ઞને અને સત્કાર્યને મોટી ઊંચા સમજીને આ મૂર્ખ લોકો તેથી ઊંચું કાંઈ સમજતા નથી; સત્કાર્યના બળે ઊંચા સ્વર્ગમાં પ્રવેશ કરીને, પુણ્યનું બળ, કાળ જતાં ખૂટવાથી તેઓ પાછા મૃત્યુલોકમાં અવતરે છે. કર્મમાથી પુનર્જન્મ

જેઓ વનમાં શ્રદ્ધાથી તપ આચરે છે, શમ ગુણ કેળવે છે, ભિક્ષા ઉપર નિર્વાહ કરે છે, રાગ ( આવેશ )માંથી મુક્ત થઇને આ જગતમાથી જાય છે તેઓ અમર અને કદાપિ નાશ પામે નહિ તેવા સ્થાનમાં જાય છે.

પુણ્યથી મળતા બધા લોક તપાસીને બ્રાહ્મણે મોક્ષ મેળવવો જોઇએ. વાસનાથી મુક્ત થવુ જોઇએ. જે શાશ્વત ( નિત્ય વસ્તુ ) છે તે અનિત્ય અને ક્ષણિક વસ્તુઓથી મેળવી શકાય નહિં. મોક્ષનુ ધ્યેય

### ( आ ) મોક્ષ માટે શું જરૂરી છે ?

સત્ય, તપ, આત્મસંયમ, શમતા, યજ્ઞના પવિત્ર અગ્નિઓ અતિથિનો સત્કાર, કર્તવ્ય અને પ્રજોત્પત્તિ–એ બધું અને તે ઉપરાત વેદમાં કહેલુ આચરણ મોક્ષદાયક થાય છે. શું શું મોક્ષ અપાવી શકે ?

### ( इ ) ચાર આશ્રમો અને અહિંસા:—

જેણે ગુરુકુલમા રહીને, ધર્મ પ્રમાણે આચરણ કરીને વેદાધ્યયન કર્યું છે, અને ત્યાર પછી જે ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરે છે તે પોતાનું શિક્ષણ કોઈ પવિત્ર સ્થળે જઇને સંભારે તો તે યાદ લાવી શકે છે. જેણે પવિત્ર પુત્રોને જન્મ આપ્યો છે અને ગૃહસ્થાશ્રમની પ્રશંસા

એક સત્ય ઉપર પોતાનું લક્ષ રાખ્યું છે, જે યજ્ઞ સિવાય બીજા કોઇ પ્રસંગે હિંસા કરતો નથી, અને તે પ્રમાણે આખો દિનમરાત સદાચાર પાળે છે તેનો પુર્નજન્મ થતો નથી; પણ તે બ્રહ્મલોકમાં જાય છે.

( છાન્દોગ્ય ઉપનિષદ ૮–૧૫, ભાષાન્તર )

## ૫ બૌદ્ધમતમાંથી

### ( ક ) શ્રમણ ( સાધુનું ) આદર્શ જીવન

શ્રમણ સાધુનાં જીવનનો આનંદ:

અહો આનન્દ ! અમે તો પરમાનન્દમાં રહીએ છીએ, દ્વેષથી ભરેલા માણસોમાં રહેવા છતાં, અમે તેમને ધિક્કારતા નથી; અમને તેમની સાથે દ્વેષ વિના રહેવા દે.

અહો આનન્દ ! અમે તો પરમાનન્દમાં રહીએ છીએ. દર્દીઓમાં અમે તન્દુરસ્ત રહીએ છીએ; અમને તેમની વચ્ચે તન્દુરસ્ત રહેવા દે.

અરે ! અમે તો પરમસુખમાં રહીએ છીએ; ચિંતાથી વ્યગ્ર થયલા લોકોમાં અમે નિશ્ચિંત રહીએ છીએ અમને તેમની વચ્ચે નિશ્ચિંત રહેવા દે.

અમારી પાસે કાંઈ નથી, છતાં અમે પરમસુખમાં રહીએ છીએ. જેવી રીતે દેવો ઝળહળતા પ્રકાશમાં રહે છે તેવી રીતે તેવા અનુપમ આનન્દનો આહાર કરીને અમને જીવવા દે.

વિજેતાને શત્રુઓ ઘણા થાય છે. જીતાયલા લોકો બિચારા દિલગીરીમાં નિદ્રાવશ થાય છે. વિજય અને પરાજયની દરકાર રાખ્યા સિવાય સાધુપુરુષ શાંતિમાં જીવન પસાર કરે છે.

કામ જેવો એકે બીજો અગ્નિ નથી, ધિક્કાર જેવું દુર્દૈવ નથી, 'નિર્વાણ'નું જીવન જેવો બીજો શોક નથી, અને નિર્વાણથી મોટું એકે જ્ઞાન· સુખ નથી.

ભૂખ સૌથી મોટું પાપ છે, જીવન મોટો શોક છે. આવું ચોક્કસ જ્ઞાન એ નિર્વાણ, પરમસુખ.

તન્દુરસ્તી મોટું સુખ છે. સંતોષ એ મોટો ખજાનો છે. એક વફાદાર મિત્ર સાચો સ્નેહી છે. નિર્વાણ પરમસુખ છે.

એકાન્ત અને શાંતિનો આનન્દ ચાખીને માણસ દુઃખમાંથી છૂટો થાય છે, પાપમાંથી છૂટો થાય છે, અને ભક્તિનું અમૃત ચાખે છે.

ઉન્નત આત્માઓનાં સ્વપ્ન ઈશ્વર સમ્બન્ધી હોય છે. સત્પુરુષોનો સમાગમ અને દર્શન કલ્યાણકારક છે જે મૂર્ખ લોકોના દર્શનથી દૂર રહે છે તે ખરો સુખી થાય છે. મૂર્ખની સોબત દુશ્મનો જેટલી દુઃખદાયક છે. પ્રાજ્ઞ પુરુષોની સોબત સગાં સ્નેહીઓ જેટલી લાભકારક છે, તેથી પ્રાજ્ઞ, સંત, વિદ્વાન અને કુલીન પુરુષો, જેઓ કર્તવ્યના પંથમાંથી ચળાયમાન થતા નથી, તેમની સોબત રાખો પ્રાજ્ઞ અને ડાહ્યા માણસોના પંથમાં ચાલો, જેવી રીતે ચન્દ્ર તારાઓના માર્ગમાં ચાલે છે તેવીજ રીતે ચાલો. (ધમ્મપદ) સંતોની સંગતિ:

—ભાષાન્તર "બુદ્ધનો સન્માર્ગ" નામના ગ્રન્થમાંથી

## ( આ ) સંસારી લોકોનો મોક્ષમાર્ગ:—

મેં સાંભળ્યું છે કે એક વખત જ્યારે ભગવાન જેતવનમાં અનાથપિંડિકના બાગમાં હતા ત્યારે રાત્રે એક સુંદર દેવ તેમની નજરે દેખાયા

તે બધી જગ્યા તેમની હાજરીથી ઝળહળ પ્રકાશવા લાગી. તેમણે ( દેવે ) ભગવાનને અભિનન્દન આપ્યું ને પછી એક બાજુએ ઊભા રહીને બોલ્યા:—

માનવજાત-નું સુખ શેમાં છે ?

“ મોક્ષ ઇચ્છનારાં અસંખ્ય માણસોએ અને દેવતાઓએ જેની શોધ કરી છે, તે શું છે ? ગુરો ! આવો, મને કહો, શાથી માનવજાતને ઘણું સુખ થાય ? ”

તેમને ભગવાને કહ્યું.—

ભગવાનનો ઉત્તર :

“ મૂર્ખને તજી, દેવો ને પ્રાજ્ઞની સોબત કરવી. તે જ સૌથી ઊંચું સ્વર્ગ છે. જે માનપાત્ર છે તેને માન આપો. તેથી મોક્ષ તમારી પાસે આવશે. એક યોગ્ય સ્થાન પસંદ કરો અને ત્યાં જ રહો. અને આત્મજ્ઞાન મેળવવા પ્રયત્ન કરો જો પૂર્વ જન્મમાં તમે પુણ્ય એકઠાં કર્યાં હશે તો તેનાં ફળ તમે આ જન્મમાં ભોગવશો ડહાપણ, પ્રવીણતા અને શિસ્ત-એ ત્રણ ગુણો મેળવો. માતપિતાની સેવા કરો. નિન્દાથી રહિત પવિત્ર જીવન ગાળો અને પત્ની તથા પુત્રને ચાહો. તમે ભક્ત થાઓ. દાન કરો. સગાંસ્નેહીઓને ભયમાંથી બચાવો. સારું કામ કરો, પાપ તજો ને મદ્યપાન જે ઝેરી પાશ (Snare) જેવું છે તેથી ચેતતા રહો.

સદ્ગુણની ઉપાસના એજ મોક્ષ·

સદ્ગુણમાં મચ્યા રહો. એ જ ખરો મોક્ષ છે. નમ્ર થાઓ. તમારા ભાગમાં જે મળે તેથી સંતોષ રાખો. હંમેશાં માયાળુ બનો અને માન આપવા તૈયાર રહો. ધર્મના ( સત્યના ) નિયમો સમજો. એ રસ્તે જતા મોક્ષ મળશે. સદા ધીરજ રાખો. સાધુપુરુષો ફરીથી સત્યનું મનન કરે છે,

તે સત્યમાં ઊંચા સિદ્ધાન્તો, સંયમી જીવન અને પવિત્રતા છે જે વડે, માણસ 'નિર્વાણ' મેળવે છે.

*આઠ જાતનાં બંધનમાંથી જીવન છૂટું થાય છે: એ જીવનથી જ પવિત્રતા મેળવાય છે. આમાં જ મોક્ષ છે અને માનવ-જીવનનો એ મહાન આશીર્વાદ છે. આઠ જાતનાં બંધન:

(ક) બુદ્ધ મતનો એક ભિક્ષુ (સેન્ટ એન્થની જેવો જ છે.)

ચંદનની પરિમલથી ફોરમતી, સુગન્ધી ફૂલમાળા ધારણ કરનારી એક છોકરી શેરીમાં ગીત ગાતી હતી; સાથે સાથે વીણાના મધુર સૂર મેળવતી હતી. જ્યારે હું ભિક્ષા માગવા જતો હતો ત્યારે મેં એવી એક નાયકા જોઈ; અને તે શરમ-ભરેલો પોતાનો ધંધો ચલાવતી હતી. "અરે! આ તો કામદેવે પાથરેલી જાળ છે; તે વિષયલંપટ સ્ત્રી છે." એવા શબ્દો મારા મુખમાંથી નિકળ્યા. મારું મન તો નિર્મળ હતું. મારામાં ધર્મની અસર જુઓ. ગુરુએ સોંપેલાં ઉપદેશ રૂપી બીજનું એ ફળ છે."

આ કાવ્ય ઉપરથી ખ્રિસ્તી અને બૌદ્ધ નીતિ સરખાવવાનો દૃષ્ટાન્ત મળે છે. પહેલાના સમયમાં એક ઇજિપ્તનો ધાર્મિક યાત્રાળુ એક નાચનારી છોકરીને મળ્યો. તે પોતાનો લજ્જા-સ્પદ ધંધો ચલાવતી હતી. તે યાત્રાળુ એકદમ તેને જોઇને આંસુ પાડીને રડવા લાગ્યો. અને બોલ્યો, "અરે, પાપી ધંધામાંથી માણસોને ખુશ કરવા આ બિચારીને આવું કરવું

*હર્ષ-શોક, કીર્તિ-નિન્દા, ધનિકતા-નિર્ધનતા, નફો-ખોટ-એ આઠ બંધનમાં સારીય માનવજાત બંધાયલી છે, એમ બૌદ્ધ લોકો

પડે છે ? અને આપણે પવિત્ર કામવડે પ્રભુને પ્રસન્ન કરવા આવી કાળજી રાખી શકતા નથી. "

બૌદ્ધ અને ખ્રિસ્તી સાધુ: સરખામણી

બુદ્ધભિક્ષુ નામકાને જોઇને તિરસ્કાર દેખાડે છે; અને પોતે એમા લલચાયો નથી એમ જાણીને તે ખુશી થાય છે. પેલો ખ્રિસ્તી સાધુ રડે છે, એટલા માટે કે **આ જગતનાં પ્રાણીઓ ભૌતિક ( જગતનાં ) સુખ માટે જેટલી કાળજી અને ઉત્સાહ રાખે છે, તેટલી કાળજી અને ઉત્સાહ સાધુઓ પ્રભુનો પ્રકાશ મેળવવા રાખી શકતા નથી. "**

( બુદ્ધમાર્ગનું રહસ્ય; "હિંદનો વારસો" માળામાં ભાષાન્તર )

## અશોકનું ફરમાન ૧૩

### ( ૮ ) સાચો વિજય

સાચો વિજય શેમા છે ?

પવિત્ર ભગવાન પ્રભુની એવી ઇચ્છા છે કે બધાં સજીવન પ્રાણીઓ સુરક્ષિત રહે, સંયમ પાળે, શાંત મન રાખે અને પ્રફુલ્લ રહે. ભક્તિમાર્ગનો આ સિદ્ધાન્ત છે, વિજય છે. એવો ભગવાન પ્રભુનો મત છે. બધો આનન્દ પ્રયત્નમાં જ સમાયલો રહેજો, કેમકે તે આ જગતમાં અને પરલોકમાં કામ લાગે છે. કાયદાથી, ધર્મથી મળેલા વિજયમાં આનન્દ રહેલો છે. અગર જો કે આ જગતનો આનન્દ એક સામાન્ય બાબત છે; પરંતુ જે પરલોકનો આનન્દ તે જ પ્રભુની દૃષ્ટિથી ખરો આનન્દ છે. "

( વી. એ. સ્મિથના ભાષાન્તરને આધારે )

### ( ૬ ) શ્રદ્ધાથી મળતો બદલો

શ્રદ્ધાનું ફળ:

બધાં મનુષ્યો આખરે બુદ્ધ થવા સર્જાયલાં છે. જો માણસો શ્રદ્ધાથી માટીના કે ઇંટોના સ્તૂપ ( સ્મારક ) સ્થાપે;

અથવા પર્વતમાં કે જંગલમાં ધૂળના ઢગલા કરીને જૈનોને માન આપે—તો તે બધાય પ્રકાશ મેળવશે.

જે ચિતરેલી ભીંતોમાં માણસો ભગવાનનાં ચિત્રો પાડે, અથવા ચિત્રકાર પાસે ચિતરાવે તો એ લોકો પણ જ્ઞાનપ્રકાશ મેળવવા લાયક થાય છે. છોકરાઓ રમતમાં પત્થરની, લાકડાની કે લોખંડની મૂર્તિ બનાવે, અથવા કાસી જોડ અને ઢોલ વગાડે, અથવા મધુર અવાજે ભગવાનના ગીતો ગાય તેઓ પણ આ જગતમાં બુદ્ધ થાય છે. લલિતકલાનો ધર્મકાર્યમાં ઉપયોગઃ

જેઓ માત્ર એક જ પુષ્પ ભગવાનને ચઢાવે, અથવા માત્ર એક જ વખત ભગવાનની પૂજામાં બે હાથ જોડે, અથવા સ્તૂપને નમસ્કાર કરે, અથવા એક જ વખત, "બુદ્ધનો વિજય હો" એ પ્રમાણે બોલે એ મનુષ્યો પણ ભગવાનનો પ્રકાશ જોઇ શકે છે.

તોપણ સાધુનું સ્થાન તો નોખું જ છે. સાધુપુરુષો દુનીઆથી અલગ રહી પવિત્ર જીવન ભલે વીતાડે; તેમણે રાજાઓને અને રાજપુત્રોને તજી દેવા જોઇએ. સાધુપુરુષોએ રાજદ્વારી પુરુષો સાથે વાતચીત ન કરવી, દારૂડીઆ સાથે ન બોલવું, મગરૂર લોકોને મચક ન આપવું. પણ સંયમીઓ પાસે નમ્ર થઇ રહેવું. 'સાધુ'નું શીલ:

સાધુપુરુષોએ જૈનોને તજી દેવા; લટકાળી બટકબોલી સાધ્વીઓને તજી દેવી. સાંસારિક સ્ત્રીઓ, જેઓ બ્રહ્મચર્ય પાળે નહિ તેમનો સંસર્ગ ન કરવો. કુમારિકા સાથે વધારે સમાગમ ન રાખવો. કસાઇ, ભાંડ, ભવૈયા, પટા ખેલનારા મુક્કાબાજી ખેલનારા અને એવા બીજા લોકોનો સમાગમ ન રાખવો. કેટલાક નિષેધઃ

સ્ત્રીઓને ઉપદેશ આપવો પણ તેમની ઠઠ્ઠા મશ્કરી કરવી નહિ.

("મહાયાન પંથ"માંથી "સદ્ધર્મ પુંડરીક" નામના પ્રકરણનાં સૂત્ર ૪૭–૮નું ભાષાન્તર)

## ( ૬ ) શ્રદ્ધા

શ્રદ્ધા: શ્રદ્ધા એ એક મોટા રક્ષક છે, વાલી છે, સર્વ ગુણોનું ઉત્પત્તિસ્થાન છે, કામવાસનાને દૂર હટાવીને શ્રદ્ધા મોક્ષપુરીમાં જવાનો પુલ બાંધે છે. શ્રદ્ધા શુદ્ધ, સાચા વિચાર આપે છે. માન પ્રગટાવે છે, ને ગર્વથી દૂર રાખે છે. શ્રદ્ધા રૂપી મૂળમાંથી સુખનું વૃક્ષ ઊગે છે. તે એક એવો દિવ્ય હાથ છે જે વડે દિવ્ય ખજાનો ઝીલી શકાય છે. આત્મસંયમ શ્રદ્ધાથી જ પ્રગટે છે. વિજેતાના કાયદાઓમાં શ્રદ્ધાથી આનન્દ પ્રગટે છે. શ્રદ્ધાથી સદ્‌ગુણનું જ્ઞાન વધે છે. તે બુદ્ધને ખરે માર્ગે દોરે છે અને વિજય અપાવે છે. નીતિની ઉત્કટતા અને શુદ્ધિ શ્રદ્ધાથી વધે છે. શ્રદ્ધાથી પાંચ મહાગુણોનો વિનાશ થતો અટકે છે. તે રાગથી અજિત રહે છે.

શ્રદ્ધાનું ફળ: શ્રદ્ધા હંમેશાં બુદ્ધના મહાન ગુણોની શોધમાં રહે છે. કામવાસનાથી અનાસક્ત, પાપથી મુક્ત એવી શ્રદ્ધાથી જ સાચો આનન્દ પ્રગટે છે. શ્રદ્ધા કામદેવના સામ્રાજ્યની પેલી હદ સુધી દૂર જાય છે ને મોક્ષ માર્ગ દેખાડે છે. બધા ગુણોનું બીજ અને મૂળ તે જ ખરી શ્રદ્ધા; તે વડે ડહાપણનું વૃક્ષ પોષણ મેળવે છે ને જ્ઞાનથી મળેલા આનન્દમાં વૃદ્ધિ કરે છે. મહાન વિજેતાઓ શ્રદ્ધાથી બહાર પડે છે ને પંકાય છે. જેઓ બુદ્ધમાં શ્રદ્ધા રાખે છે તેઓ કદાપિ સદ્‌ગુણનો માર્ગ તજતા નથી. જેમને ધર્મ ઉપર શ્રદ્ધા છે તેમને તીવ્ર જિજ્ઞાસા પ્રકટે છે. અને તેઓ મહાન, પુરુષોનાં દૃષ્ટાન્તોનું અનુકરણ કરે છે. જેઓ સંઘમાં માને છે તેઓ પોતાના સત્ય માર્ગમાંથી કદાપિ ચલાયમાન થતા નથી.

"લ્લાવક ધારિણી"

( બેન્ડલ ને રાઉઝના ભાષાન્તર ઉપરથી )

## (ज) પુણ્ય અને પાપથી અલગ રહેનારા સેવકો–સંતો:

જ્યારે રોગનો ઉપદ્રવ વધી પડે છે ત્યારે આવા સંતો લોકોને દવા આપી સહાય કરે છે, ને આરામ આપે છે. જ્યારે દુષ્કાળ પડે છે ત્યારે તેઓ અન્ન અને ખોરાક રૂપ થાય છે, ને પાણી પૂરૂ પાડે છે, ભૂખ અને તરસ દૂર કરીને તેઓ બધાને ધર્મ શિખવે છે લડાઇના વખતમાં તેઓ ક્ષમાનો સિદ્ધાન્ત સમજાવે છે, અને કરોડોને કહે છે કે તમે શસ્ત્રથી બીજાને ઇજા કરશો નહિ, યુદ્ધમાં તેઓ કોઇનો પક્ષપાત કરતા નથી, તેઓ સમાધાન કરવા સમજાવે છે, તેઓ મહાબોધિસત્વ કહેવાય છે. નરક ગમે તેવું દુષ્ટ હોય તોપણ, જનસમાજના હિત ખાતર તેઓ નરકમાં પણ જવા તૈયાર થાય છે   સેવાના સંત

આ મર્ત્યલોકમાં તેઓ ધર્મ શિખવે છે, તેથી તેઓ 'નેતા' કહેવાય છે–ભૂલ્યાને માર્ગ દેખાડે છે. જ્યાં માણસો ઇન્દ્રિયોના વિષયસુખમા ડૂબેલા હોય છે ત્યા તેઓને ગમતું નથી. જ્યા માણસો ધર્મનું ધ્યાન ધરે છે ત્યાં તેઓ ધ્યાન કરવા બેસે છે તેઓ કામને હણે છે ને હૃદયમાં તેને અવકાશ આપતા નથી તેઓ કહે છે કે અગ્નિમાં જેવી રીતે કમળ ટકી શકતું નથી તેવી રીતે સંતપુરુષોના હૃદયમા કામદેવ રહી શકતા નથી કામવાસનાના બળથી વેશ્યા જેવી રીતે માણસને ફસાવે છે, તેવી જ રીતે તેઓ ( સંતો ) તેવા જ બળવાન આકર્ષણથી માણસોને પોતાની તરફ આકર્ષે છે, ને તેમની બધી લાગણીઓને બુદ્ધના ડહાપણમાં પલટાવી દે છે. જગતના ભલા માટે તેઓ બધા માણસો માટે બધુય કરી શકે છે.   તેમની સમાજ-સેવા

( વિમલ કીર્તિનિર્દેશ સૂત્ર ૩૨૫–૨૬
ઇ. સ. ના ૩ સૈકામાં રચેલુ છે )

## ૬ દક્ષિણ હિંદનો નીતિવિદ્

(તિરુવલ્લુર ઇ. સ. બીજા સૈકામાં)

### (અ) પ્રેમ

પરકલ્યાણ-વાચ્છુ પ્રેમીઓ

એવો કોઈ આગળિયો છે જે પ્રેમનો માર્ગ બંધ કરી શકે? આંખોમાંથી પ્રેમથી ખરતાં આંસુઓ પ્રેમનો આવિર્ભાવ દેખાડે છે. પ્રેમરહિત માણસો બધું પોતાના સુખ માટે ખર્ચી નાખે છે, પણ પ્રેમમાં તલ્લીન રહેનારા પોતાનાં હાડકાં બીજાના હિત માટે આપે છે. (Wise) પ્રાજ્ઞ પુરુષો કહે છે કે શરીર અને આત્માની સાંકળ તેનું નામ પ્રેમ. જેટલે અંશે માણસ પોતે પરમ પ્રેમ સાથે જોડાયો હોય તેટલે અંશે તે પ્રેમનું સ્વરૂપ ઓળખે છે. પ્રેમથી કોમળતા જન્મે છે; કોમળતાથી ખરી મૈત્રી થાય છે ને તેની કિંમત અમૂલ્ય છે.

પ્રેમનો બદલો

સત્પુરુષો પૃથ્વી અને સ્વર્ગનું સુખ પામે છે. વિદ્વાન માણસો કહે છે કે પ્રેમાળ માણસને ઉભય લોકોનાં સર્વ સુખો મળે છે. મૂર્ખ લોકો કહે છે કે પ્રેમથી માત્ર સંત પુરુષોને જ મદદ થાય છે. તે પાપની સામે થવામાં મોટું બળ છે. જેમ સૂર્યની ગરમીથી હાડકાં વિનાના બધા પોચા પદાર્થો બળી જાય છે, તેવી રીતે સદ્ગુણથી પણ પ્રેમરહિત બધું નાશ પામે છે, કેમકે પ્રેમ જીવન છે.

ગૃહસ્થ જીવનમાં પ્રેમનું સ્થાન

પ્રેમાળ હૃદયથી ગૃહસ્થ તરીકે જીવન વીતાડવું જોઈએ. **પ્રેમ વગરનું ગૃહસ્થ જીવન રેતીના રણમાં સૂકાઈ ગયેલા ઝાડ જેવું છે. જેમને આંતર સાધનોથી પ્રેમ પ્રગટતો નથી તેમને બાહ્ય દૃષ્ટિના પ્રેમથી કાંઈ લાભ થતો નથી.** સજીવન આત્મા પ્રેમથી જીવે છે. પ્રેમ રહિત માનવીઓ માત્ર હાડચામનાં પૂતળાં છે.

("પવિત્ર કુરલ" એચ. એ. પોપલી કૃત ભાષાન્તરમાંથી)

### (વ) ગૃહસ્થ જીવન

જે સદ્‌ગુણી જીવન જીવે છે તે જ ગૃહસ્થજીવન જીવે છે અને તે બ્રહ્મચારી, વાનપ્રસ્થ તથા સંન્યાસીને મદદ કરી શકે છે. ભૂખેલા, ગરીબ અને મૃત્યુ પામેલાને જે મદદ કરે તે ગૃહસ્થ છે; ને પિતૃઓને, દેવોને, સગાંવહાલાંને, પોતાના મહેમાનોને અને પોતાની જાતને મદદ કરવી એ ગૃહસ્થના પાંચ મુખ્ય ધર્મ ગણાય છે તેના ઘરમાં સંતતિની ખોટ ન હોજો. તે પોતે સુખ ભોગવ્યા પહેલાં જ દુઃખની કલ્પના કરી બીજાને દાન આપે છે. *ગૃહસ્થના પાંચ ધર્મ:*

જો ઘરમાં ખરો પ્રેમ અને સદ્‌ગુણ વાસ કરી રહે તો ગૃહસ્થજીવન શોભાસ્પદ છે અને સફળ થાય છે. જો ગૃહજીવન સદાય સદ્‌ગુણના માર્ગમાં વીતાડવામાં આવે તો ઘર તજી વનમાં જવામાં શો લાભ છે? જે ગૃહજીવન યોગ્ય રીતે પસાર કરે છે તે બધા પુરુષાર્થીઓમાં પહેલે નંબરે આવે છે. *ગૃહસ્થાશ્રમની શ્રેષ્ઠતા*

જે ગૃહસ્થજીવનમાં સાધુઓનું પોષણ થાય તથા સદ્‌ગુણનો વિકાસ થાય તે જીવન સાધુઓના એકલવાયા જીવન કરતાં પાપ સામે વધારે ટક્કર ઝીલે છે ને કસોટીઓમાંથી પ્રમાર થાય છે; ગૃહસ્થજીવન પોતે જ સદ્‌ગુણનો માર્ગ છે. બીજા માર્ગો પણ સારા છે, જો માણસો તેમાં ખામી ખોડ કાઢે નહિ તો; જે આ જગતમાં યોગ્યતાપૂર્વક ગૃહસ્થજીવન વીતાડે છે તે દેવોમાં સ્વર્ગીય સ્થાન મેળવે છે. ગૃહસ્થાશ્રમથી જ સમાજનું સંરક્ષણ શક્ય બને છે. *સમાજનું સંરક્ષણ:*

("પવિત્ર કુરલ" એચ. એ. પોપ્લીકૃત ભાષાન્તરમાંથી)

## ૭ શ્રીમદ ભગવદ્ગીતામાંથી

### (અ) ભક્તિ

ભક્તિયુક્ત સમર્પણ — જો કોઇ મને ભક્તિથી એક પાદડું, એક પુષ્પ, એક ફળ કે પાણી અર્પે છે તો તે પ્રયત્ન કરતા આત્માની તે ભેટ હું સ્વીકારું છુ. તું જે જે કર–ખા, યજ્ઞ કર, દાન કર, કે તપ કર–તે બધુ હે અર્જુન ! તુ મારે માટે કર–મને અર્પણ કર. આમ કરવાથી તુ પાપ અને પુણ્યના ફળમાથી મુક્ત રહીશ, કર્મબંધનમા બંધાઇશ નહિ યોગ અથવા સંન્યાસથી પવિત્ર થએલો તુ બંધનથી મુક્ત થઇશ અને મારી પાસે—ભગવાનની પાસે—આવીશ.

### (બ) કર્તવ્ય–ધર્મ

કર્તવ્ય–ધર્મ — પોતાનો ધર્મ, ફળની લાલચ રાખ્યા સિવાય આચરેલો ધર્મ, બીજાના સારા આચરેલો ધર્મ કરતા વધારે સારો છે પોતાની ફરજ બજાવતાં મોત થાય તો સારુ–બીજાનું કામ (કર્તવ્યધર્મ) આપણને ભયકર થાય છે

### (ક) કામ–રિપુ

કામ-રિપુ — 'કામ, ક્રોધ, રજોગુણમાંથી પ્રગટે છે ને દુષ્ટ છે તે કામને આ જગતમા તારો દુશ્મન જાણ, ધૂમાડાના ગોટામાં ગુપ્ત રહેના અગ્નિ જેવા ગ દકીથી ખરડાયેલા દર્પણ જેવી, ઓર વગેરેથી વીટાયેલા ગર્ભ જેવી, આ બધી દુનિયા કામથી વીંટાયલી છે

### ( ડ ) આદર્શોનો સંક્ષેપ સાર

ત્રણ પ્રકારનુ તપ — દેવોની પૂજા, બ્રાહ્મણોની પૂજા, ગુરુઓ અને ડાહ્યા–પ્રાજ્ઞ પુરુષોની પૂજા, પવિત્રતા, ઇન્દ્રિયોનો સંયમ, સત્ય બ્રહ્મચર્ય અને અહિંસા–આ બધાં શારીરિક તપ કહેવાય.

બીજાને દુઃખકર ન થાય તેવું સત્ય વચન, પ્રિય અને હિતકર વાકય બોલવું; પોતાના સ્વાધ્યાયનો અભ્યાસ તેનું નામ વાણીનું તપ કહેવાય છે.

મનની પ્રસન્નતા, નમ્રતા, મૌન; ઇન્દ્રિયોનો નિગ્રહ ને અંતઃકરણની શુદ્ધિ–એ માનસિક તપ કહેવાય છે.

("ભગવદ્ગીતા") નાં ઈ. ગી–થોમસે કરેલાં ભાષાન્તરને આધારે

## ૮ કૌટિલ્યના અર્થશાસ્ત્રમાંથી

( अ ) રાજા

રાજાની ધાર્મિક ફરજ એ છે કે તેણે હંમેશાં તૈયાર રહેવું જોઇએ. કર્તવ્ય એ જ તેનો યજ્ઞ છે. બીજાનાં દુઃખની દાદ સાંભળવી એ દાન સમાન છે–એ તેની પવિત્રતા છે. પ્રજાના સુખમાં તેનું સુખ રહેલું છે; તેમના કલ્યાણમાં તેનું કલ્યાણ રહેલું છે. 'રાજા'નું કર્તવ્યઃ

કાચબાઓ પોતાને જન્મ આપનારને જ ખાઇ જાય છે. તેમ રાજાઓને પ્રજાનું ભક્ષણ કરનારની ટેવ પડી છે. રાજાએ પ્રજાનું પાલનપોષણ કરવું જોઇએ.

( ब ) જાસુસો, વિષયવાસના, દ્રવ્યલોભ

રાજ્યમાં માન પામેલા એક સાધુના વેષમાં એક સ્ત્રી મુખ્ય પ્રધાનો પાસે એક પછી એક દરેક પાસે જઈ શકે અને કહે, " રાણી તમારી સાથે પ્રેમમાં પડી છે; તમે તેના ગુપ્ત શયનગૃહમાં આવો એવી બધી ગોઠવણ કરી છે; તમને ઘણું ધન મળશે; !! ગુપ્તચરઃ

## ૯ લોકપ્રિય નીતિ

( अ ) મનુસ્મૃતિ લખનાર મનુ

લાકડાનો હાથી, ચામડાનું હરણ અને જ્ઞાન વગરનો બ્રાહ્મણ આ ત્રણ માત્ર અમુક નામ જ ધારણ કરે છે. ( ૨ )૧૫૭ મિથ્યા નામધારીઃ

જે સત્યની શોધ કરે છે તે સત્ય ગુરુના મનમાં ગુપ્ત રહેલું છે તે તને જડશે. (૨) ૧૫૮

મા-બાપનું ઋણ: માતા દુઃખથી પુત્રને જન્મ આપે છે; પિતા તેને દુઃખથી પાળે છે; જેમ જેમ તે મોટો થાય છે તેમ તેમ તે તેમને બેઉને માથે દુઃખના ભાર નાંખે છે. તેથી તે એવું ઋણ ઉત્પન્ન કરે છે જે તે કદાપિ પાછું ભરી શકતો નથી. પછી તે સેંકડો વર્ષ મહેનત કરે તોપણ માતપિતાના ઉપકારનો બદલો વાળી શકતો નથી. (૨) ૨૨૭

મારા પુત્ર! તારાં માતપિતાને અને ગુરુને કેવી રીતે પ્રસન્ન કરવા તે તું હંમેશાં વિચાર્યા કરજે. તેમના ઉપકારનો બદલો વાળવા ભકિતનું શરણ લે. તે તારો સૌથી ઊંચો ધર્મ છે, તારી ફરજ છે. (૨) ૨૨૮

સારગ્રાહી થવું: હે પુત્ર, નમ્રતાથી ઝેરમાથી જીવન માટે ખોરાક મેળવજે, ગંદી માત્રમાથી તું શુદ્ધ સોનું મેળવજે; દુશ્મન પાસેથી સદાચરણનાં દૃષ્ટાંતો મેળવજે; સારી ભાષા અને નમ્રતા બાળક પાસેથી મેળવજે, દરેક પાસેથી થોડું કાંઈ મેળવજે. નીચ માણસ પાસેથી ઊંચા બોધપાઠ મેળવજે. (૨) ૨૩૮, ૩૯,

બાળપણમાં પિતાએ છોકરીની સંભાળ રાખવી જોઇએ. તેની જુવાનીમાં તેનો પતિ તેની સંભાળ રાખે છે. વૃદ્ધાવસ્થામાં પુત્રો માતાની સંભાળ રાખે છે. સ્ત્રીએ કદાપિ પોતાની જ ઉપર આધાર રાખીને રહેવું નહિ. (પ. ૧૪૮; ૯. ૩) સ્ત્રી જાતનું સંરક્ષણ:

જે વફાદાર ( સતી ) સ્ત્રી પોતાના પતિ સાથે સ્વર્ગનું સુખ ભોગવવા ઇચ્છે છે તેણે પતિની ભક્તિ કરવી જોઇએ; તેને દેવ સમાન ગણવો જોઇએ. તેને દુઃખ થાય તેવું કાંઇ કરવું નહિ. તે ગમે તેવી દશામાં હોય, અને ગુણ રહિત હોય તોપણ તેને પત્નીએ દુઃખ આપવું નહિ. ( ૫–૧૫૪; ૧૫૬ ) સતીનો આદર્શ:

પરમેશ્વરે આપણી જરૂરિયાતો ધ્યાનમાં લઇને આપણી ઉપર રાજ્ય કરવા અને આપણું રક્ષણ કરવા રાજા મજાર્યો છે. રાજા વિના આ જગત ભયમાં આવી પડત. ( ૭–૩ ) રાજા પ્રભુના નિમિત છે

રાજા નાનો હોય તોપણ તેને માત્ર સામાન્ય માણસ જેવો ગણવો નહિ. માણસરૂપે તે એક દેવ છે. ( ૭–૮. ) રાજા દેવ-રૂપ છે:

જે રાજા ગુન્હેગારોને છૂટા મૂકી દે અને નિર્દોષનો દંડ કરે તે અન્યાય કહેવાય છે; દુષ્ટોને રાજાએ કાંટાના છોડ (thorns) જેવા સમજીને તેમને કાઢી નાંખવા જોઈએ. સારા અને સદ્-ગુણી માણસોને રાજાએ બચાવવા જોઇએ. (૯, ૨૫૨; ૨૫૩) રાજાનું કર્તવ્ય:

જે દઢતાથી પોતાના શરીર, મન અને વાણી ઉપર કાબૂ મેળવે છે, તેણે ત્રણ ગણો વિજય મેળવ્યો છે, એમ કહી શકાય. ( ૧૨, ૧૦. ) આત્મ-જેતા:

આવી રીતે તે પોતાની ઉપર અને બધાં સજીવન પ્રાણીઓ ઉપર ત્રણગણી સત્તા ચલાવી શકે છે. વિષયવાસનાને તથા ક્રોધને જીતીને તે, સાધુપુરુષોને યોગ્ય ઊંચું સ્થાન, મેળવે છે. (૧૨–૧૧)

### (આ) રામાયણ.

સુબોધ વચનો

સત્ય, કુલીનતા, અને ન્યાય રાજામાં હોવાં જોઈએ. તે પોતાની પ્રજાનો માબાપ, તથા મોટો ઉપકારકર્તા છે.
(૨-૬૭, ૩૫)

માણસ જે કામ કરે તેમાં, તે સંપૂર્ણ કરવામાં ને તેમાં વિજય મેળવવાની સાચી કુંચી એ જ છે કે કદાપિ તેણે નિરાશ થવું નહિ. (૫-૧૨-૧૧)

જેણે બુદ્ધિબળ કેળવ્યું છે તેણે જ ખરું ધન મેળવ્યું છે. જેણે વિદ્વત્તા પ્રાપ્ત કરી છે તેણે જ ખરું ધન મેળવ્યું છે. જે કુલીન છે તે ખરો ધનવાન છે. જેને સગાંવહાલાં છે. અને મિત્રો છે તે જ ખરો ધનવાન છે. જે ગુણવાન છે તે ખરો ધનવાન છે. (૬-૮૩,-૩૫, ૩૬)

વિચાર, વાણી અને કર્મ ઉપર કાબૂ મેળવવાથી કે મૌનવ્રત પાળવાથી, જટા રાખવાથી, કે મુંડન કરાવવાથી, ચામડાનાં કે વલ્કલનાં વસ્ત્રો ધારણ કરવાથી, ઉપવાસ, સ્નાન અને પવિત્ર અગ્નિની પૂજા કરવાથી કે વાનપ્રસ્થ જીવન વીતાડવાથી, શરીર કૃશ કરી નાંખવાથી—ઉપર કહેલી કોઈ રીતે, અંતરાત્મા જાગ્યો ન હોય ત્યાં સુધી—અથવા પાપથી મુક્ત થયો ન હોય ત્યાં સુધી, બધું જ વ્યર્થ છે. (૩-૧૩૪૪૫) જૂઠી સાધના:

વિચારથી, વાણીથી કે કર્મથી કોઈને દુઃખ દેવું નહિ. બીજાને દાન આપવું અને સહુ ઉપર પ્રીતિ રાખવી. સજ્જનોની આ હંમેશની ફરજ છે. ઊંચા મનવાળા સાધુપુરુષો સત્કાર્ય કરવામાં આનન્દ માને છે, ને પોતાને લાભ થવાનો વિચાર પણ કરતા નથી. બીજાને દાન આપતાં આર્થિક લાભ થવાનો વિચાર સજ્જનોના મનમાં નથી હોતો. સજ્જનનો સ્વભાવ:

("હિંદની પ્રજા" મોનીઅર વીલ્યમ કૃત ભાષાન્તરમાથી)

## ૧૦ લોકોક્તિઓમાં રહેલા ઉપદેશમાંથી.

### (અ) ભાગ્યદેવી.

"જેમ દૈવ આપે છે તેમ તે લઇ લે છે"—એવી જાતના વિચારો રાજાએ કરવા ન જોઇએ. હે રાજન્, તું નસીબ ઉપર ધણીપણું (સત્તા) દર્શાવ; ને તે (ભાગ્યદેવી) તારી દાસી થઇ રહેશે. રાજા અને દૈવ:

### (આ) ગુસ્સો.

ગુસ્સો કાંતો ધણી થઇ પડશે અથવા નોકર થઇ રહેશે. જો તું તાબે થઇશ તો તે તને નીચે પાડી દેશે. જો તું તેનો રોક ગુસ્સાનું નિયમન:

થઇશ તો તે તને મારે માર્ગે દોરશે, અને જ્યાં ભાગ્યદેવી તને લઇ જવા ઇચ્છતી હશે ત્યાં તે ( ગુસ્સો ) માર્ગદર્શક થઇ રહેશે

( ह ) કુટુમ્બ

કુટુમ્બનો વિકાસ — કોઈ કુટુમ્બ નાનું હોય અને ગરીબ હોય તોપણ તેઓ બધાં સંપથી રહે તો સારું જો ચોખા અને છોડાં જુદાં પાડીએ તો પછી તે ઊગી શકે નહિ—ને તેની વૃદ્ધિ થાય નહિ.

( ई ) પુત્ર

પુત્રનુ માહાત્મ્ય: — ખોરાક માણસના જીવન માટે છે, લૂગડાં તેના રક્ષણ માટે છે. સોનું સુન્દરતા વધારવા માટે છે. લગ્ન ચડતી માટે-ધનવાન થવા માટે-છે, પત્ની કુટુમ્બમાં વિરોધ કરાવવા માટે હોય છે, પુત્રીથી પીડા વધે છે. પુત્ર આ જગતમાં સંપૂર્ણ સૂર્ય જેવો ઝળહળે છે.

હરિશ્ચન્દ્રને નારદે કરેલો ઉપદેશ.
( ૪ સ ૯ મો સૈકો )

( उ ) મૌન રાખવાથી કામ પાર પડે છે.

સુગ્રીવ પક્ષી (સુગરી)ને વાનરાઓ ઉપદેશ આપે છે —

મૌનથી સર્વ સિદ્ધ થાય છે — ' જો તું ડાહ્યો હો, વિજયની આશા રાખતો હો, તો ઘણા કામમાં રોકાયલા માણસો પાસે જઇશ નહિ, હારેલા જુગારીઓ સાથે, શિકારીઓ જેમણે પોતાનો શિકાર ગુમાવ્યો છે તેમની સાથે કદાપિ સંભાષણ કરીશ નહિ. જો તેમનો સમાગમ કરીશ તો દુઃખ આવી પડશે. '

સુગ્રીવ પક્ષી આ સલાહ માનવાની ના પાડે છે, અને તેથી વાનરાઓ તેનું પક્ષીનું ડોકું મરડી તેને મારી નાખે છે. વાનરાઓનો ઉપરી કહે છેઃ—

'જે લાકડું સખત છે તે જેમ વાળીએ તેમ વળી શકતું થી. સખત પત્થર અસ્ત્રાથી કપાતો નથી; તેથી, હે મિત્રો, તમે મૂર્ખને ઉપદેશ કરવાનું કામ માથે લેશો નહિ. ઘણો મારો ઉપદેશ આપવા કરતાં ય કેટલીક વાર મૌન રાખવું જ સારું છે.

મૂર્ખને ઉપદેશ ન કરવો:

( પંચતંત્ર; રાજપુત્રોને ઉપદેશ આપવા માટે ઇ. સ. પહેલા સૈકામા રચાયું; તેના, એ ડબલ્યુ રાઇડર કૃત ભાષાન્તરમાંથી )

ઓનો સંગ્રહ રાખવામાં આવ્યો હતો, જે ઉપરથી જૂના પૂર્વના લોકોના આદર્શ જાણી શકાય છે. તેથી ચીનનાં જૂનાં ધાર્મિક "સિનિઝમ" વિષે કાંઇક ખ્યાલ આવે છે.

ધાર્મિક આદર્શમાં ચીના લોકો 'શાંગ' ની પૂજા કરે છે અને "શુકન" ના સિદ્ધાન્તમાં માને છે. "ચોઉ" લોકો ઇશ્વરમાં માનતા હતા. તેમણે રચેલાં ઇશ્વર—સ્તવનોમાં "શાંગ-ત્રિ" અથવા "હાઉતીન" નામથી સ્વર્ગ અને ઇશ્વરને સંબોધવામાં આવે છે. તે એક બળવાન શક્તિ છે ને ન્યાયી છે. ચીનાનો ધાર્મિક સિદ્ધાન્ત:

ટૂંકમાં કહીએ તો ઉચ્ચું ચારિત્ર્ય, મરેલા માનવીઓ માટે વહેમભરેલા ધાર્મિક વિચારો અને "શુકન" સિદ્ધાન્ત—એ ત્રણ તત્ત્વો મળીને "સિનિઝમ" અથવા ચીના લોકોનો ધર્મ પ્રગટ થયો.

હિબ્રૂ લોકોએ પોતાના ધર્મમાંથી ખોટા વહેમને હાંકી કાઢવા માટે "યાહોવાહ" નામના દેવની સહાય લીધી તેમ ચીના લોકોએ 'સુમેળ' અથવા 'સમાધાન'ની કલ્પના કરીને, મરેલા લોકો તરફ વહેમી વિચારો ફેરવી દીધા અને [ divination ] "શુકન" નો સિદ્ધાન્ત પણ સહેજ ફેરવી નાખ્યો; તે બધાં તત્ત્વોમાથી ધીમે ધીમે "સર્વેશ્વરવાદ" [ Pantheism ] નો વિકાસ થયો. તેમાં પૂર્વજોને યોગ્ય સ્થાન મળ્યું અને કુદરતનાં બળ ધર્મમાં સ્થાન પામ્યાં. ડૉ. હુ શિહ [ Dr. Hu Shih ] ચીના લોકોના વર્ગમાં બે તત્ત્વો જ મુખ્ય માને છે (૧) માનવતા (૨) વિવેક; અથવા "બુદ્ધિસ્વાતંત્ર્યવાદ;" તોપણ જૂના વહેમનું તે ધર્મમાં કેટલેક અંશે સ્થાન છે, એવુ તે સ્વીકારે છે. સર્વેશ્વરવાદનો ઉદય:

# પ્રકરણ ૫ મું

## ચીનનું નીતિશાસ્ત્ર

"મહાન પુરુષ આ લોક અને પરલોકનો સુમેળ સાધી શકે છે."—સુચિંગ.

ચીના–'એશિયાના ગ્રીક':

ગ્રીક લોકોએ જે કામ યુરોપમા કર્યું તેવું જ ચીના લોકોએ એશિયામા કર્યું; તેમને આપણે 'એશિયાના ગ્રીક' કહી શકીએ. ગ્રીક લોકોનું લક્ષ સત્ય અને સુન્દરતાની શોધમાં રહે છે, ને ચીના લોકોનું લક્ષ સુમેળ (એકતા) સાધવા તરફ તથા વિવેકથી સામાજિક સંબન્ધો ગોઠવવા તરફ રહે છે. 'શાંગ એટલે પૂર્વ તરફના લોકો; 'ચોઉ' એટલે પશ્ચિમના લોકો, જેમણે ચીના લોકોને ઈ. સ. પૂર્વે ૧૨ મા સૈકામા જીતી લીધા હતા. શાંગ અને ચોઉ—એ બે લોકોની સંસ્કૃતિનું મિશ્રણ થવાથી ચીના લોકોની સમાજવ્યવસ્થા જન્મ પામી છે. તેથી હિંદમાં જે સમયે સંસ્કૃતિનો આરંભ થયો તે જ સમયે લગભગ ચીનમાં પણ સંસ્કૃતિનાં પગલાં મંડાયાં; તેમાં પહેલાંના પશ્ચિમ દેશના લોકોના આદર્શો હતા; તેમાં, કોતરેલા હાડકા-

ઓનો સંગ્રહ રાખવામાં આવ્યો હતો, જે ઉપરથી જૂના પૂર્વના લોકોના આદર્શ જાણી શકાય છે. તેથી ચીનનાં જૂનાં ધાર્મિક " સિનિઝમ " વિષે કાંઇક ખ્યાલ આવે છે.

ચીનાનો ધાર્મિક સિદ્ધાન્તઃ

ધાર્મિક આદર્શામાં ચીના લોકો ' શાંગ ' ની પૂજા કરે છે અને " શુકન " ના સિદ્ધાન્તમાં માને છે. " ચોઉ " લોકો ઇશ્વરમાં માનતા હતા. તેમણે રચેલાં ઇશ્વર-સ્તવનોમાં "શાંગ-ત્રિ " અથવા " હાઉતીન " નામથી સ્વર્ગ અને ઇશ્વરને સંબોધવામાં આવે છે. તે એક બળવાન શક્તિ છે ને ન્યાયી છે.

ટૂંકમાં કહીએ તો ઉચ્ચ ચારિત્ર્ય, મરેલા માનવીઓ માટે વહેમભરેલા ધાર્મિક વિચારો અને " શુકન " સિદ્ધાન્ત-એ ત્રણ તત્ત્વો મળીને " સિનિઝમ " અથવા ચીના લોકોનો ધર્મ પ્રગટ થયો.

સર્વેશ્વરવાદનો ઉદયઃ

હિબ્રૂ લોકોએ પોતાના ધર્મમાંથી ખોટા વહેમને હાંકી કાઢવા માટે " યાહોવાહ " નામના દેવની સહાય લીધી તેમ ચીના લોકોએ ' સુમેળ ' અથવા ' સમાધાન 'ની કલ્પના કરીને, મરેલા લોકો તરફ વહેમી વિચારો ફેરવી દીધા અને [ divination ] " શુકન " નો સિદ્ધાન્ત પણ સહેજ ફેરવી નાખ્યો; તે બધાં તત્ત્વોમાંથી ધીમે ધીમે " સર્વેશ્વરવાદ " [ Pantheism ] નો વિકાસ થયો. તેમાં પૂર્વજોને યોગ્ય સ્થાન મળ્યું અને કુદરતનાં બળ ધર્મમાં સ્થાન પામ્યાં. ડૉ. હુ શિહ [ Dr. Hu Shih ] ચીના લોકોના વર્ગમાં બે તત્ત્વો જ મુખ્ય માને છે (૧) માનવતા (૨) વિવેક; અથવા " બુદ્ધિસ્વાતંત્ર્યવાદ; " તોપણ જૂના વહેમનું તે ધર્મમાં કેટલેક અંશે સ્થાન છે, એવું તે સ્વીકારે છે.

શુકનશાસ્ત્ર પર આસ્થા: 'શુકન' દ્વારા ભવિષ્યમાં બનનારા બનાવોની આગાહી—એ ચીના લોકોના ધાર્મિક ઇતિહાસમાં મહત્ત્વની વાત છે, તેની અસર તે લોકોની સંસ્કૃતિ ઉપર થઇ છે ચીના લોકોમાં જૂના લખાણો ભવિષ્યવાણી કહેતા હાડકાંઓ ઉપર, લખેલા હતાં. તેમાં કયા વિષય ઉપર ભવિષ્યવાણી કહી, કયી તારીખે કહી તથા કેવી ભવિષ્યવાણી કહેવામાં આવી—તે બધું હાડકાંઓ ઉપર લખવામાં આવેલું હતું. આ રીતે લખાણ, ક્રમિક બનાવો, ઇતિહાસ અને સાહિત્યનો ચીનમાં આરંભ થયો. આથી કેળવણીનો આરંભ થયો અને એક બુદ્ધિમાન વર્ગનો ઉદ્ગમ અને વિસ્તાર થવા લાગ્યો

શુકનનું રહસ્ય સમજાવનાર સાધુ સાધ્વીનો વર્ગ: પછી, 'શુકન' સમજવા માટે હાડકાં ઉપર જે નિશાની પડતી હતી તે સમજવામાં બહુ મુશ્કેલી પડવા લાગી, અમુક લોકો જ તે વાંચી, સમજી શકતા. એટલે ધીમે ધીમે એવો એક વર્ગ ઊભો થયો; તે લોકો સ્વરશાસ્ત્ર જાણતા; તેથી [ ideographical ] લખાણ વાંચી શકતા ને બોલેલું લખી શકતા હતા. તે બધા ધર્મગુરુઓ અને સાધ્વીઓ કહેવાયાં. તેઓ ઇશ્વર અને માણસ વચ્ચે દુભાષીઆ [ interpreters ] જેવા હતા; તેઓ જ્ઞાનનો ખજાનો પોતાના હાથમાં રાખી બેઠા હતા.

શુકનના ખુલાસાની સાધુઓની રોજનીશી. પછી રાજ્યનો ઇતિહાસકાર માત્ર આવા ધાર્મિક લોકોએ કરેલા ખુલાસા લખતો હતો. વળી ( જ્યોતિષ ) ભવિષ્યવિદ્યા અને શકુન એ બે તત્ત્વો એક થઇ ગયાં. ત્યારથી ધર્મગુરુઓ સ્વર્ગીય રહસ્ય સમજવા લાગ્યા તેમણે રોજનીશીઓ રાખવા માંડી અને તેઓ તારાશાસ્ત્ર સમજવા લાગ્યા, તેઓ વિજ્ઞાન સમજવા લાગ્યા અને તેઓ ફિલસૂફો થયા. જેટલે દરજ્જે

રાજ્યનાં કામ અને માનવીનું વર્તન દોરવાનું તેમના હાથમાં હતું તેટલે દરજ્જે તેઓ નીતિવિદ્ કહેવાયા અને ઇશ્વરનો દિવ્ય હેતુ સમજી માનવીઓને ચેતવણી આપવા લાગ્યા.

ડૉ. હુશીકે વ્યવસ્થિત રીતે પોતાના વિચારો નીચે પ્રમાણે મૂક્યા છે: ચીના લોકોના ઇતિહાસના ત્રણ ભાગ પડ્યા છે. ચીની ઈતિહાસના ત્રણ યુગ:

(૧) 'સિનિટિક' યુગ. તે વખતે શાંગવંશના રાજાઓ રાજ્ય કરતા હતા. ઇ. સ. પૂર્વે, આશરે બે હજાર વર્ષ પહેલાં તેનો આરંભ થયો અને તે ઇ. સ. ૩૦૦ સુધી ચાલે છે, જ્યારે બૌદ્ધ ધર્મનો વિજય થવાથી ચીનમાં મહત્ત્વના ફેરફાર થયા.

(૨) બુદ્ધયુગ. ઇસ્વીસનના ચોથા સૈકાથી બારમા સૈકા સુધી આ યુગ ચાલ્યો.

(૩) ચીનમાં પુનર્જીવન. કેટલેક અંશે કૉન્ફ્યુશિઅસનો મત વિજયી નીવડે છે, તે પુનર્જીવન આજ સુધી ચાલુ જ છે.

પહેલા યુગમાં 'ચાઉ'નો સંસ્કૃત (classical) યુગ આવી જાય છે. (ઇ. સ. પૂર્વે ૧૧૨૨–૨૫૫ ઇ. સ. પૂર્વ સુધી), તે વખતે એવો પાયો રચવામાં આવ્યો જેની ઉપર ચીના લોકની સંસ્કૃતિની ઇમારત બંધાઇ. પહેલો યુગ

પછી બીજો યુગ હાનવંશનાં રાજાઓના સમય પછી આવે છે (ઇ. સ. પૂર્વે ૨૦૬ થી ઇ. સન ૨૨૧ સુધી). તે વખતે કૉન્ફ્યુશિઅસની અસર થવા લાગી અને કેટલેક અંશે બુદ્ધમત પણ તેમાં ભળવા લાગ્યો. બુદ્ધની અસરથી ચીન દેશની વિદ્યાકળા સમૃદ્ધ થવા લાગી; ચડાઇ કરનારા જંગલી લોકોના બળવાન અને વેગવાન જીવનથી તેમાં ઘણો વધારો થયો. તેથી બીજો યુગ:

ટાંગ યુગ થયો [ઇ. સન ૬૧૮–૯૦૭ સુધી]. જે સમયમાં ચીન દેશની કળા અને કવિતામા સૌથી ઊંચા તત્ત્વો પ્રકાશ્યાં; એ તેમનો મધ્યાહ્નકાળ હતો.

ત્રીજો યુગ: ત્રીજા યુગનો આરંભ સુંગ [Sung] ની ઉન્નત ભાવનાઓથી થાય છે. તે સમયે છાપવાની કળામાં બહુ વિકાસ થાય છે. તે વખતે મોટા મોટા 'જ્ઞાનકોશો' રચાય છે ને પ્રસિદ્ધ થાય છે; ઇતિહાસ અને સુભાષિત ગ્રન્થો પણ આ વખતે જ પ્રગટ થાય છે. માનવતા અને બુદ્ધિ સ્વાતંત્ર્યવાદ એ રીતે બુદ્ધના ગહનવાદ તથા અધ્યાત્મવાદ સાથે સંઘર્ષણમાં આવી પડે છે. તથા 'ટોઇસ્ટ' [ Toists ] નો જાદુમંત્રવાદ પણ માનવતા સામે ટકી શકતો નથી. આ સમયે જે મુખ્ય વિદ્વાન લોકો હતા તેઓ મોટે ભાગે હિંદનું તત્ત્વજ્ઞાન જાણતા હતા; અને હિંદુ-તત્ત્વજ્ઞાનને વશ રહીને, બુદ્ધમત વિજય મેળવવા લાગ્યો.

'તાઓ' અથવા આચાર-પ્રધાન ધર્મ: "ચાઉ" વંશના મહાન ઉપદેશકો 'તાઓ ધર્મ' ઉપર, એટલે જીવનમાર્ગ–આચાર–ઉપર બહુ ભાર દેતા હતા. તેમાંના કેટલાકને કુદરતની યથેચ્છ સુન્દરતા ઉપર બહુ પ્રીતિ હતી; બીજા કેટલાક કુદરતની વ્યવસ્થા જોઇને તેની પ્રશંસા કરતા હતા. હિંદમાં કેટલાકને કુદરતની ગહનતા તથા ઇશ્વરની વિભૂતિ સમજાઇ; અને કેટલાકને નાસ્તિકવાદ તથા સ્વતંત્ર બુદ્ધિવાદ સમજાયો. કેટલાક દિવ્યમાર્ગ વિષે કહેતા હતા; ને કેટલાક માનવતા ખીલવવાનો ઉપદેશ કરતા હતા. તેવી રીતે ચીનમાં જે મુખ્ય ચર્ચાસ્પદ વિષય હતો તે ખાસ સમજવા જેવો છે.

'તાઓ ધર્મ' એટલે શું? 'તાઓ' ( tao ) જીવનમાર્ગની બે બાજુઓ છે. તેનો એક અર્થ "જવું" થાય છે; બીજો અર્થ "નેતા" થાય છે;

તેનો સંપૂર્ણ અર્થ " સર્વસાધારણ નીતિમાર્ગ (norm) **કુદરતી નિયમ અથવા કુદરત પોતે જ** "–એવો થઇ શકે છે; " માણસની પ્રીતિ કે મહેરબાની મેળવવા માટે 'તાઓ' નું ઉલ્લંઘન કરશો નહિ. " શુ ચિંગે આ વચન કહ્યું છે. તે મૂળ વાક્ય યુ ( Yu ) નામના ગુરુએ કહ્યું હતું. " કુદરતને માન આપવાથી સ્વર્ગ મળે છે. " સ્વર્ગની પાછળ અને તેની ઉપર 'શંગુતિ' ( shangti ) છે; તે એક નિયામક [ Ruler ] છે; અને પ્રાકૃતિક તત્ત્વોને વ્યવસ્થામાં ગૂંથી રાખે છે–વેદમાં જેમ ઋત્ ( rita ) છે તેમ; હોમરના સમયમાં ગ્રીક લોકો, આવુ જ એક તત્ત્વ માનતા હતા. તેનું નામ મોઇરા (moira) દેવો પણ એ નીતિતત્ત્વને માન આપે છે.

જગતની નિયામક શક્તિની ઉપાસના:

આવા એક નીતિતત્ત્વની કલ્પનામાં જ ચીના લોકોનું નીતિશાસ્ત્ર વિકસે છે. જૂના લોકોના રૂઢિરિવાજ ઉપરથી તેની મૂળ ઉત્પત્તિ થઇ હશે. કેટલોક વખત ભટક્યા પછી જૂના ચીના લોકોને વ્યવસ્થિત સમાજજીવનની કિંમત સમજાઇ, અને તેઓ કુદરતના પાઠ શિખવા લાગ્યા; અને વિશ્વરચનાને તેમણે નૈતિક સુમેળ, વ્યવસ્થા અને માનવજીવન તરફ સહાનુભૂતિ દેખાડનારી કહેલી છે.

કુદરતી નિયમસાથે સુમેળ સાધવો તે 'તાઓ'.

" તાઓ " મતનો પ્રથમ અનુયાયી કહે છે કે " તાઓ " **એટલે એવું કોઈ નૈતિક તત્ત્વ જે વડે મહાન પુરુષ** જનસમુદાયને દોરે છે. હિંદમાં અને ગ્રીસમાં માણસ અને કુદરતે સાથે સહકાર સાધવો જોઇએ–આ જૂની વિશ્વરચન ની કલ્પનાને સમજાવવા તેમણે કહ્યું છે –( Si ) યોગ્યતા, સુમેળ અને કુળદીપના ( Wei, Wei ) સાથે સાથે રહે છે. સામાજિક માન અને સમૃદ્ધિ મેળવવા માટે અમુક વ્યવસ્થામાં રહેવું

જરૂરી હતું. વિશ્વરચના, જેમાં માનવસમાજનો સમાવેશ થઇ જ જાય છે, તેને સહેજ પણ બગાડવી ન જોઇએ. સામાજિક અને કુદરતી સુમેળ સાધવાને, માણસે સમાજધર્મ પાળવો જોઇએ. પછી તેમાંથી સમૃદ્ધિ અને વૈભવ આપોઆપ આવી મળે છે; માટે માણસે ઉપર કહેલી દષ્ટિથી કુદરતી થવા પ્રયત્ન કરવો જોઇએ.

સુગ્મરૂપ નીતિ નિયમ: પહેલાંના ગ્રીક લોકો આવો મત રાખતા હતા, અને આજ સુધી ચીનમાં એ મત પ્રવર્તે છે. માણસ ઉપર જે કુદરતી આફતો આવી પડે છે તે તેના અકુદરતી વર્તનને લીધે જ હોય છે. વળી જૂનો નીતિનિયમ ( tao ) "તાઓ' બે પ્રકારનો છે; વિશ્વની કુદરતી રચના બે જાતની છે. નર જાતિ અને નારી જાતિ; સ્વર્ગ અને મૃત્યુ લોક; દક્ષિણ અને ઉત્તર; પ્રકાશ અને અંધકાર; યંગ અને યિન. જ્યારે આ સામસામાં દેખાતાં જોડકાંનો મેળ રહે છે, જ્યારે તેઓ સંપથી એક થઇ જાય છે ત્યારે બધું ઠીક ચાલે છે. જ્યારે લોકો સુખમાં રહે છે ત્યારે યંગ અને યિનના સુમેળ હોય છે અને તેમાં જ તેમનો વિકાસ થાય છે. જ્યારે તેમનો વિરોધ થાય છે ત્યારે દુ:ખ આવી પડે છે, એમ શુ ચિંગ કહે છે.

શરદોત્સવ: નવાં પાકની ઋતુનો ઉત્સવ. ન્યુમેક્ષિકો [ New Mexico ] માં અનાજ પાકે ત્યારે એક જાતના નાચ થતા હતા. તેવી જ રીતે ચીનમાં થતું હતું. ' ફળદ્રુપતા ' નામે એક ધાર્મિક વિધિ થતો હતો; અને પછી ઉપર કહેલા નાચમાં થતું હતું તેમ અંતે સ્ત્રીપુરુષો સહગમન કરતાં હતાં. એમ. ગાર્નેટ [ M. Garnet ] કહે છે તેમ આવા વિધિમાં ચીનાઓની " યાંગ વેયિન " [ yang & yin ] ફિલસૂફી જન્મ પામી. નાચમાં અને ગીતમાં બરાબર સુમેળ

હતો; સ્ત્રી અને પુરુષોના જાતીય સમાગમમાં સુમેળ હતો. અને આવી રીતે, વિરુદ્ધ તત્ત્વોનો સુમેળ થાય તે જ ' તાઓ ' નું સ્થૂલ રૂપ છે. સત્ અને અસત્, સારું અને ખરાબ એ બધાંય કુદરતનાં તત્ત્વોમાં સુમેળ રહેવો જોઇએ.

*કુદરતી નીતિ નિયમનું પાલનઃ એ સ્વર્ગનું ' સત્ય ';*

' તાઓ ' નું અનુસરણ ને પાલન કરવાથી રાજાને તથા રૈયતને અભ્યુદય અને સુખશાંતિ મળે છે. "મહાન પુરુષ સ્વર્ગ અને જગત સાથે સુમેળ સાધે છે" એમ શુ ચિંગ કહેતો હતો. જૂના મતવાળો ક્યુંગ ફુત્સે [ Kung Futse ] અને બળવાખોર-ક્રાન્તિકારી મતવાદી લોત્સે [ Laotse ] ' તાઓ ' ને પોતાના ઉપદેશમાં મુખ્ય સ્થાન આપે છે. જો માણસો નીતિનિયમના સુમેળને અનુસરે તો બધું સારું થાય; જો તેઓ તેને ત્યજી દે તો ખરાબ થાય. સ્વર્ગનો ' તાઓ ' તે સત્ય કહેવાય છે. માણસોએ એ સત્યને પહોંચવા પ્રયત્ન કરવો-તે જ માણસોનો કુદરતી નીતિનિયમ.

*નીતિ નિયમમાં જીવનમાં કેમ ઉતારવો:*

આ બાબતમાં મહાન ઉપદેશકો એકમત છે. નીતિનિયમનું સ્થૂલ સ્વરૂપ કઈ રીતે સમજવું તે બાબતમાં તેમનામાં મતભેદ છે. શાક્યમુનિ ' ધર્મ ' શબ્દ લે છે અને તેમાં નવો અર્થ પૂરે છે, તેવી રીતે લોત્સે અને કૅાન્ફ્યુશિઅસ ' તાઓ ' શબ્દ લે છે અને તે વડે જીવનના નવા માર્ગ સમજાવવા પ્રયત્ન કરે છે.

*જૂના સિદ્ધાંતમાં નવો પ્રાણઃ*

તેમના વખતમાં ચીનની પડતી હતી; અને જૂના વિચારો ઉપરથી લોકોની શ્રદ્ધા ઊઠી જતી હતી. તે વખતે લોત્સે, કૅાન્ફ્યુશિઅસ, મોત્સે-એ ત્રણ ઉપદેશકો આગળ આવ્યા. તેમના સિદ્ધાન્તો જૂના ' સિનિઝમ ' સાથે સરખાવવાથી, તથા તેમના સમયના ( ઇ. સ. પૂ૦ ૫મા સૈકાના ) શંકાવાદ સાથે સરખાવતાં બહુ સારી રીતે સમજાશે. " દુનીઆ નિનાદને પંથે

ચાલવા લાગી છે; સત્ય નાશ પામવા લાગ્યુ છે. પાપી વિચારો અને જુલમ ચોતરફ ફેલાય છે. પુત્રો પિતાનું ખૂન કરતા અને રૈયત રાજાનું ખૂન કરતી હતી. કૉન્ફ્યુશિઅસ ડરી ગયો હતો."–ચોઉના સમયની પડતીનો વખત વર્ણવતાં મેગસ્સે એ પ્રમાણે લખે છે. આ મહાન વંશે એક સુવ્યવસ્થિત રાજ્ય ઊભું કર્યું છે; તેમાં બીજાં કુટુમ્બો રાજકુટુમ્બની જેમ વર્તન કરતાં શિખ્યા છે; ને રાજકુટુમ્બમાં 'તાઓ' અથવા, નીતિ નિયમનો સુમેળ સચવાય છે. અને 'શાંગ્તિ' સ્વર્ગના દેવ તરીકે પૂજાય છે.

પિતૃપૂજાનો પ્રચાર: પિતૃભક્તિમાંથી પિતૃપૂજા પ્રચારમાં આવી હતી. વખત જતાં તે એટલી બધી ઉપયોગી બાબત થઈ ગઈ હતી કે કૉન્ફ્યુશિઅસ વગેરે ઉપદેશકોએ તેને પોતાની ધર્મવ્યવસ્થામાં મુખ્ય સ્થાન આપ્યું. તેઓ ભૂતકાળને આદર્શ અને પવિત્ર ગણતા; કેમકે જૂનાં ગીતો ઉપરથી લાગે છે કે રાજાઓના મોજશોખ અને બેદરકારીપણા તરફ ચીના લોકો બહુ ધિક્કાર દેખાડતા હતા; સ્વર્ગના અસ્તિત્વ વિષે શંકા કરતા હતા. અત્રે આપેલાં ઉદાહરણો ઉપરથી સ્પષ્ટ સમજાશે કે લોકગીતોની સાથે-સાથે જૂનો વિશ્વરચનાનો નિયમ અને ક્રાન્તિકારી વિચારો વહી રહ્યા હતા.

કૉન્ફ્યુશિઅસનો સુધારાનો મત: કૉન્ફ્યુશિઅસ (ઇ. સ. પૂર્વે ૫૫૧–૪૭૮) એટલે સુધી કહેતો કે "સુધારા કરવાથી જ અસલના લોકોનું ખરું ડહાપણ સમજાય છે. હું એક સંશોધક કે સુધારક નથી–પણ પરિવર્તન કરનાર છઉં." તેનો સમકાલીન લોત્સે, જૂના ધર્મ સામે તથા રાજ્યના શિષ્ટાચાર સામે ક્રાન્તિકારક ઝુંબેશ ઉપાડે છે; તેનાં ઉપદેશ-વચનોમાં ગીતાના અંત ભાગમાં એક સૂત્ર ખાસ આવે છે–જેમાં તે :'તાઓ'નો અર્થ "અવિકૃત મૂળ પ્રકૃતિ અને

વિશ્વની માતા " એવા કરે છે. તે પ્રકૃતિની વિપુલતા સમાજમાં સ્થૂલ સ્વરૂપે રજૂ થયેલી જોવામાં આવે તેમ કરવામાં માણસનું ડહાપણુ રહેલુ છે.

આ વીવી (wu-wie) એટલે કે પ્રાકૃતિક વિકાસ અને સમૃદ્ધિ માનવસમાજમા અને ચીનના રાજ્યદ્વારી વિચારોમાં ઊચુ સ્થાન લે છે. તેનો અર્થ કેટલીકવાર "તટસ્થતા" એવો થાય છે. કેટલાક રાજાઓ એમ માનતા કે જેટલે અંશે રાજા પોતે અલગ રહે તેટલે અ શે પ્રજાની ચઢતી વહેલી થાય, અને લોત્સે કહેતો, "એક મહાન દેશ ઉપર રાજ્ય કરવુ અને કંઇક વસ્તુની રસોઇ કરવી—એ બન્ને સરખું સરળ છે—એમાં હદથી વધારે શક્તિ ન વાપરવી." લોત્સે એમ માનતો કે જે સમાજમા માણસો સાદું જીવન વીતાડે છે તે સમાજ આદર્શરૂપ છે; અને સ્વાભાવિક (Spontaneous) જીવન જીવવું—એ જ સુદર જીવન કહેવાય. **પ્રાકૃતિક વિકાસઃ**

'ટા-ટે-ચિંગ' નામે એક સુભાષિતોનું પુસ્તક છે લોત્સે એનો કર્તા છે એમ મનાય છે. પર્વત ઉપરથી મોઝિઝને ધાર્મિક ઉપદેશ મળ્યો હતો એવું આમા કંઇક આવે છે. તેમા શમતા છે, નમ્રતા છે, ગહનતા છે ને કવિતા પણ છે. શું તે રાજાના નિયમન માટે તેણે લખ્યું હશે? જો તેમ હોય તો લોત્સે ગહન ક્રાન્તિવાદી કહેવાય. કૉન્ફ્યુશિયસ તેથી વધારે જૂના મતનો કહેવાય, તેણે પ્રજાને સુધારવા માટે, સામાજિક નીતિનો આધાર લીધો હતો. લુ (Lu) સંસ્થાનના એક અમલદાર તરીકે તેણે લોકોને સમજાવવા યત્ન કર્યો હતો "પુરાણી પ્રથા" તરફ પાછા ફરો. એ તેના ઉપદેશનું રહસ્ય હતું. **લોત્સેનું સુભાષિતોનુ પુસ્તક**

તેના એક શિષ્યે તેને અ જલિ આપી છે તે નીચે પ્રમાણે—

'માનવતા' મનુષ્યનો શ્રેષ્ઠ ગુણ:

માનવતા એ માણસનો ઊંચો ગુણ છે. કોઇએ કૉન્ફ્યુશિયસને તેનો અર્થ પૂછ્યો ત્યારે તેણે જવાબ આપ્યો, "પોતાના જાતભાઇઓ ઉપર પ્રીતિ રાખવી" તેનું નામ માનવતા; જેન ( jen )નો અર્થ ખરી માણસાઈ અથવા વીરતા છે. તે એમ માનતો કે માણસ સ્વભાવથી

'કુંગ' (કોન્ફ્યુશિઅસ) સબંધી અભિપ્રાય

"કુંગ ફુત્સેની કૃતિઓ વાચતા મને એમ લાગતું કે તે માણસ જીવતો હતો ને દેખાતો હતો તેવો જ હું તેને જોઉં છું. જ્યારે હું શાંટુંગ ગયો ત્યારે મેં તેની ગાડી જોઇ તેનો ઝભ્ભો અને અને ધાર્મિક વિધિમાં વપરાતો સામાન જોયો. તેના વંશજો તેમના પિતાએ વસાવેલા ઘરમા બેસીને ધાર્મિક ક્રિયા આચરતા હતા. તેથી ત્યાં સાભળવા હું ઊભો રહ્યો. જગતમાં વિજયી રાજાઓ અને રાજપુત્રો ઘણા થઇ ગયા છે તેઓ જીવતા ત્યારે કીર્તિ અને વિજય મેળવતા. મરી ગયા પછી, તેમને કોઇ સંભારતુ નથી. છતા કુંગ સુતર ઉ લુગડા પહેરનારી ગરીબ પ્રજાનો એક યશસ્વી પુત્ર આપણા સમાજમા સૈકાઓથી જીવે છે. ડાહ્યા લોકોને તે નમ્રતારૂપ છે. દેવોથી નાના વિદ્યાર્થી સુધીના-નાના મોટા બધા લોકો—તેના સિદ્ધાન્તની શ્રેષ્ઠતા સ્વીકારે છે. તેને આપણે દિવ્ય પુરુષ કહેવો જોઇએ."

કુંગ મુનિ જ્ઞાનામૃત

તેના "સુભાષિત સંગ્રહ"માં તત્ત્વવેત્તા તરીકે તેના જે અનુભવો નજરે પડે છે તેમા તે સોક્રેટીસ જેવો વીરપુરુષ દેખાય છે. તેણે ચુન્સે સદ્‌ગૃહસ્થનું જે આદર્શ વર્ણન આપ્યું છે તે બરાબર તેને પોતને લાગુ પડે છે. તેને દિલગીરી થતી નથી, અને તે ભય દેખાડતો નથી જો તે ગુનેગાર ન હોય તો તેણે શા માટે ખેદ કરવો કે ભય રાખવો જોઇએ?

'ચુન્સે' ચીનાઓનો આદર્શ:

ઇસુ ખ્રિસ્ત આપણને એક સાચા ખ્રિસ્તીનું ઉદાહરણ આપે છે, હિંદુઓ યોગીનું ઉદાહરણ આપે છે, બૌદ્ધો બોધિસત્ત્વને આદર્શ માને છે. તેમ, ચીનાઓનો આદર્શ ચુન્સે છે. ચીનાઇ જનસમાજનો તે આદર્શ મહાપુરુષ ગણાય. તેનું મૂળ જેન (jen) એટલે "પરોપકાર" અથવા માનવતામાં રહેલું છે. "ચુંગ" અથવા ગજા તરફ વફાદારી એ ગુણ એનામા આવે છે,

**માનવતા એ માણસનો ઊંચો ગુણ છે. કોઇએ** કૉન્ફ્યુશિયસને તેનો અર્થ પૂછયો ત્યારે તેણે જવાબ આપ્યો, **"પોતાના જાતભાઇઓ ઉપર પ્રીતિ રાખવી".** તેનું નામ માનવતા; જેન ( jen )નો અર્થ ખરી માણસાઈ અથવા વીરતા છે. તે એમ માનતો કે **માણસ સ્વભાવથી સારો છે ને સંયમથી દેવ સમાન પૂજ્ય બને છે.** 'માનવતા' મનુષ્યનો શ્રેષ્ઠ ગુણ:

'જેન'ને લગતો એક **બીજો આદર્શ છે તે (Shu) 'શુ' કહેવાય છે. તેનો અર્થ ઉદારતા.** જીવનના એક મોટા નિયમ વિષે કૉન્ફ્યુશિયસને કોઇએ પૂછયું ત્યારે તેણે જવાબ આપ્યો કે ( Shu ) 'શુ'માં જ બધું આવી જાય છે. જેમ આપણી તરફ બીજા વર્તે એમ આપણે ઇચ્છીએ તેમજ આપણે તેમની તરફ વર્તન રાખવું જોઇએ. બીજાને આપણા આત્મા જેવા ગણવા જોઇએ. પોતે પોતાની જાત તરફ વફાદાર રહેવું અને બીજા તરફ ઉદારતા રાખવી. 'ઉદારતા':

કૉન્ફ્યુશિયસને કોઇએ કહ્યું કે " લાત્સે દુશ્મન ઉપર દયા દર્શાવવાનો ઉપદેશ કરે છે." ત્યારે તે બોલ્યો " ભલાઇનો બદલો ભલાઇથી આપો; ન્યાયનો બદલો ન્યાયથી આપો." તેણે ન્યાયની વાત મૂકી તેનું કારણ એવું કે તે રાજદ્વારી પુરુષ હતો; અને લૅાત્સેએ કહેલી આદર્શ પરોપકારવૃત્તિ દેખાડવાનું તેને ગમે જ નહિ. પણ લૅાત્સે ક્રાન્તિકારી હતો ને અગમ્યવાદી હતો. કૉન્ફ્યુશિઅસ એક દિવસ લૅાત્સેને મળ્યો. વાતચીત પૂરી કરીને લૅાત્સે ગયો. પછી કૉન્ફ્યુશિઅસ બોલ્યો, " મેં એક રાક્ષસને આજે જોયો છે. ખરેખર, હવામાં પડતાં તેનાં પગલાં પાછળ કોણ ચાલી શકે ? " ઇ. સ. પૂર્વે ૫૧૮માં આ બનાવ બન્યો; તે વખતે તે તેના ગુરુને ઘેર ભણતો હતો. ન્યાયમરેલી ઉદારતા:

સદાચાર એ જ એક આદર્શ: તેને લાગ્યું કે માત્ર કાયદા બાંધવાથી લોકો સંયમી થતા નથી અને સજા કરવાથી સુધરી જતા નથી; પણ તેમની પાસે સદાચારી માણસનો ઊંચો નમૂનો મૂકવાથી તેમની ઉપર સદ્ગુણની છાપ પડે છે, પછી ધીમે ધીમે તેમનું અંતઃકરણ કેળવાય છે અને આખરે તેઓ સદાચારી થાય છે. જો રાજા સારો હોય તો લોકો માગ થાય.

કૉન્ફ્યુશિઅસની દેશસેવા: આ સુધારાના માર્ગનો વિસ્તાર કરવામાં તેણે 'લુ' સંસ્થાનની ઊંચી સેવા કરી, તથા નબળા રાજાને સહાય કરી. એટલું જ નહિ પણ તેણે ચાઉના ઇતિહાસનો ટૂંક સાર લખ્યો; વસન્ત ઋતુ અને પાનખર ઋતુનો ઇતિહાસ લખ્યો. તેમાં શબ્દરચના શુષ્ક છે, પણ શુદ્ધ છે. અને તેમા આવતુ નીતિકથન ઉદાર અને બોધક છે; તે એક વિફરી ગયેલા જમાનાના લોકોને સુધારી શકયો નહિ, એક વિષયલંપટ રાજપુત્રને કેળવી શકયો નહિં, કેમકે તેને લાગ્યુ કે સડેલા લાકડા ઉપર કોતરકામ થઈ શકતું નથી. પછી તે સમાજસુધારા તરફ વળ્યો ને ઉપદેશ આપવા બહાર પડયો. ઈસુખ્રિસ્ત, શાક્યમુનિ અને સોક્રેટિસની જેમ તેણે ઉપદેશ કરવાનું કામ પોતાના શિષ્યમંડળને સોપ્યુ તેમને તે પોતાના દષ્ટાન્તથી બધો ઉપદેશ આપતો. તે જે જે ઉપદેશવચનો કહેતો તે બધાંની પ્રસિદ્ધિ ચીનમાં અને પૂર્વ તરફના દૂર દેશમાં થતી હતી

કૉન્ફ્યુશિઅસનો સર્વદેશીય ઉપદેશ: કૉન્ફ્યુશિઅસ પોતાના જમાનામા કુદરતી રીતે જ યોગ્ય પુરુષ હતો અને ચીના લોકની ખાસિયતો તેનામાં હતી. તે વિવેકી હતો, સચોટ વચનો બોલતો, હાસ્યવિનોદ કરતો અને શિષ્ટાચારનું પાલન કરતો હતો. લોત્સે કરતાંય તે વધારે લાક્ષણિક વ્યક્તિત્વ ધરાવતો હતો. લોત્સે અમુક વર્ગના

લોકોનો ટીકાકાર હતો; પણ, કૉન્ફ્યુશિઅસમાં ચીન દેશનું સર્વ વર્ચસ્વ આવી જાય છે. ચીના લોકો શબ્દ ઉપર હંમેશા વિવાદ કરતા રહ્યા તેથી લોત્સે અને કૉન્ફ્યુશિઅસનાં મૂલ–તેમના ઉપદેશનું રહસ્ય–હજી ચર્ચાય છે.

આ બે ઉપદેશકોમાં કેટલાંક સામાન્ય લક્ષણો છે. શાંત અને આનન્દી સ્વભાવવડે દુનીઆથી અલગ રહેવાનું ઔદાર્ય અને તર્કવડે ગ્રાહ્ય થાય એવું પ્રમાણ; આત્મસંયમનો આદર્શ અને સત્યાન્વેષણમાં સંપૂર્ણ સાધુતા રાખવાની વૃત્તિ; કૉન્ફ્યુશિઅસ કહેતો કે હું જાડા ચોખ્ખા અને પાણી ઉપર જીવું છું. મારા ઉશિકા તરીકે મારો હાથ છે, તોપણ હું ખુશમિજાજમાં રહું છુ.' તે ચીનનો એપિક્યુરસ છે. કૉન્ફ્યુશિયસ અને લોત્સેઃ

અને લોત્સે કહે છે–" સરળતા રાખો, અંતઃકરણની સુન્દરતા સાચવો." તે ચીનના ઝેનો ( Zeno ) છે. તેઓ પણ જગતથી અલગ થઈ ગયા હતા.

કૉન્ફ્યુશિઅસ કહેતો હતો, "અયોગ્ય રીતે મેળવેલો નફો અને માનમર્યાદ એક જાતનાં અમસ્થાં ભટકતાં વાદળાં છે." ને લોત્સે કહેતો "ઉચ્ચાભિલાષા એક આફત છે; માન મેળવવાનું મુખ્ય લક્ષણ સાદાઈ છે, નમ્રતા છે."

કૉન્ફ્યુશિઅસનો આદર્શ ચુન્ત્સે અથવા સંત છે, અને લોત્સે નક્કી કરેલા નમૂના પ્રમાણે, એ 'ગહન દૃષ્ટા' પણ છે. "પરોપકારી થવુ, ડાહ્યા થવુ, બહાદુર થવુ" એ જ કૉન્ફ્યુશિઅસનો આદર્શ. "કરકસરવાળા, નમ્ર અને સભ્ય થવુ"–એ લોત્સેનું આદર્શ. કેટલેક અંશે લોત્સે કૉન્ફ્યુશિઅસને મળતો આવે છે; કેમકે તે વિવેકી, ડાહ્યો અને માયાળુ છે, તે બેઉ જણા તેમના બન્નેનો અન્યોન્ય-પૂરક ઉપદેશઃ

સમયના સમાજના અચ્છા વિવેચક છે. પણ તેમણે કરેલું નિદાન જરા જુદું પડે છે.

'સંત' નો આદર્શ: "ઘણા કાયદાઓ અને પ્રતિબંધનો"—એ લોત્સેનો આદર્શ છે. "ઘણી નરમાશ" એમ કૉન્ફ્યુશિઅસ પુન: પુન: કહેતો. લોત્સે જેને સંત કહે છે તે કેવો હોય છે તે આપણે જોઈએ:—

"તે વચનોથી માત્ર ઉપદેશ નથી આપતો, પણ પોતાના વર્તનથી આપે છે. તે સત્કાર્ય કરે છે પણ તેનો બદલો મેળવવાની આશા રાખતો નથી. તે સંપૂર્ણ થવા પ્રયત્ન કરે છે પણ પોતે માન મેળવવા ઇચ્છતો નથી. તે પોતાના અંતરાત્મા સાથે એક થઈ રહે છે. તે હદથી વધારે કાંઈ કરતો નથી. તે અહંકાર અને નિર્બળતા તજી દે છે. તેને માન અને અપમાન સરખા જ છે. બધા માણસોને તે પોતાનાં બાળક સમાન ગણે છે."

સરખામણી: લોત્સેએ કહેલાં ત્રણ રત્નો લગભગ કૉન્ફ્યુશિઅસે કહેલા ત્રણ મહાન ગુણ જેવાં જ છે; પણ તેમાં શાંતિનો ગુણ વધારે પ્રમાણમાં છે; લોત્સે, પહેલાંના સ્થાપિત ધર્મ સામે બળવો ઉઠાવતો હતો; કેમકે જૂના ધર્મમાં સ્વતંત્રતાને બદલે ધાર્મિક આચાર મુખ્ય ગણાતા; ને લોકો માત્ર અધિકારીઓના ગુલામ ગણાતા હતા. લિપો (Lipo) જેવા કવિઓ, હુન્સ (Hsunste) જેવા માનવજાતના પ્રેમીઓ ગરીબનો પક્ષ કરવા બહાર પડ્યા એ ચીનનું સદ્ભાગ્ય કહેવાય; પણ તેમના અવાજને કોઈએ સ્વીકાર્યો નહિ—અરણ્ય રુદનવત્—એ બધુ વ્યર્થ ગયુ તે ચીનનું દુર્ભાગ્ય છે.

મોત્સેનો ઉપદેશ: મોત્સે (Mo-tse) નામના જનહિતવાદીનું કહેવું બહુ અસરકારક થયું છે. તે જોઈ શકતો કે કૉન્ફ્યુશિઅસે શિખવેલો

વિવેક ( Reason ) આખરે એક આવુ જ પરિણામ લાવશે.

મોત્સેના ઉપદેશમાં માનવપ્રેમ મુખ્ય છે. જેઓ જૂના મતના હતા અને શુંગ્તિની પૂજાનો આધાર લેતા હતા એવા લોકોના પ્રતિનિધિ તરીકે રહેતો હોવાથી, મોત્સે તેમને પવિત્ર કરવા ઇચ્છતો હતો અને તેમના સિદ્ધાન્તોને વધારે વિસ્તૃત કરવા ઇચ્છતો હતો. તે ઈ. સ. પૂર્વે ૪૭૦–૩૯૦ સુધી હતો; તે કૉન્ફ્યુશિઅસના કેટલાક અજ્ઞેયવાદી ( નાસ્તિક જેવા ) અને તેમના જ મનમાં સંકુચિત થઇ ગયેલા શિષ્યોની સામે થતો. **આપણે ઇશ્વરને ઓળખી શકીએ છીએ; અને આપણે આપણું વર્તન તેના નમૂના પ્રમાણે રચવું જોઇએ. તેની ઇચ્છા પ્રેમનો સંદેશ છે. તે સર્વજનપ્રેમ છે. તેમાં નીચ કે ઊંચનો ભેદ નથી. લડાઈ કરવી તેને ગમતી નહિ. પ્રેમથી બધું જ સાધી શકાય છે એમ તે માનતો હતો.**

તેના સુધારક વિચારોને એક અંજલિ:

તેના વિવેચક મેન્શસે તેને અંજલિ આપી છે. " મોત્સે બધા માણસોને ચહાતો. અને તે પોતાની જાતને માનવસેવામાં ઘસી નાંખવા તૈયાર હતો. કેમકે તેની સેવામગ્ન જીંદગીમાં પોતાના પ્રધાનમંડળમાં જ એકતા લાવવા તે મથતો હતો ને તેની સામે પ્રચંડ વિરોધ થતો હતો."

જ્યારે ખ્રિસ્તી આદર્શથી ચીનની જાગ્રતિ થઇ અને ઇશ્વર તથા માનવપ્રેમ જન્મ્યાં ત્યારે મોત્સેના ઉપદેશની ચીના લોકોને સમજણ પડી; પોતાના શમતાના મતમાં તે લૌત્સે સાથે મળતો થાય છે; સર્વજન પ્રત્યે પ્રેમ દેખાડે છે તેમાં તેનું નીતિતત્ત્વ ઝળકી નીકળે છે; તે ઇતિહાસને માનવદષ્ટિથી ઉપયોગિતા સમજીને વખાણે છે. ભેદ રાખ્યા વિના સહુ ઉપર પ્રેમ રાખવો તે મોત્સેનો આદર્શ છે. પોતાના જાતભાઇઓને મદદ કરવાની હિમાયત તે કરતો હતો.

દસ સિદ્ધાન્તો: તેના દશ મહા સિદ્ધાંતો હતા. જુદા જુદા ક્ષેત્રમાં પોતાનો પ્રેમ પાથરીને તે સિદ્ધાન્તો તેણે વિકસાવ્યા હતા. તેમાંથી પહેલાં પાંચ તેના સિદ્ધાન્તનો મુખ્ય વિષય ચર્ચે છે, અને નીચેના શીર્ષક નીચે તેના લખાણમાં તેણે મૂકયા છેઃ—

(૧) ચારિત્ર્યવાન માણસને ઊંચી પદવી આપવાનું મહત્ત્વ.

(૨) જાહેર કામકાજમાં એકસરખી રીતે કામ લેવાથી થતા ફાયદા.

(૧) મરણોત્તરક્રિયા તથા દફન વખતે થતી ફરકસર.

(૨) ઇશ્વરની મરજીને તાબે થવું.

(૩) ભૂતો છે એવી દૃઢ માન્યતા.

(૪) અમુક વિધિ વખતે સંગીત વાગે તો તેની સામે થવું–સંગીત ન વગાડવું.

(૫) સ્વતંત્ર ઇચ્છા શક્તિ ઉપર ભાર મૂકવો.

ગોટાળા, ગુન્હા, જુલ્મ–તે બધાં ય પાપોનું મૂળ કારણ પરસ્પર પ્રેમની ખામી અને દરેક પોતાની મતલબ સાધવા તૈયાર થાય–એ જ છે, આમાં તે, ઇસુખ્રિસ્ત તથા શાક્યમુનિને મળતો આવે છે અને લોત્સેને પણ મળતો આવે છે. સિદ્ધાન્તોની તુલના:

લોત્સે ઇશ્વરની ઇચ્છાને તાબે થઇ રહેતો. એ તેના જીવનનો મહામંત્ર છે. એ 'ઇશ્વરની મરજી' એટલે બધાં પ્રાણીઓ તરફ પ્રેમ; પણ તેમાં સખત કામ કરવાની સૂચના છે; તેથી તે હદથી વધારે સ્નેહી કે પોચો થઇ શકતો નથી. તેના અર્થશાસ્ત્રના નિયમમાં સમાજવાદ મુખ્ય છે. તેની પરોપકાર વૃત્તિ એક જાતના સ્વપ્ન સમાન છે; કેમકે આ પુરાતન મહાપુરુષોના સમય પછી, દુનીઆ ઘણી વધી ગઈ છે. અહીં આપેલા અવતરણો ઉપરથી સ્પષ્ટ સમજાશે કે આ સંતોના ઉપદેશને અનુસરીને, હજારો માણસોએ ઘણા સૈકાઓ સુધી પોતાનું જીવન વીતાવ્યું છે. તેમના ઘણા શિષ્યો થયા; અને તેમના શિક્ષણથી ચીના લોકોની પ્રજા ઘડાતી હતી.

ચોથા સૈકામાં ચાંગ્ત્સે જન્મ્યો; તેણે કાન્તિવાદ અને નૈસર્ગિક વાદ ઉત્પન્ન કર્યા; આખરે તેમાંથી પ્રારબ્ધવાદ આવ્યો. માનવી પોતાના ભાગ્યને તાબે થયા સિવાય બીજું કાંઈ કરી ચાગત્સેનો કાન્તિવાદ

શકે જ નહીં. ચાંગ્‌સે પોતાના શિક્ષણને સત્ય રીતે વળગી રહ્યો હતો, તેથી તેણે સરકારી હોદ્દાઓ સ્વીકારવાની ના પાડી. કૉન્ફ્યુશિઅસના મતવાળા, જે રાજભક્તિની હિમાયત કરતા હતા તેમની, તથા રાજદરબારી નીતિરીતિને મોત્સેએ હસી કાઢીને તેનો ઉપહાસ કર્યો. કૉન્ફ્યુશિઅસનું નામ લઈને પણ તેની ઉપર હુમલો કરવા તે ચૂક્યો નહોતો. કૉન્ફ્યુશિઅસના શિષ્યો કહેતા કે તે કુદરતીવાદમાં એટલો તલ્લીન રહેતો કે કેટલીક વાર તે માણસોને ભૂલી જતો. આ જગતનો ઇન્કાર કરીને તથા ગહનવાદનો આશ્રય લઈને ચીન દેશ પોતાનું લાક્ષણિક વ્યક્તિત્વ સિદ્ધ કરે છે, એમ ચાંગ્‌સે માનતો હતો. પણ બીજા કેટલાક લોકો ચીનમાં માનવતાના હિમાયતી હતા. માણસ તરફ બેદરકારી રાખવા છતાં તેઓ માણસને છેક ભૂલી જતાં નહીં. તેમના મનમાં જે નિરન્તર ચર્ચાઓ થઈ રહેતી, અને હંમેશાં એકસરખા બળવાન વેગથી ચાલતી હતી તે નીચેનો સંવાદ જોવાથી સમજાશે.

ધર્મપાલન એક જાતનાં દુઃખ સમાન થઇ પડશે. "

કાઉત્સે કહ્યું, "કોઇ એક ખૂણાની આસપાસ ચારે બાજુએ પાણી ઊછળતું હોય તેવું, પ્રકૃતિબળ ચારે બાજુએ ઊછળે છે. જો તમે પૂર્વ તરફનું દ્વાર પાડો તો તે પૂર્વ તરફ વહેવા લાગશે. જો પશ્ચિમ તરફ કોઇ એક દ્વાર પાડો તો તે જળ પશ્ચિમ તરફ વહેવા લાગશે. **માણસનો સ્વભાવ સત્ અને અસત્, અથવા પુણ્ય અને પાપ તરફ બેદરકાર રહે છે. જેમ પાણી પૂર્વ અને પશ્ચિમમાં કાંઇતફાવત સમજતું નથી, માનવપ્રકૃતિનું પણ તેમ જ છે.** " 'પ્રશ્ન:' પ્રકૃતિબળનું નિયમન:

મેન્યશ્યસે કહ્યું, " પાણી પૂર્વ અને પશ્ચિમનો ભેદ રાખ્યા વિના વહેશે. પણ તે '**ઉપર–નીચેનો ભેદ રાખ્યા વિના વહી શકશે? નહિં જ. જેવી રીતે પાણીનો પ્રવાહ ઉપરથી નીચે વહેવા તરફ વલણ રાખે છે તેવી રીતે, માણસનો સ્વભાવ પુણ્ય તરફ—સત્ તરફ જ વહે છે.** પાણીને પ્રહાર વડે ઉછાળીને આપણે તેને આપણા માથા ઉપર વહેવડાવી શકીએ છીએ. અને તેને ઊંચી ટાંકીમાં ભરીને આપણે એક ટેકરીની ટોચ ઉપર પણ પહોંચાડી શકીએ છીએ. પણ એ બધી ગતિ, પાણીના મૂળ સ્વભાવમાં છે? તેને લગાડેલું જોર તે સઘળું કરે છે. જે કાંઇ અસત્ છે તે કરવા માણસ ઉપર જોરજુલ્મ કરવામાં આવે છે ત્યારે તેમના સ્વભાવ ઉપર દબાણ થાય છે. " ઉત્તર: પાણીના પ્રવાહની ગતિનું દૃષ્ટાંત:

**હુન્સે અને તેના શિષ્યોએ ચીન દેશમાં એક નવી પ્રગતિ કરી. તેમાં કુદરતનાં સ્તુતિગાન નથી; કુદરતનું મનન નથી, પણ કુદરતને તાબે કરવાની સૂચના છે.** ઇ. સ. પૂર્વે ચોથા સૈકામાં આ ઉપદેશ નહિ કુદરત પર સામાન્યનો ઉપદેશ:

જેવો જ સમજી શકાયો; પણ તેનું મહત્ત્વ ઘણું છે.

હુન્સેનો ઉપદેશ·

કોન્ફ્યુશિઅસે વિશ્વરચનામાં કુદરતને જે સ્થાન આપ્યું હતું તે લઈ લેવા હુન્સે પ્રયત્ન કરતો હતો. તે કહેતો કે માણસને પાપ દુઃખ આપતું નથી, પણ કુદરત કોપે છે તેથી દુઃખ પડે છે; અને હુન્નરઉદ્યોગથી અભ્યુદય થાય છે. શમતા અથવા સમાધાનથી ફાયદો થાય છે; તે 'તાઓ' (tao)નું સ્વરૂપ છે. તેથી ફાયદો થતો નથી, પરન્તુ એક સારો રાજા પોતાની પ્રજાને દુશ્મન કરવા ઇચ્છતો નથી તેથી ફાયદો થાય છે. આવો રાજા સ્વર્ગીય હક્કથી રાજ્ય કરતો નથી; પણ પ્રજાની પ્રસન્નતા મેળવીને રાજ્ય કરે છે.

મનુષ્યની સુધારણા કુદરત કરી શકે છે :

કોન્ફ્યુશિઅસ અને તેના શિષ્યો કહે છે તેમ, બધાં માણસો સ્વભાવથી સારાં નથી; તેઓ સ્વભાવથી જ દુષ્ટ છે. તેથી માણસે કુદરતનાં બળને વશ કરવાં જોઇએ અને કુદરતે માણસને સુધારવા જોઇએ. સભ્યતા અને સત્યને બહુ મહત્ત્વ આપવામાં આવે છે, માણસોને શિક્ષણ આપવુ જોઇએ. પણ તેમને છેક જ સીધો કોટ પહેરાવી દેવા જેવુ કરવાની જરૂર નથી. તેમને પોતાની મેળે સત્યનો માર્ગ જડે તેવી મદદ કરવી ઘટે છે. જૂની નીતિમાં દુરાચાર પેઠો છે અને જૂની વિશ્વરચનાની ફિલસૂફી ખરી નથી, અને ઉપયોગી પણ નથી.

ઐહિક જીવનમાંથી આધ્યાત્મિક જીવન તરફ વલણ .

હુન્સે, અનુભવ પરથી ઘડાયલા મતને જ માનતો હતો, તેથી તેની સામે વિરોધ બહુ થતો હતો; તોપણ ચીના લોકોના તર્ક અને બુદ્ધિસ્વાતંત્ર્યનો તે અચ્છો નમૂનો છે. ચીના લોકની સામાજિક નીતિમાં લાંબા ઇતિહાસમાં વાંગ-એન-શિ જેવા મહાન ગુરુઓ પણ આવે છે. તે એમ માનતો કે માણસે

કુદરતનાં સાધનો વાપરવાં; અને માનવીનું સુખ, સારી દશામાં, સુખી સ્થિતિમાં વધવું જ જોઇએ. પણ સાહિત્યવિષયક કેળવણી આપવાથી તથા જે રીતે સરકારી નોકરી મળતી હોય તે રીતને અનુસરવાથી ચીન દેશની આર્થિક પ્રગતિને ઘણું જ નુકસાન થયું છે. પછી બૌદ્ધ લોકો આવ્યા; તેમણે આશ્રમવાસી જીવન ઉપર વધારે ભાર મૂકયો; અધ્યાત્મ સુખ અને સ્વર્ગીય સુખનાં સ્વપ્નાં આપ્યાં. તેથી ચીના લોકની પ્રવૃત્તિ વિજ્ઞાનમાર્ગમાંથી અટકી ગઈ.

અને વિજ્ઞાનની શોધ તેઓ કરી શકયા નહીં. છાપવાની કળાની શોધ કર્યા પછી પણ ચીના લોકોએ જૂનાપુરાણાં પુસ્તકો છાપવામાં જ તેનો ઉપયોગ કર્યો. દરિયાઇ હોકાયંત્રની શોધ કરીને ચીના લોકો એમ માનવા લાગ્યા કે દૂર દૂરના દેશો બધાય જંગલી છે; અને તેમાં કાંઇ ધ્યાન આપવા જેવું નથી. વિજ્ઞાનની શોધખોળ અટકી પડી:



## ૨

**ચીનનું વાતાવરણ:** ચીના લોકો ઉત્સાહથી હિંદ તરફ પ્રેરણા માટે નજર માંડી રહ્યા. અને ચીનમાં બુદ્ધનો સમય એવો હતો જેમાં આ દુનિયાની સમૃદ્ધિ તથા 'નવો ધર્મ' વિક્રમ પામે છે. જ્યારે ચીનમાં અંધારૂં અને ગમગીની પથરાઇ રહેલાં હતાં અને લોકો પ્રારબ્ધ ઉપર આધાર રાખતા તથા જાદુમંત્ર કરતા હતા તે વખતે, બુદ્ધના 'મધ્યમ માર્ગના' સાધુઓ ચીનમાં આવ્યા.

**બૌદ્ધમતનું આક્રમણ:** પરલોક ધર્મનો મહાન હિમાયતી ડૉ. હુ શિહુ કહે છે કે બુદ્ધમત ચીનમાં અદમ્ય જોરથી આવ્યો. તેણે કૅાન્ફ્યુશિઅમનો પ્રારબ્ધવાદ તોડયો અને 'તાઓ' ના સિદ્ધાન્ત હરાવ્યા; અને 'આત્મા અમર છે' એવો સિદ્ધાન્ત ચીનમાં આવ્યો.

**મૃત્યુ પછીની સ્થિતિની લાલચ:** પ્રાચીન રોમના ખ્રિસ્તી લોકો કબ્રસ્તાન પછીના (મૃત્યુ પછીના) જીવન વિષે વાતો કરતા હતા તેવી રીતે, હિંદના આ બુદ્ધ ધર્મપ્રચારકો માણસને બૌદ્ધનાં સ્વર્ગ અને નિર્વાણ (મોક્ષ) ની વાતો કરવા લાગ્યા; અને સાથે સાથે આ જીંદગીમાં વ્યવસ્થિત નીતિવાળું જીવન વીતાડવાની હિમાયત તેઓ કરતા હતા.

કૉન્ફ્યુશિઅસના વિદ્વાન શિષ્યો બુદ્ધના શિષ્યો સામે એક-દમ વિરોધ કરવા બહાર પડયા. બૌદ્ધમતમાં બ્રહ્મચર્ય પાળવાની આજ્ઞા છે. તેનો અર્થ ચીના લોકો એવો કરવા લાગ્યા કે બ્રહ્મચર્ય પાળવાથી પિતૃભક્તિ થઈ શકતી નથી; તેનો જવાબ બુદ્ધ લોકોએ એવો આપ્યો કે ક્રમેક્રમે મૃતપિતા જુદાં જુદાં સ્થાનમાં જાય છે; તેના આત્માનું કલ્યાણ કરવા અમે પ્રબન્ધ કર્યો છે. તેથી પિતૃભક્તિને કાંઈ હાનિ પહોંચતી નથી. 'તાઓ' મતવાળા અને કૉન્ફ્યુશિઅસના મતવાળા વિદ્વાન લોકો બૌદ્ધ મત સાથે મળતા થઈ રહ્યા; અને પરિણામે તેમણે ઘણે અંશે બૌદ્ધની મહત્તા સ્વીકારી. બૌદ્ધમત સામે વિરોધ તથા સમાધાન:

આ નવો ધર્મ કેવી રીતે ક્રમશઃ ચીનમાં દાખલ થયો તે તપાસવામાં રસ પડે તેવું છે. હાનયુગમાં, ચીનમાં ધાર્મિક મુંઝવણો ઘણી હતી. અગમ્યવાદમાં અધ્યાત્મવાદ સમાઈ ગયેલ હતો. 'તાઓ' ના મતને બંધબેસતો થઈ પડે તેવો બુદ્ધધર્મને કરવા માટે ચીના લોકોએ બહુ પ્રયત્નો કર્યા. પણ તેમાં તેઓ ફાવ્યા નહીં. આખરે કૉન્ફ્યુશિઅસના મતની સહાયથી તેમને બુદ્ધમત બરાબર સમજાયો. નવા ધર્મનો સ્વીકાર:

એક દૃષ્ટિથી, ચીના લોકના ધર્મમાં ફાટફૂટ પડી એમ કહી શકાય; પણ કેટલાક એમ કહે છે કે બૌદ્ધમતે પ્રથમ કેટલાક ચીના લોકોના આત્મા ઉપર કાબૂ મેળવ્યો, અને પછી ધીમે ધીમે બુદ્ધમાર્ગની વિજયપતાકા સર્વત્ર ફેલાઈ ગઈ ને માન પામી. કેટલાક આનો અર્થ એવો કરે છે ચીના લોકની પ્રેરણાનાં મૂળ સુકાઈ ગયાં અને બુદ્ધધર્મરૂપી વિશાળ વૃક્ષનાં મૂળ જામવા લાગ્યાં.

બૌદ્ધ ધર્મ-ના વિજય: ગમે તે અર્થ કરવામા આવે તોપણ એટલું સત્ય છે કે બુદ્ધધર્મ ચીનમાં વિજય પામ્યો. તેમાં સાદાઇનો સિદ્ધાન્ત અને કુદરતી વલણ રાખવાનો ઉપદેશ કરવામા આવ્યો હતો. પરલોકનું સત્ય જ્યાં સુધી પ્રકાશમા આવે નહિ, નજરે પડે નહિ ત્યા સુધી આ જગતના સંજોગોને વશ થઇ રહેવાનો બોધ તેમાં આવતો હતો. આખરે ચીના લોકમા અને જાપાનના લોકોમાં આ ક્ષુદ્ર જગતનો ઇન્કાર કરવા જેટલુ સામર્થ્ય આવ્યું, અને પછી તેઓ વધારે બળવાન અને આગ્રહી નેતાઓ થઇ શકયા

ચાન-બુદ્ધ મત. "ચાન-બુદ્ધ-મત"ને એક જાતનો ચીના લોકોએ બુદ્ધમતમાં કરેલો ઉમેરો કહી શકાય કુદરતી પ્રેરણા અને પુખ્ત વિવેકશક્તિ મેળવવા માટે ધ્યાન અને એકાગ્રતા ની અગત્ય ગમજાવવામા આવી હતી.

બૌદ્ધોના નીતિ-વિષયક ફાળો: બુદ્ધમતથી ચીનમા વિદ્યામા અને તત્ત્વજ્ઞાનમાં એટલો બધો વધારો થયો છે જે વર્ણવવા જેટલો અવકાશ નથી. તેમણે નીતિશાસ્ત્રમાં શું કર્યુ તે અહીં તપાસીએ. દેવોના દેવ જેવી એક મહાન વ્યક્તિ સ્થાપીને, ઇશ્વરનો નવો વિચાર સ્થાપીને, બૌદ્ધોએ ચીના લોકમાં નવી જાગૃતિ ફેલાવી મોત પછી માણસનુ ભાવી કેવુ થાય છે એ તેમણે સમજાવ્યું, અને પરલોક તરફ વધારે લક્ષ આપવાથી, તેમણે આ જીવનની નીતિ ઉપર વધારે ભાર આપ્યો. દયા, નમ્રતા, પવિત્રતા—આ ગુણો ચીના લોકમાં નવા હતા ચુન્સે ( ચીના લોકના સંત ) કરતાંય વધારે ઉન્નત વ્યક્તિત્વ 'બોધિસત્ત્વ'માં હતું.

પ્રાચીન ચીનનો ધાર્મિક આદર્શ. પિતૃભક્તિ, સભ્યતા અને રાજભક્તિ—એ પ્રાચીન ચીના લોકોના આદર્શ હતા. તેમાં બોધિસત્ત્વના ગુણો મળી જવા લાગ્યા ચીના લોકોના અને હિંદુઓના આદર્શોનો સુમેળ

થવાથી આખા એશિયામાં ધર્મજાગૃતિ નવી દિશામાં પ્રસરવાની હતી. પશ્ચિમમાં ગ્રીક લોકોના અને હિબ્રુ લોકોના આદર્શો, આખા યુરોપમાં ફેલાવવાના હતા. બીજી દૃષ્ટિથી જોતાં ઇશ્વરને ભરોસે પાળેલા નીતિનિયમો, માણુસનાં હિત લક્ષમાં રાખીને પાળવામાં આવે, તો ઈશ્વરી અને માનવીની સૃષ્ટિમાં સુમેળ લાવી શકાય. એક પક્ષ જગતનો ઇન્કાર કરે, અને બીજો પક્ષ આ જગત ઉપર જ બધુ લક્ષ આપે· એક ગહનવાદ સ્થાપે, બીજો વ્યવહાર સારું સ્થાપે· અને વધારે ધાર્મિક મતવાળા વ્યવહારુ સિદ્ધાન્તવાદીઓને એમ કહેતા કે પરલોકવાદમા માનનારા લોકો નીતિમા અહુથી ઉત્તમ હોય છે.

ચીનમાં કોન્ફ્યુશિઅસ કરતાં વધારે સાચી પિતૃભક્તિ બુદ્ધ લોકો શિખવી શક્યા હતા, 'તાઓ' મતવાદી કરતાં વધારે ગહનતા શિખવી શક્યા હતા; અને તે બેઉ કરતા વધારે ઉંચું તત્ત્વજ્ઞાન શિખવી શક્યા હતા. જ્યારે ખ્રિસ્તી લોકોને એમ કહેવામાં આવે છે કે તેમનામા કુદરતી સ્નેહ અને રાજ્ય તરફ વફાદારીની ખામી છે, ત્યારે તેઓ જવાબ આપે છે કે 'ગ્રીક લોકો કરતા નિદાન, તેઓ ચઢિયાતા છે. તેમના ગુરુ, જે માણસ છે અને ઇશ્વર પણ છે, જેનામાં દિવ્ય ન્યાય, ડહાપણ અને દયા છે–તેવા ગુરુના હાથમાં જગતના જીવનની ખરી કૂંચી છે–એમ બૌદ્ધો અને ખ્રિસ્તીઓ માને છે. પોતાના આદર્શવાદની ખરી કિંમત વ્યવહારમાં સમજાવવા માટે બૌદ્ધ લોકો અને ખ્રિસ્તીઓ માનવીની સેવામાં સાધુ જેવું જીવન વીતાડે છે. બૌદ્ધ અને ખ્રિસ્તી સાધુઓની માનવ સેવા :

ચીનના ઇતિહાસના બીજા યુગમા લોત્સે, કોન્ફ્યુશિઅસ અને બુદ્ધ–એ ત્રણના મત, એક બીજા સાથે ઘર્ષણમાં આવતા કે સમાધાનીથી રહેતા,–પણ ત્રણે સાથે સાથે ચાલતા જોવામાં ધર્મની ત્રિખંડ ત્રિવેણી.

આવે છે. બુદ્ધ–મત–પ્રચારકો ડાહ્યા અને સમાધાની કરવા તત્પર હતા; અને ચીના લોકો કુદરતી રીતે જ મતાન્તર સહન કરી લે તેવા હતા, અને છે; તેથી તેમનો સુમેળ થવાનો સંભવ હતો.

પ્રેરણાગત જ્ઞાનનો મત કે વાદ

તેથી ટાંગ યુગમાં લોત્સેનો મત અને બુદ્ધમત મિશ્ર થવાથી, નવા ધાર્મિક આદર્શ ઉત્પન્ન થયા; અને 'ઝેન' અથવા કુદરતી પ્રેરણાથી થતું જ્ઞાન–એ મત ઉભો થયો; અને ત્રીજા યુગમાં સંગયુગ, કોન્ફ્યુશિઅસ અને બુદ્ધ એ ત્રણ મત એક થઈ ગયા. તેમાં મુખ્ય પરિવર્તન પામેલા કોન્ફ્યુશિઅસના શિષ્યોમાં એક

ચ્યુ સીનો સ્વયં સ્ફુરણા-વાદ:

ચ્યુ સી [Chu Hsi] હતો. તે ઇ.સ. ૧૧૨૯–૧૨૦૦ સુધી હતો. તેણે, જૂના કોન્ફ્યુશિઅસના સિદ્ધાન્તને હિંદી તત્ત્વજ્ઞાનનો રંગ ચઢાવ્યો. તે પૂજ્યભાવ અને બુદ્ધિવિકાસને જોડવા માગતો હતો. તેણે અને ચાંગ પહેલાએ ચીના લોકોના 'સંશયવાદ' તથા 'શુકનવાદ,'–એઉની વચ્ચેનો મધ્ય માર્ગ કાઢયો; અને તેમણે સખત અભ્યાસના પરિણામે નિપજતા સ્વયંસ્ફુરણા' (intuition) ઉપર વધારે ભાર મૂક્યો; આ સિદ્ધાન્ત તે બૌદ્ધમતમાંથી શિખ્યો હતો.

ચ્યુ સી ના સિદ્ધાંતો:

ચ્યુ સી [Chu Hsi] ના મુખ્ય સૂત્રો નીચે આપેલા છેઃ—

"આપણે દુરદૂરના દેશોની ખાલી વાતો કરવી ન જોઇએ; જો 'તાઓ' નો સિદ્ધાન્ત સમજવો હોય તો તે આપણા સ્વભાવમાં રહેલો છે.

દરેક માણસમાં સત્યનો કાંઇક અંશ છે; તેને અમે 'તા' કુદરત કહીએ છીએ. એ સત્ય નીતિનિયમ પ્રમાણે આપણે વર્તવું જોઇએ.

પ્રેમનું મૂળતત્ત્વ પ્રેમ છેઃ પ્રેમનું સુશોભિત સ્વરૂપ તે પૂજ્ય ભાવ કહેવાય છે. સાચો નિર્ણય કરવાનો પ્રેમ કેળવવાથી,

સત્યતા આવે છે; અને સારું કે ખરાબ સમજવાની શક્તિ, ડહાપણ કહેવાય છે."

પણ ચ્યુ સી એક માત્ર નીતિવેત્તા છે એટલું જ નહિ પણ તે ચીના લોકમાં અધ્યાત્મવાદી કહેવાય છે. જે એક તત્ત્વદર્શન ચીને જગતને આપ્યું છે તેનો કર્તા ચ્યુ સી છે. તેમાં, હિંદનો નિવૃત્તિમાર્ગ તથા ચીનનો સ્વતંત્ર બુદ્ધિવાદ–એઉનો સમાવેશ થાય છે. જગત અને માણસ–તે એનો મેળ એમાડવો–એ જ એનો ઉદ્દેશ છે. ચ્યુ સી અધ્યાત્મવાદી તરીકે:

તેણે આરંભમાં લીધેલા મુખ્ય તત્ત્વને તેણે [ wu–ki ] અસત્ [ non–being ] નામ આપ્યું છે. બળવાન વિશ્વચક્ર અને સંપૂર્ણ શુદ્ધ તત્ત્વ [ Pure Being ]. સેન્ટ થોમસે આ તત્ત્વને અતીન્દ્રિય તત્ત્વ કહેલું છે; અને વેદાન્તમતવાળાએ તેને 'બ્રહ્મ' નામ આપ્યું છે: તે ભાવસ્વરૂપે સર્વવ્યાપક છે. સર્વત્ર ઊંચું અને શ્રેષ્ઠ છે, તે ચેતન છે, આત્મા છે અને જે જે કામ થાય છે તેનું તે સાક્ષીરૂપ છે. પ્રથમતત્ત્વ અસત્:

હવે ચીન દેશમાં તત્ત્વદર્શનનો આરંભ થયો. પછી જડ અને ચેતનનો વિચાર સમજાવા લાગ્યો. ચીના લોકો ચેતનને લી ( Li ) કહે છે; ને જડ પદાર્થને કી ( Ki ) કહે છે. જે આ દેહરૂપી શરીરનો માલિક છે તે લી ( Li ) ચેતન છે; તે યજમાન છે, અને જે જડ સ્વરૂપ છે તે મહેમાન જેવું છે–આવે છે અને જાય છે; પણ યજમાન તો હંમેશાં ટકી રહે છે. જે વડે પદાર્થમાં શક્તિ આવે છે તે ચેતન. આ વિશ્વમાં ઉત્પન્ન કરવાની જે ગુપ્ત શક્તિ છે તે ચેતન અને તે પરબ્રહ્મની છાયારૂપે પ્રગટ થયેલી છે. ચંદ્ર રાત્રિને પ્રકાશમાન કરે છે; આકાશ- જડ અને ચેતનના ભેદનું જ્ઞાન:

માં એકરૂપ થઇને તે શાંત પ્રકાશ સર્વત્ર ફેલાવે છે-સરોવરમાં અને પાણીનાં મોજાં ઉપર અને પાણીની સપાટી ઉપર પણ તે કુમળું તેજ વિલસે છે. તોપણ તે તેજ એક અખંડ સ્વરૂપ છે, અને સર્વત્ર સરખું જ વહે છે."

**જગતનું ઉત્પત્તિ-કારણ:** તેમ "તા-કી" ના ( tao-ki ) નીતિ નિયમ અને પ્રકૃતિ આ જગતનું ઉત્પત્તિકારણ છે. તેને હિબ્રુ લોકો 'ડહાપણ' ( Wisdom ) શબ્દ આપી સમજાવે છે. અને ગ્રીક લોકો સ્વતંત્ર તર્ક ( Logos ) શબ્દ આપી સમજાવે છે.

**'લડવૈયાને ખેડુત બનાવો'** ચીનમાં જેમ 'તા ઓ' તેમ હિંદમાં 'ધર્મ' મુખ્ય સ્થાન લે છે. તે બેઉમાં પ્રેમનો સિદ્ધાંત રહેલો છે જ. સ્યુ સી પોતાના દેશના સમ્રાટને કહેતો કે એક ભયંકર દુકાળની સામે થવા માટે, તમારે એક લશ્કરને નોકરીમાંથી બરતરફ કરી, તેને ખેતી કરવાના કામમાં લગાડી દેવું; એમ કરવાથી દ્રવ્યલોભી લડવૈયા ઓછા થશે; અને ખેતીનો પાક વધશે ને તેથી દેશની ચઢતી થશે.

**ફિલસૂફને રાજ્યની કનડગતઃ** આ ફિલસૂફ, રાજ્યનાં કાવતરાંને બહુ ધિક્કારતો હતો. તેથી કૉંગત્સંગ રાજાએ તેને દેશનિકાલ કર્યો હતો. સુ ટુંગ-પો ( Su Tung-po ) જે ચીનનો કવિ હતો, રાજ્યનીતિજ્ઞ હતો અને કલાકાર હતો તેની પણ આખરે એ જ દશા થએલી. તેણે તેના દેશવટાનો સારો ઉપયોગ કર્યો; તેણે ભીનાશવાળી જમીનોમાં માટી પૂરીને તેને સૂકવી નાંખી. હાંગ ચાઉમાં પાણીની નહેરોને ખોદીને મોટી અને પહોળી કરીઃ અને સૂ ચાઉમાં પાણીની રેલ આવી ત્યારે તેણે ઘણા લોકોના જાન બચાવ્યા.

**ચૂ-લોકોનો પ્રવૃત્તિવાદઃ** ચીના લોકોમાં જે લોકો તત્ત્વજ્ઞાનમાં ઊતરી પડે છે, તેઓ રાજ્યદ્વારી બાબતોને બહુ ધિક્કારે છે; પણ જૂના યુ લોકો (Yu)

નો પ્રવૃત્તિવાદ હજી ઘણો બળવાન છે. અને સુંગના માણસોને પ્રેરણા આપે છે. વાંગ એન શી સુ ટુંગ–પોને કષ્ટ આપતો; ઝી માકુંગ વાન એન શીને કષ્ટ આપતો. પણ **આ સર્વ મહાન પુરુષો એક બાબતમાં એકસરખા જ મત ધરાવતા હતા. તેઓ એમ માનતા હતા કે પ્રજાના હિત માટે જ રાજાએ રાજ્ય કરવું જોઇએ; અને માણસ કુદરતનાં બળને કાબૂમાં રાખી શકે છે.**

બુદ્ધિવિકાસની દૃષ્ટિથી જોતાં સુંગ યુગમાં પ્રવૃત્તિ ઘણી ઝડપથી થતી હતી. તે વખતે ઝેન ( Zen ) ઉપર મનન કરવાથી દુનિયાદારીમાં ફત્તેહ મળતી; તેથી કવિઓ અને કલાકારોમાં નવી કુદરતી પ્રેરણા જન્મ પામતી હતી. તોપણ ચીના લોકમાં જે લોકો ઘણી ઝીણવટથી સમજનારા છે અને સામર્થ્યની કિંમત આંકી શકે તેવા છે તેઓ સુંગના " સુધરેલા કૉન્ફ્યુશિઅસ મત " ને બુદ્ધમત જેવો જ ગણે છે. સુંગ-યુગનો સુધરેલો કૉન્ફ્યુશિઅસ-મતઃ

અને કહે છે કે એ મતના શિષ્યો વધવાથી બુદ્ધમતનો માર્ગ મ્હેલો થઇ ગયો; અને ચીના લોકનું સ્વતંત્ર તર્કનું અને ગહનવાદનું ગૌરવ ભાંગી પડયું : તર્કવાદ, માનવતા અને પરલોક વિષે ગહનતા—એ બધું જ ચીનના તત્ત્વજ્ઞાનના મુખ્ય લક્ષણ જેવું હતું તે ભૂલાતું ગયું, અને બુદ્ધમતનો વિજય થવા લાગ્યો. બુદ્ધમતનો વિજયઃ



# ૩

**સિદ્ધાંત અને આચાર**

જ્યારે આપણે સિદ્ધાન્તો તપાસતાં, આચાર ઉપર આવીએ છીએ ત્યારે આપણને લાગે છે કે ચીનમાં સ્વતંત્ર બુદ્ધિવાદનું ક્ષેત્ર વિશાળ નથી, કેમકે થોડાક સાધુમંતોનો ધર્માચાર સારો હોય પણ એકંદર આમવર્ગમાં તેનો પ્રચાર જોઇએ તેવો નહોતો. જુસ્સાના પૂરમા સંયમ ધોવાઇ જતો હતો બુદ્ધિવાદ જો લગામ હાથમાં રાખવા યત્ન કરતો તો તેને રાજ્યાસન પરથી નીચે પાડી નાંખવામાં આવતો

**ચીનાઓની ઉપેક્ષા-વૃત્તિ**

હરકોઇ નિષ્પક્ષપાતી અભ્યાસીને લાગે છે કે ચીન દેશમા જ્યારે થોડી પ્રગતિ થતી ત્યારે પાછળથી ઘણા લાંબા સમય સુધી ચીના લોકો અંધકાર અને આળસમા પડ્યા રહેતા પરદેશીઓના હુમલાથી મુક્ત રહેવા છતાં પોતાની કુદરતી જડતાથી અને બેદરકારપણાથી ચીના લોકોએ પોતાના મહાન પુરુષોએ મેળવેલું ઘણું ગૌરવ ખોઈ નાંખ્યું.

**સ્ત્રી સંબંધી હલકો મત**

“બળવાન પુરુષ શહેર બાંધે છે; તે એક નિર્બળ સ્ત્રી પણ તે તોડી શકે છે,” તે એક સામાન્ય જૂનું સૂત્ર છે. પણ તેવી વેશ્યાઓમા અને હીજડાઓમા તોડવાની શક્તિ ક્યાંથી

આવે છે? તેમની પોતાની વિષયવાસના અને ક્રૂરતા, તેમણે સ્ત્રી વિષે બાંધેલા હલકટ વિચારો, તેમનું ઘોર અજ્ઞાન, અને મોગી જગ્યા ઉપર નીમાયા છતા તેમની ખરાબ દાનત—આ બધાં કારણથી એ માણસો મનાજના દુશ્મનનું કામ કરે છે, તે લોકો જાતે નિર્બળ છે, પણ વિનાશ પાસે લાવવાનાં તેઓ બળવાન છે.

ચીના લોકોના લક્ષણ સમજાવતા મી. લિન યુ ટાંગ કહે છે:— ગંભીરતા, સાદાઇ, કુદરત તરફ પ્રેમ, ધૈર્ય, બેદરકારી, પાકી લુચ્ચાઇ, દ્રવ્યનો લોભ, ઉદ્યોગ, કુટુમ્બપ્રેમ, ખુશ મિજાજ અને વિષયલંપટતા—જૂના સમયના લોકોમાં ઘણા યુગયુગથી એ દુર્ગુણો દઢ થઇ ગયા છે. તેનો અર્થ ઢીલાપણું અથવા 'પોચાપણું' એવો થાય છે. કેમકે તેમાં યૌવનનું શૌર્ય નથી અને નવી નવી કલ્પના અને કાર્યશક્તિ નથી. તેમના ત્રણ મુખ્ય ગુણો વિષે કેટલુંક વિવેચન જરૂરનું છે. ધૈર્યનો ગુણ કુટુમ્બજીવનમાંથી ચીના લોકો શિખ્યા છે, કાયદેસર ચાલતું રાજ્યછત્ર ન હોવાથી તેઓ બેદરકાર રહેતા લાગ્યા, અને જીવનમાં 'તાઓ'નો સિદ્ધાન્ત વિકૃત રીતે સમજવાથી તેમનામાં પાકી લુચ્ચાઇ દઢ થઇ ગઇ. "ચીના લોકો કુદરતી રીતે જ "તાઓ" ના સિદ્ધાન્તમા માને છે અને "કુદરત તરફ પ્રેમ રાખવો" એ કૉન્ફ્યુશિઅમનો મત તેઓ જેમતેમ માની લે છે. ચીની પ્રજાના લક્ષણો

કુટુમ્બપ્રણાલિકાના સારા ગુણો ઘસાઇ ગયા; ધૈર્યરૂપી એક ખડતલ ગુણ ટકી રહ્યો. કોઈ તેમના અંગત હક્કનું રક્ષણ કરનાર નહોતું, તેથી પોતાનું રક્ષણ જાતે જ કરી લેવાની જરૂર પડતી જેવી રીતે કાચબાના શરીર ઉપર એક જાતનું જાડ, મજબૂત ઢાલ જેવું પડ વધે છે તેમ ચીના જડતાનું પડ

લોકોની માનવતાની આસપાસ જડતાનું પડ દાયકે દાયકે વધતું જ જતું હતું.

ચીન અને ગ્રીસ: એક સામ્ય

ચીના લોકોનો ઇતિહાસ કેટલેક અંશે ગ્રીક લોકોના ઇતિહાસને મળતો આવે છે. બેઉ પ્રજાને પુરાણી સંસ્કૃતિ મળેલી છે અને તેમનું ઉર્ધ્વગમન ભાવી ઘડવા સમર્થ વિચારકો મળ્યા છે. ગ્રીસમાં સોક્રેટિસ તો ચીનમાં કૉન્ફ્યુશિઅસ; ગ્રીસમાં જેવો પ્રોટાગોરાસ તેવો ચીનમાં લોત્સે; થેલ્સ અને અનેક્ષેગોરાસ જેવા વિજ્ઞાન અને માનવતાની હિમાયત કરનારા ચીનમાં હતા, અગર જો કે ચીનના ગહનતાના કેટલાક સિદ્ધાન્ત પાઇથાગોરાસના મત સાથે વધારે અનુકૂળ થાય તેવા લાગે છે.

ગ્રીકો અને ચીનાઓ

ગ્રીક લોકોના અને ચીના લોકોના પ્રયત્નો એક રાજ્ય-સમૂહ અથવા રાષ્ટ્રસંઘ ( Federation ) સ્થાપવા નિષ્ફળ ગયા હતા; કેમકે તેમનામાં વ્યક્તિવાદ અને પરસ્પર સ્પર્ધા બહુ ઉગ્ર થયાં હતાં. તેઓ એકસંપ અને બુદ્ધિસ્વાતંત્ર્ય માટે યત્નશીલ હતા; પણ તેમની સામે જૂના વહેમ અને જુલ્મથી ઘણું કરેલું કામ ભાંગી પડતું; કેમકે સુધારકોનાં કામ સારાં છે કે ખરાબ તે જોવા માટે તેઓ જૂના વહેમનો આધાર લેતા હતા.

અસંસ્કારી પ્રજા સાથેનું વર્તન

ગ્રીસમાં વિજ્ઞાનવાદીઓ જેટલું કામ કરતા હતા તે સાથે સરખાવતાં ચીના લોકો કાંઈ કરતા નહોતા. જેમ ગ્રીક લોકોએ રોમનોને પોતાની સંસ્કૃતિના પાન પાયાં તેમ ચીના લોકોએ ચીનમાં આવતા જંગલી લોકો ઉપર છાપ પાડવા પ્રયત્ન કર્યો હતો, પણ તેઓ ફાવ્યા નહિ. વ્યક્તિવાદ, જૂના મતનું બળ અને વારંવાર ચઢી આવતા જંગલી લોકો—એ ત્રણ કારણોથી ચીન દેશની પરિસ્થિતિ પીડાકારક થઇ પડી.

ચીનમાં પણ ગ્રીસની પેઠે ભણેલો સાક્ષરવર્ગ ઉત્પન્ન થયો, અને કેળવણીથી અમુક પ્રમાણમાં સામાજિક સમાનતા ફેલાઇ હતી; પણ એકંદર ચીન દેશ, તેના સાર્વભૌમ જેવા જુલ્મી રાજાઓના શિકારરૂપ બની રહ્યો; અને દેશમાં વિષયલંપટતા અને અજ્ઞાન વાસ કરીને રહ્યાં.

કલાની દૃષ્ટિએ ચીન ગ્રીસની હરિફાઇમાં ઊતરે તેવું છે; કલા–
અને શિલ્પકળા, ધાતુઓનાં બીબાં પાડવાનું કામ તથા ક્ષિતિજ- સંસ્કૃતિ
રેખા ( landscape )નાં ચિત્રકામમાં ચીન દેશ સહુથી ચઢીઆતો છે. તોપણ નાટકમાં અને કાવ્યસાહિત્યમાં ચીન સહુથી પછાત છે. તેથી એક એવી કહેવત થઇ ગઇ છે કે **એથેન્સમાં એક દિવસ રહેવું તે ચીનમાં યુગના યુગ પસાર કરવા કરતાં, વધારે સારું છે.**

ચીન દેશમાં વેપારી વર્ગ પ્રમાણિક છે; અને પ્રતિષ્ઠા ચીની
સારી ટકાવી રાખે છે. ચીન દેશના ખેડુતવર્ગો ઘણા મહે- પ્રજાનાં
નતુ અને દુષ્કાળ, જળપ્રલય તથા દુષ્ટોના હુમલા સામે ટક્કર લક્ષણો
ઝીલે તેવા છે; તેથી ત્યાં પચાસ વર્ષ રહેનારા કોઇ એક ખ્રિસ્તી ધર્મપ્રચારકે કહ્યું છે કે, "તેમના દુર્ગુણો કરતાં તેમના સદ્ગુણો વધારે દૃઢ છે, અને તેથી તેઓ વધારે ભયંકર છે એમ દુશ્મનોને લાગે છે; તેઓ સહેલાઇથી હાર પામે તેવા નથી."

**[‘ ભલી ભૂમિ ’ [ The Good Earth ] નામે એક નવલકથા હમણાં લખાઇ છે; તેમાં ચીનના જીવનનો ચિતાર છે; અને ચીના લોકોની સાદાઇ, અથાક શૌર્ય અને સહનશીલતા તેમાં પ્રતિબિંબિત થયેલાં છે.**

ચીનનો સાક્ષર-વર્ગ: ચીન દેશના સાક્ષર લોકો બહુ ઉદ્યોગી છે, હિંમતવાળા છે, અને પ્રામાણિક છે. અને દેશસેવામાં "યા હોમ" કરીને ઝંપલાવે તેવા છે. તોપણ પોતાના પુરાણા શબ્દાર્થ-વિવાદમાં જકડાયલા હોવાથી, તેમને શંકા થાય છે કે કર્મમાર્ગ ખરો કે નિવૃત્તિવાદ ખરો? માણસો સ્વભાવથી સારા કે દુષ્ટ? એ વિષે પણ તેઓ વિવાદ ચલાવે છે. તેથી, તેમાં બહુ સાર લાગતો નથી.

મનુષ્ય-સ્વભાવ અને સંયોગોનું બળ: ઇસ્વીસનની શરૂઆત થઈ તે અરસામાં તેમનામાં એક ભારે વિચારક જાગ્યો. તેણે કહ્યું કે સ્વભાવથી માણસો સારા ય નથી અને ખરાબ પણ નથી; અમલના લોકો કહેતા કે માણસો બધા જ સારા છે; હુન્સે કહેતો કે માણસો દુષ્ટ છે. પરંતુ તે બેઉ મત ખોટા છે.

ઘણી વખત આસપાસના સંજોગો માણસનો સ્વભાવ નક્કી કરે છે; તેને સુધારે છે કે બગાડે છે. યાંગ સ્યુંગ આમ કહેતો હતો. પણ ચીના લોકોએ તેના કહેવા ઉપર બહુ ધ્યાન આપ્યું નહિ; અને ચીનના સાક્ષર લોકો એટલું ય જોઈ શકયા નહિ કે આવી શાબ્દિક-લડાઇનું પરિણામ કાંઈ પણ આવતું નથી. મોત્સે મરણોત્તર ક્રિયામાં થતા ખર્ચની સામે થતો; આથી ચીના લોકોએ તેની બીજી કીમતી શિખામણ પણ ધ્યાનમાં લીધી નહિ.

વિતંડાવાદ: ચીના લોકો સુસંગત અને અખંડ તત્ત્વદર્શન વિચારી શકયા નથી. તેઓ છૂટાછવાયા વિચારો બહુ કરતા અને તેની સંખ્યા વધાર્યા કરતા હતા. જૂના 'સિનિટિક' મતનો આધાર રાખવો કે બૌદ્ધ ધર્મનો આધાર રાખવો. તે બેમાં કયું વધારે હિતકર છે તે તેઓ સમજી શકયા નહિ;

અને આખરે, એઉ મત નામંજૂર કરવા જેવા છે, એવો એક મત ઊભો થયો.

ત્યારે, **ચીના લોકો સ્વતંત્ર બુદ્ધિવાદી છે કે ગહન-વાદી?** જો બન્ને તત્ત્વો તેમનામાં હોય તો એમ કહી શકાય છે કે **તેમનો મૂળ સ્વભાવ બુદ્ધિવાદ ઉપર રચાયલો છે;** ને લોત્સે જેના ગહનવાદીઓ તેમને આડે રસ્તે લઈ ગયા? અથવા તેમની પ્રેરણા આસપાસના સંજોગોથી દબાતી, કચરાતી નરમ થઈ ગઈ; અને બુદ્ધિવાદનાં અને નીતિનાં ચોકઠાંમાં બંધ-બેસતી થઈ રહી? એમાં ખરું શું? બુદ્ધિવાદ કે ગહનવા-વાદ?:

ઉપર કહેલાં બે અનુમાનોમાંથી એકે ખરું નથી; કેમકે **ચીના લોક સ્વભાવથી જૂના મતમાં શ્રદ્ધા રાખનારા છે; અને કોઇ વાર બુદ્ધિવાદની દોરવણીથી અથવા માર્ગ-દર્શનથી ચાલે છે.** પણ વચ્ચે વચ્ચે દુકાળ, પાણીની રેલ અને ગજકી, અંધાધૂંધી ચાલે છે. તેથી તે નિરાશ થઇને જાદુમંત્રમાં અને શુકનમા માનવા લાગે છે ને ખોટી નીતિનો આધાર લે છે, ઢંગી થાય છે. તે આશ્રિત દાસ થઈ શકે છે, અને જરૂર પડે ત્યારે ઉગ્ર બળવાખોર પણ થઈ પડે છે. અનેકેશ્વર-વાદમાં શ્રદ્ધા:

"સ્ત્રીઓ અને હીજડાઓ દેવાંશી પુરુષ ઉપર રાજ્ય કરે છે." –એવી કહેવત ચીના લોકમાં ઘણા સમયથી ચાલે છે. તેથી તેઓ રાજકારણથી અલગ રહે છે, અને તાબેદાર રહેવા છતાં પોતાને દેવાંશી પુત્ર જેવા માને છે. તેથી તેઓ પોતાના રાજ્યમાં રાજકીય ચળવળ કરી શકયા નથી.

હિંદના બ્રાહ્મણ કરતાં વધારે ગર્વિષ્ઠ ચીનનો **મંદારીન** (Mandarin) છે; ને તેથી જ ચીનમા સમાજવાદ પેસી શકતો નથી; અને ચીના લોકોને પોતાના જ દેશબન્ધુઓને મંદારીન'-ધર્મગુરુની ગુલામી:

હાથે કષ્ટ વેઠવાં પડે છે. તોપણ ચીના લોકો પોતાના ધર્મ-ગુરુઓના ગુલામ ન થાય, અને માત્ર તેમના ઉપદેશનું રહસ્ય પકડી રાખે તો પશ્ચિમના દેશોની સંસ્કૃતિ ચીનમાં ઘણી અસરકારક થાય; અને જે સંગીનતા જૂના મતમાં હોય તે ટકી રહે, તથા પોકળતા હોય તે નાશ પામે.

ચીનનો ખરો આત્મા : તેમને સામાજિક કેળવણી એવી આપવી જોઇએ જેથી તેઓ પોતાનો રાજકીય ઉદ્ધાર કરી શકે; અને એમના સ્વભાવમાં રહેલી સમાધાનવૃત્તિ તેમને લડાઈ અને ખૂનરેજી કરતાં અટકાવશે. તે દેશમા આબોહવા સારી છે. ફળદ્રુપતા ચોતરફ છૂટે હાથે વેરાયલી છે ને લોકો સ્વાશ્રયી છે. ગામડાંમા અને પ્રાન્તીય મંડળોમાં જીવન એકસરખું વહે છેઃ અને ત્યાં જ ચીનનો આત્મા સંપૂર્ણ પ્રકાશે છે.

ચીની બુદ્ધિવાદીઓ: હજી, બુદ્ધિવાદ કરનારા નેતાઓ ચીનમા પાછો જૂનો મત-શાબ્દિક વિવાદ—ફેલાવે છે. પરન્તુ રાષ્ટ્રીય કામ વિસાર્યા સિવાય એ લોકો જૂના મત પાળી શકે છે. ચીનના ઇતિહાસ ઉપર ખરી અને કડક ટીકાઓ કરનાર એક ટીકાકારને ડૉકટર હુ **શીહ** ટેકો આપે છે. પ્રથમ તો મૂળ ટીકાકાર મી. લુ. ચીહુ જે બાબત લખે છે તેનું અવતરણ લઇએઃ—

પ્રાચીન ચીનાઓ સંબંધી ચીનાનો મત: ચીનનો મુખ્ય ચિંતક લુ **ચીહુ** ચીના લોકો વિષે લખે છેઃ-"જૂના વખતના ચીના લોકો સાદા હતા અને ખેતી કરતા. તેમને ધર્મની કે તત્ત્વજ્ઞાનની અખંડ વિચારમાળા ગૂંથતાં આવડતી નહોતી. તેઓ નજીવી વસ્તુઓ વહેમથી પૂજતા. તેઓ સખત મહેનત કરનારા અને સંતોષી હતા. તેમનામાં કૉન્ફયુશિઅસ, મેનેસ્યસ વગેરે મહાપુરુષો થયા, અને નાગરિક તરીકે રહેવાના વિચારો ચીના લોકોએ સ્વીકાર્યા. પછી તેઓ

પોતાનું મંસ્થાન અને આખું સામ્રાજ્ય બાંધવામાં સફળ થયા. ખેડૂત લોકોને સારો પાક અને જમીનનું ઉત્પન્ન જોઈતું હતું; તેથી તેઓ સરકારી કામકાજમાં માથું મારવા લાગ્યા; પણ આખરે તેઓ કંટાળી ગયા. શહેરી જીવન તેમને ગમતું નહોતું. તેથી આવા લોકોને સંતોષ આપવા કૉન્ફ્યુશિઅસના અનુગામી શિષ્યોએ, ચીના લોકોને નિવૃત્તિ અથવા સુખચેન ભોગવવા કહ્યું; અને પોતાના ભાગ્યમાં જે હોય તે મેળવી સંતોષ રાખવા સમજાવ્યું.

"બૌદ્ધ લોકો ચીનમાં આવ્યા નહોતા ત્યાંસુધી ચીના લોકોમાં બે વર્ગો જ હતા: જમીનદાર અને ખેડૂત. "કુદરત" મતના હિમાયતીઓ, લૉત્સે અને ચાંગત્સે ખેડૂત વર્ગના હતા; અને તેઓ રાજકીય ખટપટથી અલગ રહેતા. પરન્તુ, કૉન્ફ્યુશિઅસ અને તેના શિષ્યો જમીનદાર વર્ગના હતા; અને તેઓ રાજખટપટમાં બહુ રસ લેતા હતા. બુદ્ધયુગ પહેલાં:

"બૌદ્ધો હિંદમાંથી ચીનમાં આવ્યા ત્યારે નવું જ વાતાવરણ ઊભું થયું. ચીનદેશમાં ધર્મ આવ્યો. લૉત્સે અને ચાંગત્સે જેવી રીતે અજ્ઞેયવાદી અને નાસ્તિક જેવા હતા, તેવી રીતે બૌદ્ધોએ પ્રથમ તેમને ભળતા નાસ્તિક મત ચીનમાં શિખવ્યા; અને નવો ધર્મ માત્ર વાતચીતમાં ગપ્પાં તરીકે રાખ્યો. તેને સરકાર તરફથી કાંઇ સત્તા મળી નહોતી. બૌદ્ધોના પછી:

"વખત જતાં કૉન્ફ્યુશિઅસના મતવાળા લોકો બુદ્ધધર્મમાં ભળી ગયા. સુંગ અને ચુહી (ઇ. સ. ૧૨૦૦) નામના સંતપુરુષોએ બુદ્ધધર્મનાં ઘણાં તત્ત્વો મિશ્ર કરીને કૉન્ફ્યુશિઅસ તથા મેનેસ્યસના મત ફરીથી સમજાવ્યા; અને તેમણે જૂના જમીનદાર વર્ગની સ્થિતિ સુધારી; પહેલાંના વખતમાં ખેડૂત લોકો વિવિધ મતોનો સમન્વય:

પોતાના ખેતરમાં તાપણી સળગાવીને નિર્દોષ વાર્તાવિનોદ કરતા હતા અને ઠંડીની આફત મટાડવા તાપતા હતા, તે વખતે જે **માત્ર નિર્દોષ ગપ્પાં હતાં તે, વખત જતાં, ચીન રાજ્યમાં નીતિ અને ધર્મનું ગૌરવવન્તુ પદ પામ્યાં.**

બદલાએલી પરિસ્થિતિ. "બુદ્ધ–મત આ જગતના સુખદુ:ખને વિસારીને પરલોક માટે તૈયારી કરવા કહે છે. જ્યારે ચુહી અને તેના શાગરીતોએ આ પરલોક–ધર્મ સ્વીકાર્યો અને તેના નીતિસૂત્રો આ લોકમાં રહેનારા લોકોને લાગૂ પાડ્યાં ત્યારે, નવું બધારણ ચીના લોકોને બહુ આકરું અને મુશ્કેલ લાગ્યું, ત્યારપછી બારમા અને તેરમા સૈકા પછી, ચીના લોકોનું સામાજિક ધ્યેય છેક જ અચેતન અને નિરુત્સાહી બન્યું."

બૌદ્ધ ધર્મની ચીન પર અસર: આ બાબતો ઉપર ડૉક્ટર હી શુ નીચે પ્રમાણે ટીકા કરે છે - 'છેલ્લાં પંદરસો વર્ષથી ચીના લોકોનું જીવન, બુદ્ધમાર્ગનાં વિષમ બંધનોમાંથી છૂટું થવા માટે તરફડિયા મારે છે. હજી તેઓ બધાં બંધનોમાંથી છુટી શક્યા નથી ચીના લોકો, કેટલીક વાત મહત્ત્વની ગણતા, તે, બૌદ્ધોની અસરથી તેમણે વિસારી મુકી બુદ્ધમાર્ગી સાધુઓ એક કીડી અથવા મચ્છરનો જીવ બચાવવા મથે છે પણ માનવજીવનને પાપ ગણે છે. અને તે તરફ છેક બેપરવા રહે છે–તે એક નવાઇની વાત લાગે છે! વળી, કૉન્ફ્યુશિઅસના પંથમાં કુટુમ્બજીવન સારું હતું; અને બૌદ્ધોનો મત ફેલાયો તેથી ગૃહસ્થજીવન અને કુટુમ્બ-સંસ્થાના મૌલિક વિચારો પલટાઇ ગયા.

નેતાઓનો પરાજય: આનો અર્થ ઢંગો અને વિપરીત લાગે છે. ચીનને જાગૃત કરવા જે જે નેતાઓ અને ધર્મગુરુઓ આવ્યા તે બધા પાછા પડ્યા છે અને હાર પામ્યા છે. ઇ સ. પૂર્વે બીજા સૈકામાં

હાન ફી ( Han Fei ) અને તેનો ગુરુ પ્રથમ સમ્રાટ: તથા ત્યારપછી છેક ખ્રિસ્તીસનના સોળમા સૈકામાં આવેલા વાન યંગ મિંગ અને વીસમી સદીમાં કામ કરતા સન યાત સેન સુધી બધા નેતાઓને કેટલેક અંશે હાર સહન કરવી પડી છે. ચીના લોકોના સમાજમાં, અને ગ્રીસમાં પણ અમુક વિચારો અને માન્યતાઓનો જય કે પરાજય વખતોવખત થયા જ કરે છે.

એક રીતે જોતાં, ગ્રીક લોકોએ થેલ્સથી શરૂ કરીને છેક આધુનિક યુગ સુધી વિજ્ઞાનના વિચારો વિકસાવ્યા હશે; તો બીજી રીતે જોતાં આધુનિક સમયથી આરંભીને છેક પાયથેગોરાસ અને પ્લેટોનાં મતવ્યો પણ અવિચ્છિન્નપણે ટકી રહેલાં છે ખરાં. ગ્રીસ સાથે સરખામણી:

ચીના લોકોમાં 'તાઓ' મતવાળા અને કૉન્ફ્યુશિઅસ મતવાળા, ગહનવાદી અને માનવતાવાદી; વ્યવહારવાદી અને આદર્શવાદી એ બધા હતા. તેમાં હિંદથી આવેલા અધ્યાત્મવાદી ભળ્યા; તેમણે પારલૌકિક નીતિ અને મોક્ષદાયક નિવૃત્તિના ઊંચા સિદ્ધાન્તો શિખવ્યા. તોપણ ચીનમાં કૉન્ફ્યુશિઅસનો મત બહુ જ વિજય પામે છે, અને ચીનના લોકો તેને પોતાનો ધર્મગુરુ માને છે. ચીનમાં મત-મતાન્તરો: કૉન્ફ્યુશિયસની પ્રતિષ્ઠા:

બૌદ્ધોના નિવૃત્તિમાર્ગથી અને મઠવાસી થવાના તેમના ઉપદેશથી ચીનમાં કુટુમ્બજીવન છિન્નભિન્ન થઈ ગયું એ વાત ખરી છે. પરન્તુ, કૉન્ફ્યુશિઅમ—જે સ્ત્રીઓને સમાજમાં હલકું સ્થાન આપે છે—તેના જ સિદ્ધાન્તો ચીનમાં આદર્શ ગણાય છે—એમ કહેવું એ અસત્ય છે. "પિતૃઓનાં મહત્તા દેખાડવી" એ જ ચીના લોકોના જીવનનો ઉદ્દેશ છે. સ્ત્રીઓ સંબંધી ....

સુંદરતા માટે પગ બાંધવાનો જંગલી રિવાજ:

ચીનમાં સ્ત્રીઓ સુંદર અને નાજુક દેખાવા માટે પોતાના પગ, ઘણાં વર્ષો સુધી લાકડાના નાનાં ચોકઠાંમાં બાંધી રાખે છે! તે રીત તેમને બૌદ્ધોએ શિખવી એ હુ શીએ કહેલી વાત તદ્દન ખોટી છે એ મૂળ પ્રથા ચીના લોકોની જ છે કેમકે જો બૌદ્ધોમાં એવી સ્ત્રીસૌન્દર્યની માન્યતા હોય તો બર્મા (બ્રહ્મદેશ) જ્યાં બુદ્ધધર્મનું કાયમનું નિવાસસ્થાન થયું છે, ત્યાં એવી કોઈ પ્રથા ચાલવી જોઈએ. પણ બ્રહ્મદેશમાં સ્ત્રીઓને મળતી છૂટ એશિયાના કોઈ ભાગમાં હોય તેના કરતા વધારે છે, અને જાપાનમાં જ્યાં કૉન્ફ્યુશિઅસના મતવાળા લોકોએ સ્ત્રીઓનો દરજ્જો હલકો પાડ્યો છે ત્યાં પણ સ્ત્રીઓના પગ બાંધી રાખવાનો જંગલી રિવાજ નથી; અને તેમ છતાં જાપાન તો ચીન કરતાં વધારે કટ્ટર બૌદ્ધમતવાદી છે.

બૌદ્ધમતે કુટુમ્બ-સુખ ઓછું કર્યું છે?:

પૃથ્વીનાં—જગતના—સુખમાં ચીના લોકો તલ્લીન રહેતા; તેમનો એ ઉત્સાહ બૌદ્ધ લોકોએ કમી કરી નાખ્યો એ વાત ખરી છે. અને તેમની એ શક્તિ પરલોકમાં સુખ મેળવવા માટે પ્રેરણા મેળવવા લાગી. પણ લાઓત્સે, જેટલો ઊંડો ગહનમાર્ગી હતો તેટલી ગહનતા કોઈ બુદ્ધમતવાળા રાખતા નહોતા. ચાંગત્સે પણ બૌદ્ધો કરતાં વધારે પરલોકવાદી હતો, અને બુદ્ધલોકોના મઠ-વાસી જીવનમાં, નમાયાં નબાપાં—અનાથ માણસો—અને કુટુમ્બ-સંસારમાં સુખી ન થાય તેવાં માણસો આવતા, તેથી—'બુદ્ધમતે ચીના લોકોનું કુટુમ્બસુખ ઓછું કર્યું' એમ કહેવામાં અર્ધ-સત્ય જ રહેલું છે.

ચીન માટે 'મધ્ય-માર્ગ'ની જરૂર.

બૌદ્ધ લોકો સત્ય કહે છે કે ચીન દેશમાં એક 'મધ્યમ માર્ગ'ની જરૂર હતી. એક તરફ ઘણો ગહનવાદી પક્ષ અને બીજી તરફ ઘણો સ્વતંત્ર તર્કવાદી પક્ષ: પરંતુ

અંધશ્રદ્ધા અને નાસ્તિક મત–એ બેની વચ્ચે જ ખરું સત્ય રહેલું છે. તેમ ચીન દેશમાં ચાલતી બે વિચિત્ર પક્ષોની ઉગ્ર ખેંચતાણમાં બૌદ્ધમત જ સાચો શાંતિદાયક હતો.

બૌદ્ધમત નિરુત્સાહપ્રેરક હતો એમ કહેવાય છે, પણ ચીનમાં ચાલી રહેલો હુન કોન્ફ્યુશિઅસનો મત એવો જ નિરાશાવાદી હતો બૌદ્ધોએ तण्हा ( તૃષ્ણા ) નો છેદ અને વિનાશ કરવા ઉપદેશ આપ્યો છે વિષયવાસના, ઇર્ષા અને અજ્ઞાનથી રીબાતા ચીન દેશમા આવા ઉપદેશની બહુ જરૂર હતી. ખ્રિસ્તી લોકોને પણ હર્ષ થાય છે કે ઇસુખ્રિસ્તનો ધર્મોપદેશ ચીનની ધાર્મિક ફળદ્રૂપ ભૂમિમાં સારી રીતે ફેલાયો છે.

ચીનના બધા ઉપદેશકોમાં મોત્સે સૌથી મોટો છે તેની ઉપર જ નરામાજે પૂરતું ધ્યાન આપ્યુ નથી. તે એક ઇસુ-ખ્રિસ્ત જેવો કહી શકાય. પોતાના જીવનમા અને ઉપદેશમા તે એકસરખો સાચો અને પ્રમાણિક હતો આપણા આધુનિક છિન્નભિન્ન સમાજને તે કહે છે–પોતાના ચીન દેશને એ કહેતો તેમ, કે — ઉપદેશક મોત્સે:

" આ દુનીઆના લોકો નાની ભૂલ માટે માણસને બાંધી મારે છે, ને ભારે સજા કરે તેવા છે, પણ લડાઈ અને જુલ્મ જેવા ભારે ગંભીર ગુન્હાની તેઓ પ્રશંસા કરે તેવા છે, અને ખરુ કહીએ તો દુનીઆના લોકોને ખરાખોટાનું કાંઈ જ ભાન નથી " આચાર-વિચારમા ભેદ:

## (૨) ઇ. સ. પૂર્વે દસમા સૈકામાં રચેલા કાયદાના પુસ્તકમાંથી :—

બેઉ પક્ષનું ન્યાયાધીશે સાંભળવું. પાંચ જાતની સજા અને પાંચ જાતના દંડમાંથી શું કરવું યોગ્ય થશે તેનો સંપૂર્ણ વિચાર કરવો જોઇએ. જો તેમાં એ બાબત ન આવતી હોય તો તે અનિચ્છાએ થઈ ગયેલી ભૂલ છે એમ જાહેર કરવું જોઇએ. ભય, મહેરબાની, અપમાન કે લાંચ—એ ચારમાંથી હરકોઇ કારણથી ન્યાયાધીશે કાયદાનો ભંગ કરવો નહિ. અને કાયદાનો અમલ કરવાનું બ્હાનું લાવીને ઉપર કહેલી ચાર બાબતોમાં નાહક પડવું નહિ. ન્યાયાધીશને આદેશ:

હજારો ગુન્હા કરે તેને લોઢાના સળિયા તપાવીને ડામ દેવામાં આવે છે; અને કોઇવાર હાથ કે પગ કાપી નાંખવામાં આવે છે. પાંચસો ગુન્હાઓ કરે તેનો પગ કાપી નાંખવો જોઇએ; અને ત્રણસો ગુન્હા કરે તેને ખસી કરી હીજડો બનાવવો જોઇએ. અને બસો ગુન્હા કરે તેને મોતની સજા કરવી જોઇએ. સજામાંથી મુક્તિ મેળવવા માટે નીચે પ્રમાણે નિયમો ઠર્યા હતા: ડામમાંથી બચવા માટે છસો (૬૦૦) આંઉસ તાંબુ રાજાને આપવું; અને મોતની સજામાંથી છૂટવા માટે છ હજાર (૬૦૦૦) આઉંસ તાંબુ આપવું ! શિક્ષાનો પ્રકાર:

*

### 'લોત્સે'ના લખાણમાંથી; ઈ. સ. પૂર્વ છઠ્ઠો સૈકો :—

(અ) "ટા" અને 'ટી': કુદરતી નીતિનિયમ.

કુદરતી નીતિ નિયમનો ધર્મ માર્ગ

આ મહામાર્ગ સર્વવ્યાપક છે. તે જમણી બાજુએ છે ને ડાબી બ જુએ પણ છે  જે જે ટકી રહેલું છે તે તેમાંથી પ્રગટ થાય છે  તે મર્વ જીવનનું ઉત્પત્તિસ્થાન છે અને કોઇને ધિક્કારતુ નથી  તોપણ જ્યારે તેનું કામ પૂરું થઈ જાય ત્યારે પોતાની સત્તાનો ગર્વ કરતુ નથી  તે બધી વસ્તુઓને ચાહે છે અને હર્ષથી તેમને ભેટે છે  નાનામાં નાની વસ્તુમાં તે જોવામા આવે છે, અને સૌથી મોટીમાં પણ જોવામાં આવે છે. બધી વસ્તુઓ આખરે તેમાં જ લય પામે છે

પ્રભુ પરાયણતા

તેમ છતા આ મહાન માર્ગ એ જ તેમનો પાલક છે ને પ્રભુ છે તે તેઓ જાણતા નથી.  સંત પુરુષો ઘણા નમ્ર છે, પણ પ્રભુની સત્તાથી જ તેઓ ઘણા બળવાન રહે છે  જગત, તેમનો આશ્રય, લય, તથા આરામ તેમાંથી મેળવે છે, અને જે આ મહામાર્ગ ધારણ કરી રાખે છે તે સુખશાતિ મેળવે છે ”

—દા. ટી. ચિંગ

*

( આ ) ચુ-વી

કુદરતી લાગણીના અસ્તમાથી દભનો જન્મ

જ્યારે કુદરતી ભાવ નાશ પામે છે ત્યારે પરોપકાર પ્રગટે છે અને સત્ય પ્રગટે છે  જ્યારે વિદ્વત્તા અને ડહાપણ દેખાય ત્યારે મોટા દભ પ્રગટે છે  જ્યારે કુદરતી સબંધો સારા ન હોય ત્યારે પિતૃભક્તિ જન્મે છે  જ્યારે કોઈ પ્રજા ઘણી અવ્યવસ્થામાં સપડાઈ જાય ત્યારે રાજ્યભક્તિ આવે છે. તેથી તુ ડહાપણ ત્યજી દે, ચતુરાઇ દૂર કર  પરોપકાર કર નહિ  ન્યાયને એક બાજુએ મૂકી દે  ચપળતા અને લોભ દૂર કર

-

જેમ જેમ વધારે બંધનો હોય તેમ તેમ લોકો વધારે ગરીબ થતા જાય છે. જેમ જેમ વધારે શોધ, નવી નવી યુક્તિઓ, માણસને મારવાનાં હથિયારો તૈયાર થાય છે તેમ તેમ રાજ્યની આફત વધે છે. જેમ જેમ માણસમાં નિપુણતા અને લુચ્ચાઈ વધે છે તેમ તેમ વધારે ચોંકાવનારા બનાવો બને છે. જેમ જેમ કાયદાઓ વધે છે તેમ તેમ ચોર અને લૂંટારા વધે છે. વાસનાના બધનો:

તેથી પ્રાજ્ઞ પુરુષ કહે છે, હું કોઈ પ્રવૃત્તિ કરતો નથી; અને લોકો પોતાની મેળે જ સુધરે છે, અને શાંતિ ગમે છે અને તેથી લોકો ન્યાયી થાય છે. મારી પાસે કાંઈ જ યુક્તિ નથી, અને લોકો પોતાની મેળે જ શ્રીમન્ત થાય છે, હું કાંઈ જ વાસના રાખતો નથી; તેથી બધા લોકો સાદા થાય છે. પ્રાજ્ઞપુરુષનો મત·

*

## ( ૬ ) લોત્સેનો શાંતિમાર્ગ

જે 'તાઓ'ના સિદ્ધાન્ત સાથે મેળ રાખીને–એક રહીને–કામ કરવા યત્ન કરે છે તે, રાજ્યને હથિયારના પ્રહારથી જીતી લેતો નથી; કેમકે એવા કામનું પરિણામ ખરાબ આવે છે. હથિયાર ઘણાં સુશોભિત લાગે છે; પણ તે અપશુકન સૂચવે છે અને ધિક્કારવાલાયક છે. જેને 'તાઓ' ઉપર શ્રદ્ધા છે તે હથિયારની વાત કરતો નથી; કેમકે તે ઉમદા માણસનું લક્ષણ નથી. શાંતિ અને શમતા જીવનની ઉમદા બક્ષિસો છે. માણસને મારી નાંખતાં જે અચકાતો નથી તે રાજ્ય કરવા માટે નાલાયક છે. શસ્ત્રથી નહી પરંતુ પ્રેમથી મેળવવાની જીત:

*

## ( ૭ ) લોત્સેએ કહેલાં સંતનાં લક્ષણો

આ સ્વર્ગીય પથ છે. તેથી લાભ છે; નુકસાન નથી. આ સંતોનો માર્ગ છે. તેમના કાર્યમાં કલહનાં ( લડાઇનાં ) તત્ત્વો નથી. સંત તો સારીય માનવજાતને ભેટે છે; અને તે આ સંતના લક્ષણો·

જગતમાં સહુનો ગુરુ છે. તે આત્મપ્રશંસા કરતો નથી અને બહાર ઝળકી નીકળે છે; તે 'પોતે જ ખરો છે'—એવો ગર્વ કરતો નથી અને તેથી તે આગળપડતો ગણાય છે અને માન પામે છે.

નિરહંકારી અને અનાસક્ત: તે પોતાનો અહંકાર ત્યજી દે છે. અને તેથી તે સર્વોત્કૃષ્ટ બને છે. તે જગતની વસ્તુઓ મેળવવા યત્ન કરતો નથી અને તેથી તે એવા પ્રયત્ન કરનાર સાથે એક થતો નથી.

નિષ્ક્રિય: જે પ્રયત્ન કરે છે તે પોતાનો નાશ કરે છે; જે ઘણું એકઠું કરે છે તે ખૂવે છે. તેથી સંત-પ્રાજ્ઞ-પુરુષ પ્રયત્ન કરતો નથી અને સંગ્રહ પણ કરતો નથી.

આંતર દૃષ્ટિથી જોનાર: સંતપુરુષ આંતર-બાબતોમાં તલ્લીન રહે છે, અને બાહ્ય બાબતોમાં લક્ષ આપતો નથી. જગતને છોડી આત્માનો આધાર લે છે. જગતમાં જીવે ત્યાં સુધી તે ધ્યાન રાખે છે કે રખેને જગતની બાહ્ય બાબતો તેને આફતમાં લાવે નહિ. લોકો તેની ઉપર નજર સ્થિર કરી જુવે છે; અને તેના શબ્દો પર લક્ષ આપે છે તે બધાં ઉપર પોતાનાં છોકરાં પેઠે અમીદૃષ્ટિ રાખે છે.

(ડ) લોત્સે પોતે શું મેળવી શક્યો?

લોત્સેનાં ત્રણ ગુણ-રત્ન: મારી પાસે ત્રણ ઉમદા અને કીમતી બક્ષિસો છે.
સભ્યતા, કરકસર અને નમ્રતા.
તમે સાચા થાઓ અને બહાદુર થાઓ.

કરકસર: કરકસર કરો અને જે વધે તે દાનમાં આપો.

સભ્યતા: તમે બીજાઓ ઉપર અધિકારીપણું કરશો નહિ. તમે બીજા ઘણા લોકોનાં હૃદય તેમ કરવાથી જીતી શકશો; ને તેઓ તમને નેતા માનશે.

નમ્રતા: જે નમ્ર થાય છે તે બચી જાય છે; જે નમે છે તે સીધો—પ્રામાણિક થાય છે.

જે ખાલી થાય છે તે પાછો ભરપૂર થાય છે, ધનવાન થાય છે.

*

## ૩

### (અ) કૉન્ફ્યુશિઅસે કહેલો રાજવી માણસ (સંત):-

રાજવી મનુષ્યમાં ત્રણ ગુણો હોય છે; તે મારામાં નથી: રાજ સંત લક્ષણે

(૧) તે ખરો પરોપકારી છે, અને

(૨) ચિંતા કરતો નથી.

(૩) તે બહાદુર છે ને ભય રાખતો નથી. ત્સે કુંગ કહેતો કે આ અમારા ગુરુના સદ્દગુણો છે.

રાજવી મનુષ્ય નમ્ર વાણી બોલે છે અને જનહિતનાં કામ કરે છે. તે દઢ હોય છે, પણ લડાઈ કરતો નથી. મળતાવડો રહે છે, પણ પોતાના વર્ગનાનો પક્ષપાત કરતો નથી.

તે નવ બાબતો ઉપર ધ્યાન આપે છે:

(૧) તે સ્પષ્ટ અવલોકન કરે છે. રાજવી

(૨) ધ્યાન દઈને સાંભળે છે. સંતની નવ

(૩) ભલાઈથી જુવે છે. વસ્તુઓ:

(૪) પોતાના વર્તનમાં માનપાત્ર દેખાય છે.

(૫) ભાષા બોલવામાં કાળજી રાખનારો, અને વેપારમાં તત્પર ( સાચો ) હોય છે.

(૬) જ્યારે તેને શંકા થાય છે ત્યારે તે બીજાની સલાહ પૂછે છે.

(૭) જ્યારે ક્રોધ ચઢે ત્યારે તે તેનાં પરિણામ કેવાં આવે તેનો વિચાર કરે છે.

(૮) તેને અમુક ફાયદો થશે એવી લાલચ આપીએ તોપણ તે પોતાની ફરજ બજાવે છે.

(૯) પોતાના કર્તવ્યનું ભાન રાખવું એ તેના સ્વભાવનું મુખ્ય લક્ષણ છે.

નિ સ્વાર્થ વૃત્તિ: તે સંપ રાખે છે, સ્વાર્થની ખેંચતાણ કરતો નથી; અને સત્ય તથા એકનિષ્ઠાથી તે પોતાના ગુણોને સંપૂર્ણ રીતે ખીલવે છે. ગુરુ કહે છે, " જે ત્રણ વર્ષ સુધી વિદ્યા ભણે છે તે સારો થાય છે જ." ગુરુ કહે છે, " જ્યારે સહુને શિક્ષણ મળશે ત્યારે વર્ગના ભેદ રહેશે નહિ " ( ૧૬, ૩૮ )

*

## ( આ ) બીજું નૈતિક શિક્ષણ

### ઉદારતા

જીવન નિયામક શબ્દ: ત્સે કુંગે પૂછ્યું, " એવો એક શબ્દ છે જે બધાને જીવનમાં નિયમરૂપ થઈ પડે ? " તેને ગુરુએ જવાબ આપ્યો " શું એવો શબ્દ નથી ? જેવું વર્તન તમને ન ગમતું હોય તેવું બીજા તરફ રાખવું નહિ " ( ૧૫-૨૩ )

ચુંગકુંગે ગુરુને સદ્દગુણો વિષે પૂછયું. ગુરુએ કહ્યું "જ્યારે બહાર જાઓ ત્યારે બીજાને અતિથિ સમાન ગણીને તેની સાથે વર્તો. બીજાને મદદ કરતાં તમે જાણે એક યજ્ઞ કરતા હો એવી ભાવના રાખો. જે તમને ન ગમે તે બીજાને ન ગમે. તમારા કુટુમ્બમાં કે તમારા દેશમાં તમારી કોઈ નિન્દા કરે નહિ એવાં કામ કરો." કયા સદ્દગુણ ખીલવવા?

*

## હીઆો=પિતૃભક્તિ

ગુરુએ કહ્યું: "જ્યારે પિતા હયાત હોય ત્યારે જ તેની ઇચ્છા પૂરી સમજવી. તે મોત પામે ત્યારપછી તેનાં વર્તન તપાસવા. જો ત્રણ વર્ષ સુધી કોઈ પુત્ર પોતાનું વર્તન પિતાના જેવું રાખે તો તે પિતૃભક્ત કહેવાય છે." પિતૃ-ભક્તિ

## ( ૬ ) સરકાર–રાજ્યસત્તા.

રાજ્યસત્તા પ્રત્યેનો ધર્મ: રાજા થવું બહુ કઠણ છે. ગુરુએ કહ્યું, "એક હજાર રથના ઉપરી થવા માટે પૂજ્ય ભાવથી ધ્યાન આપવું જોઇએ. વેપાર તરફ લક્ષ રાખવું, અને એકનિષ્ઠા રાખવી. ખર્ચમાં કરકસર રાખવી. લોકો તરફ પ્રેમ રાખવો, અને તેમને યોગ્ય વખતે કામમાં લેવા."

રાજાના અંગત ગુણો માન પામે છે વળી ગુરુએ કહ્યું, "જો રાજાના અંગત ગુણ અને વર્તન સારાં હોય તો તેના હુકમને માન મળે છે; જો અંગત ગુણ સારા ન હોય તો તે હુકમ કર્યા કરે પણ લોકો તે માને નહિ–પાળે નહિ. વળી, 'રાજ્ય કરવું' તેનો અર્થ 'સુધારવું' થાય છે. જો તમે લોકોને સુધારવા ઇચ્છતા હો તો દંભી ન થશો."

*

" કાવ્યથી મન જાગૃત થાય છે. ગીતથી મનને પ્રોત્સાહન મળે છે. સંગીત અને વાદ્યથી સંસ્કાર પ્રાપ્ત થાય છે. અને સદાચારના નિયમોથી શિસ્ત ( discipline ) શિખાય છે. કાવ્યની અસર:

કોઇ માણસ ત્રણસો સુંદર અને ભાવભર્યાં ગીતો ગાઇ શકે છે; પણ જ્યારે એક સરકારી અમલદારની જગ્યા તેને સોંપવામાં આવે છે ત્યારે પોતે કેવું વર્તન રાખવું તે તે સમજતો નથી; અથવા કોઈ બીજા દેશમાં કાંઇ કામ સોંપી તેને મોકલવામાં આવે છે, ત્યારે કેવા જવાબ આપવા તે તે સમજતો નથી; અને તે વખતે તેની વિદ્યા કાંઇ કામ લાગતી નથી. આવું થાય તો વિદ્યાનો વ્યવહારમાં ઉપયોગ કેમ થાય? " ( ૧૩, ૫, ) વિદ્યાનો વ્યવહારમા ઉપયોગઃ

*

## ૪

## મોત્સે પ્રારબ્ધવાદની સામે થાય છે, અને ઇશ્વરેચ્છાવાદ સ્થાપે છે.

પ્રાજ્ઞ રાજાઓના વૃત્તાન્તઃ

(अ) કેટલાક માણસો પ્રારબ્ધ અથવા નસીબમાં માને છે. જૂના સમયના પ્રાજ્ઞ રાજાઓનાં વૃત્તાન્ત, તે લોકો શા માટે તપાસતા નથી ? જ્યારે ચેહ રાજાએ રાજ્યને પાયમાલ કર્યું [ઇ. સ–પૂર્વે ૧૮૧૮–૧૭૮૪] ત્યારે ટાંગ રાજાએ ઇ. સ.–પૂર્વે ૧૮૮૪ મા રાજ્યનો કબજો લીધો, અને ફરીથી ત્યા વ્યવસ્થા સ્થાપી તથા રાજ્યની આબાદી કરી.

રાજા રાજામાં ફેર

જ્યારે ચાઉ રાજાએ ઇ સ–પૂર્વે ૧૧૨૩ માં રાજ્યને પાયમાલ કર્યું ત્યારે વુ [Wu] એ તેનો કબજો લીધો અને રાજ્યની ચઢતી કરી. ટાંગ અને વુ રાજાના હાથમાં તે જ રાજ્યની કે લોકોની ચઢતી થાય છે, અને ચેહ અને ચાઉ રાજાના હાથમાં તેની પડતી થાય છે.

પ્રારબ્ધ-વાદનુ મિથ્યાપણુ

તે ઉપરથી અમુક બાબત બનવાને નિર્માણ થયું છે–નક્કી થયુ છે એમ કેમ કહી શકાય ? જો બધી પ્રજાઓ, સાક્ષાત્ પરમેશ્વરના પુત્રના હાથમાં એકત્ર થઇ હોય–અને જ્યાંસુધી સ્વર્ગમાં ન જાય ત્યાંસુધી (તેમને) પ્રજાઓને દુ:ખ તો રહેવાનું જ છે.(૧૧)

કારીગરને જેમ પોતાના ત્રિકોણ અને બીજા ઓજારો કામ લાગે છે તેમ ઇશ્વરની મરજી એ જ આ બાબતમા ઉપયોગી છે એમ મને લાગે છે દરેક ત્રિકોણ કે વર્તુલને ખરુ-ખોટું જાણવા માટે કારીગર પોતાના ઓજારનો ઉપયોગ કરે છે. તે પોતાના મનથી વિચારે છે, " જે મારા ઓજાર સાથે બંધબેસતું આવે તે જ ખરુ છે ને જે મારાં ઓજાર સાથે બંધબેસતું આવે નહિ તે ખોટું છે. " — પ્રભુની ઇચ્છા આદરને મનથી સમજાયછે

હાલમાં કેટલાક ગુરુઓ અસંખ્ય ચોપડીઓ લખે છે ને ઘણાં ભાષણો કરે છે, અને એક રાજપુત્રને કે બીજા હરકોઇ વિદ્યાર્થીને ધર્મ સમજાવે છે. પણ તે સત્ય, પ્રેમ અને ધર્મને મારે છે. હુ તેમને ધર્મની દૃષ્ટિથી જોઉં છુ, કેમકે મારી પાસે વસ્તુની કિંમત આંકવા નું ધોરણ ઊંચુ છે. — ગુરુનો સદ્બોધ.

*

## ( આ ) ખરો પરોપકારી કોણ ?

જે પોતાના મિત્રને ભૂખ્યો જોઇને તેને અન્ન જમાડેછે, ઠંડીથી પીડાતો જોઇને તેને લુગડા પહેરાવે છે, અને માંદો જોઇને તેની સારવાર કરે છે, મરી જાય ત્યારે તેને યોગ્ય રીતે દાટે છે–તે જ ખરો પરોપકારી છે. અમુક વર્ગ ઉપર પક્ષપાત રાખવા કરતાં આખાય જગત ઉપર પ્રેમ રાખવો તે સારુ છે. — સાચો પરોપકાર

જો દરેક રાજા બીજા રાજ્યને પોતાના રાજ્ય જેવુ જ ગણે, તો પછી, બીજા રાજ્ય ઉપર હુમલો કોણ કરે ? જો દરેક માણસ બીજાના ઘરને પોતાના ઘર જેવુ ગણે તો તેને નુકસાન કોણ કરે ? જ્યારે એક રાજા બીજા રાજા ઉપર હુમલો ન કરે અને જ્યારે એક માણસ બીજાના માલને નુકસાન ન કરે તથા — આત્મવત્ ભાવ

એક વર્ગના લોકો બીજાને પીડા ન કરે ત્યારે જ જગતને ફાયદો થાય છે.

**વિશ્વપ્રેમ અને મૈત્રી:** જ્યારે જગતને જે અસંખ્ય ફાયદાઓ થયા છે તે તપાસીએ છીએ ત્યારે એમ લાગે છે કે પરસ્પર-પ્રેમ અને મૈત્રી રાખવાથી જ એ ફાયદાઓ થયા છે, જે બીજાને લાભકારક થાય છે તે બધું આપણે સમજીએ, અને તેનું જો વર્ગીકરણ કરીએ તો તે આખાય જગતના સુખ માટે હોય છે એમ આપણી ખાત્રી થાય છે. કોઇ અમુક વર્ગ માટે નહિ, પરંતુ દુનીઆના મોટા ભાગનું સુખ આખા વિશ્વના હિતને ધ્યાનમાં રાખવાથી થયેલું છે. તેથી મોત્સે વિશ્વપ્રેમને સત્ય માને છે; ને તેને ઊંચુ સ્થાન આપે છે.

(વાઇ. પી મી કૃત મોત્સેનાં લખાણના ભાષાન્તરને આધારે)



## ૫

**માણુસની ભલાઇ :—**

મેંગત્સે ( મેન્શ્યસ ) ઇ. સ. પૂર્વે ચોથા સૈકામાં થઇ ગયો. માણસની ઊર્મિ હરકોઇનું ભલું કરવા માટે હોય છે, કેમકે માનવસ્વભાવમાં ભલમનસાઇ રહેલી છે. પણ તે ભલું કરી શકતો નથી; અને તેમાં તેના સ્વભાવનો દોષ નથી. કરુણાની અને શરમની લાગણી દરેકમાં રહેલી છે. સાચો માણસ કોણ ?

કરુણાની લાગણી એ જ માનવતા ( yen ) કહેવાય છે. શરમની લાગણી ન્યાય ( justice ) કહેવાય છે. બીજા તરફ માન રાખવાની લાગણી એ યોગ્યતા કહેવાય છે. સાચું-ખોટું પારખવાની શકિત ( li ) એ વિવેક કહેવાય છે—તે બુદ્ધિ છે. ( chi ) કરુણાની લાગણી:

*

માણસાઇ, ન્યાય, યોગ્યતા, વિવેક એ ગુણો બહારથી આપણા સ્વભાવમાં આવતા નથી; તે જન્મથી જ હાજર હોય છે. માત્ર માણસોને તેમનું ભાન નથી. તેથી કરુણાની લાગણી વગરનો માણસ ખરો નથી. શરમની લાગણીવગરનો માણસ તથા પૂજ્ય ભાવ અને વિવેકવગરનો માણસ તે ખરો માણસ નથી. જન્મસિદ્ધ ગુણ

## ૬

## ઍાગત્સેનો શંકાવાદ (Scepticism)

ખોપરી જોઇને સૂઝેલા ઉદ્ગારો: (૧) ઍાગત્સેએ એક દિવસ રસ્તામા એક ખોપરી (skull) જોઇ. તે સડી ગયેલી હતી; તોપણ તેની આકૃતિ એવી ને એવી મજબૂત હતી. તેને પોતાની ચાબૂકવડે મારીને તેણે કહ્યું, "તું કોઇ દ્રવ્ય અને સત્તાનો લોભી માણસ હોઇશ અને તેથી તારી આવી દશા થઇ છે તું કોઇ રાજ્યદ્વારી પુરુષ હોઇશ જેણે આખા રાજ્યને પાયમાલ કર્યું હશે અને પછી લડાઇમાં તું મરી ગયો હોઇશ. તું કોઇ નીચ માણસ હોઇશ, તું કોઇ ભીખારી હોઇશ. ભૂખ તરસથી પીડાઇને મરી ગયો હોઇશ. અથવા તું ઘડપણથી આવી દશા પામ્યો હોઇશ–"

સ્વપ્નમાં વિચાર-પડઘો: આટલું કહી ઍાગત્સે તે ખોપરીને પોતાના માથા નીચે ઓશિંકા તરીકે મૂકીને સૂઇ ગયો. રાત્રે તેને સ્વપ્નું આવ્યું. તે ખોપરી સજીવન થઇને કહેવા લાગી, "તમે ખરું કહો છો. પણ જે તમે કહો છો તે માત્ર આ દુનીઆને લાગૂ પડે છે, અને માનવીનાં દુઃખો વિષે તમે કહો છો મોત પછી એવું કાંઇ હોતું નથી. તમારે મોત વિષે કાંઇ જાણવું છે?"

ચૅાંગત્સેએ હા પાડી ત્યારે તે ખોપરી બોલીઃ, " મોત પછી કોઇ ઉપરી નથી; ને કોઇ તાબેદાર નથી. ત્યાર જુદી જુદી ઋતુઓ–શિશિર, વસન્ત, ગ્રીષ્મ અને વર્ષા–ત્યા આવી શકતી નથી. અમારો વાસ અનન્તકાળ સુધી છે. હું જે સુખ ભોગવું છું તે એક રાજાના સુખ કરતાં પણ વધારે છે " મૃત્યુની પેલે પારઃ

ચૅાંગત્સેને ખાતરી થઈ નહિં; અને તેણે કહ્યું, " જો હું ઇશ્વરને સમજાવું કે આ માણસને ફરીથી સજીવન કરે ને તેને તેનાં માબાપ તથા પત્ની પાસે જવા દે, તો તમને એ ગમશે ? " માનવ-સુખની તુચ્છતાઃ

આ સાંભળી તે ખોપરીએ પોતાની આખો ઉઘાડી ને ક્રોધથી ભવાં ચઢાવીને કહ્યું, ' રાજા કરતા વધારે મોટું સુખ તજીને માનવીનાં દુઃખો ભોગવવા હું કેવી રીતે પાછો જાઉ ? "

તે મહાન દેવજ્ઞ ગુરુ ( ચૅાંગત્સે ) એક દિવસ કસાઈખાના પાસે આવ્યો અને તેણે ડુક્કરને કહ્યું, " તારી કતલ સામે તુ શા માટે વાંધો લે છે ? હું તને ત્રણ માસ સુધી ખોરાક ખવરાવીને જાડો કરૂ છુ હુ દસ દિવસ સુધી સંયમ પાળું છુ ને ત્રણ દિવસ ઉપવાસ કરું છુ હુ તારે માટે કુમળું ઘાસ પાથરૂં છું. અને તને યજ્ઞવેદિની કોતરેલી રકાબીમાં મૂકું છુ. તો ય તને સંતોષ થતો નથી ? " ડુક્કરનુ દૃષ્ટાંત

પછી ડુક્કરના દૃષ્ટિબિન્દુથી તેણે વિચાર્યું, " કુશકી ખાઇને જીવવું તે સારૂં; પણ કસાઇખાનામાં મિષ્ટાન્ન ખાઈ આખરે મરી જવું તે સારૂં નથી. " કીર્તિભર્યું મૃત્યુ ઇષ્ટ છે

પછી પોતાની દૃષ્ટિથી વિચાર કરી તેણે કહ્યું, "જીવતા હોઇએ ત્યાં સુધી માન મેળવવા માટે, રણસંગ્રામમાં મરવું સારૂં છે, ફાંસી આપનારના હાથે મરવું નહિ."

આમ વિચારીને તેણે કુક્કરનું દૃષ્ટિબિન્દુ તરછોડી કાઢ્યું અને પોતાની દૃષ્ટિથી વિચાર કરવાનું જ પસંદ કર્યું–પણ તે કુક્કર જેવો નથી લાગતો ?

( એચ. એ. જીલ્સકૃત ભાષાન્તરમાંથી )

# ૭

## કૉન્ફ્યુશિઅસના અનુગામી શિષ્યો

### (અ) ટૅંગત્સેના પિતૃભક્તિ વિષે વિચારો :—

*માબાપની કૂખ દીપાવો:*

આપણને આ દેહ આપણા માતાપિતા તરફથી મળ્યો છે. આપણા માતાપિતાના વારસારૂપી આ શરીરને આપણે અપમાનપાત્ર કેમ બનાવીએ ? બેદરકારીથી જીવન ગુજારવુ એ પાપ છે. રાજદ્રોહ, કર્તવ્યભ્રષ્ટતા, મિત્રદ્રોહ અને સમરાંગણમાં બાયલાપણુ–એ બધાં પાપ છે. આ પાંચ કર્તવ્ય કરીએ તો આપણાં માબાપને લાંછન ન લાગે.

### (આ) પહેલાંના સમયનો ઉપયુક્તતાવાદી

#### હુન્સે. ઈ. સ. પૂર્વે ત્રીજા સૈકામાં થયો

*કુદરત પૂજવા કરતાં વશ કરવા યોગ્ય છે:*

તમે કુદરતને વખાણો છો. અને તેનું મનન કરો છો. તમે કુદરતના બળને તાબે કરીને તેને નિયમમાં કેમ નથી રાખતા ? તમે તેની આજ્ઞા માનો છો; તેનાં ગુણગાન કરો છો; પણ તેનાં કાર્યને વશ કરીને તેનો ઉપયોગ શા માટે નથી કરતા ? તમે ઋતુઓ તરફ પૂજ્યભાવ રાખો છો અને તે માટે રાહ જોતા રહો છો. પણ તેને યોગ્ય કામકાજ કરી તમારી પ્રવૃત્તિઓ વધા-

રતા કેમ નથી ? વસ્તુઓના ગુણ જોઇ તમે વિસ્મય પામો છો. પણ તમારી શક્તિનો વિકાસ કરીને તમે કુદરતના સ્વરૂપમાં તેને કેમ નથી ફેરવતા ?

કુદરતનાં બળની નવઘટના: વસ્તુ વિષે વિચાર કરવા કરતાં તેની વ્યવસ્થામાં વધારો કરવો તે સારૂં છે. વસ્તુનું મૂળ કારણ તપાસવા કરતાં, તેમની પુનર્ઘટના કરીને નવી યોજના કરવી સારી છે. માણસજાતને વિસારી મૂકીને, માત્ર કુદરતનો વિચાર કરવો તે કુદરતની વિરુદ્ધ વર્તન છે.

### (ઇ) "હાન ફી" ના રાજસત્તા વિષે વિચારો :—

( તે ઇ. સ. પૂર્વે બીજા સૈકામાં થયો )

સમયને ઓળખો: ડાહ્યો માણસ જૂના રિવાજનું અનુકરણ કરતો નથી. અને હંમેશાં સિદ્ધાન્તો પોતાની સામે મૂકતો નથી. તે પોતાના સમયના સંજોગો તપાસે છે અને તેમને બંધબેસતું થાય તેવું વર્તન કરે છે. વખત પ્રમાણે કાયદાઓ યોજવામાં આવે તો રાજ્ય સારૂં કહેવાય છે. સૂક્ષ્મ વિચારણા કરવી એ પ્રજાનું કામ નથી. સામાન્ય અક્કલથી કામ કરવું.

### (ઈ) પ્રગતિ ખરી છે; વિકાસવાદ નહિં. ( હુનચિંગ )

પ્રગતિ-મનુષ્ય સાધ્ય છે: માનવજાતે જે પ્રગતિ કરી છે તે અન્ધ અને અચેતન તત્ત્વોના વિકાસથી થયેલી નથી. ભાનપૂર્વક અને બુદ્ધિની દોરવણીથી જ પ્રગતિ સાધી શકાય છે.

### (ઉ) સંસાર—વ્યવહારી માણસો વિષે ચેન હુ અઁગના વિચારો:—

સંસારી વ્યવહારી માણસો પોતાની શક્તિની ખતરાછી કરે છે; પરંતુ તત્ત્વજ્ઞાનમાં તેમની અક્કલ એક નાના બાળક જેવી હોય છે. છેતરવામાં તેમની લુચ્ચાઈની વાતો કરી તેઓ ફૂલાય છે; પણ જીવનના અંતિમ ધ્યેય વિષે તેમણે કદાપિ વિચાર કર્યો હોતો નથી. એક નાના પાણીના પ્યાલામાં સૃષ્ટિના સર્જનહારનું પ્રતિબિમ્બ જે ગહનવાદી તત્ત્વવેત્તા જુવે છે તે વિષે એવી વેપારી–અક્કલવાળાને શું સમજાય ? તત્ત્વદર્શી પુરુષ વિચારક પ્રકૃતિની પાંખથી ઊડી ઊડીને, છેક અધિકારી પરબ્રહ્મને પામે છે. સંસારીની દૃષ્ટિ અને પરબ્રહ્મ-ચિંતન :

(ક) લડાઇનું મૂલ્યઃ—

લડવૈયાઓ સુંદર ટેકરીઓ અને નદીના રેતાળ પ્રદેશને લડાઇનું, કદરૂપુ મેદાન બનાવી દે છે. ત્યા રહેનારા ખેડુતો ત્યાં શ્વાસ ઊગાડી શકતા નથી. અનાજ વાવી શકતા નથી; અને ત્યાં બાળવાને લાકડાં મળતા નથી. ઇંટકાબો, માન અકરામ અને સત્તાના લોભથી પ્રેરાયલા ભાષણો મને ગમતાં નથી. એક વિજેતાની કીર્તિ ફેલાવવા માટે બિચારા દશ હજાર ગરીબ સૈનિકો પોતાના પ્રાણુની આહુતિ આપે છે. ! યુદ્ધના શાપ :

(ખ) ગરીબોની કામળી

( પો. ચૂઈ. ઇ. સ. છઠ્ઠા સૈકામા થયો )

ઠંડીથી પીડાતા ગરીબ લોકોને મદદ કરવા હું શું કરું ? કોઇ એક ગરીબને આપણે એક કામળી આપી, તેનો જીવ બચાવીએ. એટલું જ બસ નથી. દસ હજાર ફીટ લાંબી એક કામળી હોય અને આખાય શહેર ઉપર પથરાઈ જાય તો કેવુ સારૂં ? ગરીબોની કલ્યાણ:

## ૮.

## કૉન્ફ્યુશિઅસના અનુગામીઓએ બૌદ્ધોની કરેલી ટીકા.

( હાનયુએ હીનત્સંગને સંબોધીને કહેલું છે; ઇ. સ. ૮૨૦ )

પરદેશી ધર્મ શા માટે પાળવો ?

"ચીનમાં સ્થપાયલો બુદ્ધ ધર્મ પુરાતન નથી; પડતીના સમયમાં તે પરદેશથી આવેલો છે. જ્યારે કોત્સુએ ચંગવંશની સ્થાપના કરી ત્યારે તેણે ચીનમાંથી બૌદ્ધોને હાંકી કાઢવા યત્ન કર્યો હતો; પણ તેના પ્રધાનો જેઓ પુરાતત્ત્વ જાણતા નહોતા તેમણે તેમ કરવા ના પાડી. દેશને સુધારવાનું આવું સરસ કામ શા માટે ન કર્યું ? આ વાતનો હું વિચાર કરૂં છું ત્યારે મને પેલા પ્રધાનો ઉપર બહુ ક્રોધ ચઢે છે.

લોકપ્રિય થવા લોકવ્હેમને પોષવા ઠીક છે ?

"આપ તો સ્પષ્ટ જોઇ શકો તેવા પ્રાજ્ઞ (wise) છો. અને આપના જેવા કોઇ રાજકર્તા થયા નથી. આપના રાજ્યારોહણ સમયે આપે ફરમાન કાઢેલું કે હવે બૌદ્ધોએ નવાં મંદિરો બાંધવાં નહિં. પણ હાલમાં હું કાંઇ બીજું જ સાંભળું છું. મેં એમ સાંભળ્યું છે કે બુદ્ધના હાડકાંનો અવશેષ ભાગ બહુ માન-પૂર્વક લાવીને આપ રાજ્યમાં સ્થાપવાના છો. , આપ તેમાં

માનતા નહિ હો; તેમ છતાં કદાચ લોકોને પ્રિય થવા આપ તેમ કરવાના હશો.

"પણ આથી ગામડીઆઓ કહેશે કે રાજા જેવો દેવાંશી પુરુષ પણ બુદ્ધના અવશેષને માનસહિત પધરાવે છે; તો આપણે તેને ન પૂજિયે? પછી તેઓ કપૂર સળગાવશે, ધૂપ કરશે અને પોતાનાં આંગળાં દાઝી જાય તેની પણ દરકાર નહિં રાખે. તેઓ મંદિરમાં રોજ ટોળાં મળીને જશે, પોતાની માલમત્તા પૂજારીઓને ભેટ આપશે; અને તેઓ માનશે કે એ રીતે પાપમાંથી છૂટી મોક્ષ મેળવાય છે.

બુદ્ધના અવશેષની પૂજા :

"આથી આપણી પ્રજાની નીતિમાં બિગાડ વધે છે, અને આપણે પરદેશી લોકોની દૃષ્ટિમાં હાંસીપાત્ર થઇએ છીએ. કેમકે આપણે એમ જંગલી મનુષ્યને માન આપીએ છીએ; તે આપણી ભાષા જાણતો નહોતો, આપણા મહાન સંતપુરુષોએ વિષે કાંઈ જાણતો ન હોતો. ને તે પિતૃભક્તિનો વિરોધ કરતો હતો. એવા એક માણસને સૂકા હાડકાંનો કકડો આપને ભેટ ધરવામાં આવે તે આપ કેમ સહન કરી શકશો? હું આપને વીનતી કરી કહું છું કે આપ તે એક હલાલને સોંપી દો, અને કહો કે સળગતા અગ્નિમાં એ હાડકાંના કટકાને સળગાવી નાંખ; એ રીતે આ પાપનું મૂળ આપ જડમૂળથી ઊખેડી શકશો; એમ કરશો તો જ આપ આપની પ્રજાને આડે રસ્તે જતી અટકાવી શકશો. ધારો કે બુદ્ધને આ વાતની ખબર પડે—અને તે આપણી સામે યુદ્ધ કરવા મેદાને પડે તો બધી જવાબદારી મારે માથે છે. ભલે તે મારી ઉપર વેર લે. !"

બૌદ્ધધર્મ સામે બળાપો:

(એચ. એ. જીલ્સકૃત ઉપર ભાષાન્તરમાંથી)

# ૯

## કૅાન્ફ્યુશિઅસનો વસ્તુ–સત્યવાદ ( Realism )

### ચુ હી ( ઇ. સ. ૧૧૩૦–૧૨૦૦ )

**કુદરતના નિયમોનું માનવ-સ્વભાવમાં દર્શનઃ** દૂર દૂરની ખાલી વસ્તુઓ વિષે વાતો કરવી નહિં; જો આપણે ‘ તાઓ ’ ( કુદરતી નીતિ નિયમ ) નું સત્ય જોવુ હોય તો આપણે જે રસ્તે જવું જોઇએ તેની પ્રેરણા તથા સૂચના અંદરથી જ મળે છે. જે જે સાધનોથી આપણે ઇચ્છાઓને દૂર કરી દિવ્યતા તરફ જવાનું છે તેને બધાં સાધનો આપણે મેળવી શકશું; અને તે મેળવવાં એ આપણી ફરજ છે. આપણે તે માટે ખરી તત્પરતાથી પ્રયત્ન કરવો જોઇએ.

**મધ્ય-માર્ગનું અવલંબનઃ** દરેક બાબતમાં છેકની હદ છોડી દઇને ‘ મધ્યસ્થ માર્ગ ’ લેવો જોઇએ. નીતિનિયમના પાલનથી જ સદ્‌ગુણ પ્રાપ્ત થાય છે. જે અંતઃકરણમાં સ્થપાઇ ગયેલું છે તે સદ્‌ગુણ છે. આપણા મોટા ભાઇ કે પિતાની આજ્ઞા પાળિયે તે પહેલાં આપણા હૃદયમાં સ્થપાયલો પૂજ્ય ભાવ એ જ સદ્‌ગુણ છે.

**પ્રેમ તથા સત્યનિષ્ઠાઃ** પ્રેમ એ જ પ્રેમનું મૂળ કારણ છે. પૂજ્ય ભાવ પ્રેમનું સુંદર સ્વરૂપ છે. સત્ય વર્તન એ ન્યાયબુદ્ધિનું ઊંચું સ્વરૂપ છે.

સારાસારનો નિર્ણય કરવો એ જ ડહાપણ કહેવાય છે.

સત્યનિષ્ઠા એ સાચી વસ્તુ છે, માણસની હાજરીમાં અને તેની ગેરહાજરીમાં એકસરખું વર્તન રાખવું એ સત્યનિષ્ઠા છે. અસત્ય સાથે કાંઇ સંબંધ ન રાખવો અને પોતાને કોઇ છેતરે નહિ તે જોવું એ સત્યનિષ્ઠા છે; અને આ સદ્દગુણો ઘણો પ્રયત્ન કર્યા પછી જ પ્રાપ્ત થાય છે. સત્યનિષ્ઠા:



# ૧૦

## વ્યવહારવાદ અને આંતરપ્રેરણા.

### વાંગ યંગ મિંગ ( ઇ. સ. ૧૪૭૨–૧૫૨૯ )

**લાગણી-ઓનો સુમેળઃ**

માનવજીવનમાં થતા ફેરફાર અને જુસ્સાઓથી વ્યાવહારિક જીવનમાં પરાકાષ્ઠા આવે છે. હર્ષ (pleasure), ક્રોધ, વિષાદ અને આનન્દ ( Joy ) એ બધું જ માનવ–ઊર્મિઓમાં આવી જાય છે. જોવું, સાંભળવું, વાતચીત કરવી, કામ કરવું, ધન અને માન મેળવવાં કે દરિદ્રતા અને નીચતામાં આવી પડવું–એ બધુંય માનવજીવનની ઊંચી કે નીચી ઊર્મિઓ ઉપર આધાર રાખે છે. માટે તેમનો યોગ્ય સુમેળ અને સંવાદ સાચવી રાખવો એ આપણું કર્તવ્ય છે. આપણે આંતરસંશોધન કરવાની ટેવ પાડીએ તો લાગણીઓનો સુમેળ સાચવી શકીએ.

**કુદરતી વલણ ઉપર સ્વાર્થનું આરોપણઃ**

કુદરતી રીતે જ હર્ષ, ક્રોધ, વિષાદ અને આનંદ માનવીના અંતરમાં પ્રથમ તો પ્રમાણસર હોય છે. જયારે એક વ્યક્તિ પોતાના વિચારો તેમાં ઉમેરે છે ત્યારે એ સપ્રમાણતામાં એક કે બીજી બાજુએ ત્રાજવું નમે છે. તેથી સ્વાર્થ જન્મ પામે છે. પોતાની જાતને તાબે

કરવામાં માણસે સ્વાર્થનો ત્યાગ કરવો જોઈએ. વાસનાને જડમૂળથી કાઢવી જોઈએ. સ્હેજ પણ ભાગ બાકી રહી જાય તો દરેક જાતનાં દુઃખો પ્રવેશ કરે એ સંભવિત છે.

આત્મ-સંયમ:

જો માણસ અવિરતપણે સત્યનિષ્ઠાથી અને તત્પરતાથી આ કામમાં જોડાય તો તેને વાસનાના અને ચિત્તાકર્ષણના સૂક્ષ્મ સિદ્ધાન્તો સમજાય; જો પોતાની જાત ઉપર સંયમ મેળવવા તે પ્રયત્ન કરે નહિ તો હંમેશાં એ નીતિનિયમની વાતો કર્યા કરશે; પણ તેને સદ્ગુણનો ખ્યાલ આવી શકશે નહિ—અને વાસનાનો સિદ્ધાન્ત સમજાશે નહિ.

'સંત' કેમ કહેવાય?

સંત પુરુષો "સંત" શાથી કહેવાયા ? તેમના મનમાં ઇશ્વરદત્ત નીતિનિયમો ચિરસ્થાયી રહ્યા છે, અને વૃત્તિઓના જુસ્સાઓ તેમને આડે માર્ગે લઇ જઇ શક્યા નથી. તેથી તેઓ 'સંત પુરુષ' કહેવાયા.

'અંતરનો અવાજ' સાંભળો:

કેટલાક વિદ્યાર્થીઓમાં કીર્તિની અભિલાષા બહુ હોય છે. **કેળવણી એટલે કુદરતી નીતિનિયમની સ્થાપના અને અતિશય જુસ્સાઓનો નાશ.** આપણા મનમાં જે કુદરતી સદ્ભાવ હોય છે તે આપણા જીવનનું ધોરણ બને છે. જો વિચારો સાચા હોય તોપણ તે આંતર-સ્ફુરણાથી અંતરના અવાજથી સમજાય છે; અને જો વિચારો ખોટા હોય તો તે ખોટા તરીકે પણ સમજાય છે. તમારે એ આંતરશક્તિને બંધ કરી દેવી નહિ. તેને ગુંગળાવવી નહીં. પણ, હંમેશાં તેની દોરવણીથી આગળ ચાલવું: અંતરનો અવાજ સાંભળવા સાવધ રહેવું.

સદ્ગુણ પ્રત્યે પ્રીતિ કેળવો:

જો તમે તમારું હંમેશનું કામ ત્યજી દો, અને માત્ર અભ્યાસ કર્યા કરો તો તે નિષ્ફળ છે. સંત પુરુષ થવા માટે સદ્ગુણ તરફ ખૂબ પ્રીતિ રાખવી જોઇએ. જેમ દરેક માણસ સારાં

સારાં ચિત્રો અને રંગીન વસ્તુઓને ચાહે છે, દુર્ગન્ધ જોઇ દરેક માણસ મોં બગાડે છે તેમ, પાપ જોઇને સાધુ પુરુષો મોં બગાડે છે.

'અહંકાર'-રૂપી રોગ: **માનવજાતનો મોટો રોગ અહંકાર અથવા ગર્વ.** જે વ્યક્તિ ગર્વ રાખે છે તે પુત્ર તરીકે અને મિત્ર તરીકે સાચી ફરજ બજાવવામાં નિષ્ફળ થાય છે. હી એન અને ટાન સ્યુ બેઉ અધોગતિ પામ્યા તેનું કારણ તેમનો ગર્વ. માણસનું મન આરંભથી જ પોતાની મૂળ દશામાં હોય છે; તે વખતે તેમાં સત્યદૃષ્ટિ હોય છે અને સ્વાર્થનો અંશ હોતો નથી. સ્વાર્થને હૃદયમાં જરાય સ્થાન આપવું નહિ; કેમકે તેમાંથી ગર્વ પ્રગટે છે.

નમ્રતા: અસલના સાધુ પુરુષો નિઃસ્વાર્થી હતા. તેથી તેઓ મહાન થયા, તેથી તેઓ નમ્ર થયા. નમ્રતાથી ઘણા ઊંચા સદ્ગુણો પ્રગટે છે, ગર્વથી ઘણા દુર્ગુણો જન્મ પામે છે.

સાચું જ્ઞાન આચારમાં પ્રત્યક્ષ થાય છે: જેને સત્ય જ્ઞાન થયું છે તે કદાપિ સત્ય આચરણ કર્યા વિના રહેશે નહિ. જ્ઞાન હોય અને આચરણ સારું ન હોય તો આપણે સમજવું કે તેના જ્ઞાનમાં જ કચાશ છે; કેવું વર્તન રાખવું એ સાધુ પુરુષો શિખવી શકે છે. તેમાં કુદરતી વલણને અનુસરવાનું હોય છે, માત્ર મનન કરવાથી એ સમજાતું નથી.

સદાચારનો આરંભ: સત્ય જ્ઞાન થાય એટલે તુર્ત જ સદાચારનો આરંભ થવો જોઇએ; કામ કરવામાં જ જ્ઞાનની સમાપ્તિ છે ને સદ્ગુણ કેળવવા માટે જ તે મેળવવું જરૂરી છે.

(એફ. જી. હેન્કે કરેલા ભાષાન્તર ઉપરથી)

## ૧૧

## બુદ્ધધર્મીની પ્રાર્થના.

એક સાધુ ( શ્રમણ ) નું આદર્શ કુટુમ્બઃ

બુદ્ધ સાધુનું કુટુમ્બ કેવું હોય?

માતા એ જ સત્યપ્રજ્ઞા; પિતા એ જ ઉપદેશની ખરી પ્રવીણતા. જગતનાં સહુ પ્રાણીઓ તારાં સગાં છે. તારું ઘર નિર્વાણની એકાન્ત શાંતિમાં છે. તારી પત્ની આનન્દ સ્વરૂપે છે. તારી પુત્રી પ્રીતિ છે. તારો પુત્ર સત્ય છે–આ એક એવું કુટુમ્બ છે જે તને સંસારચક્ર સાથે બાંધતું નથી !

–" ટાકીએન " ૧૯ મા સૈકામાં કોરીઆમાં (Korea) રહેતો સાધુ.



## ૧૨
## ચીના લોકોનો વિનોદ (Humour)

(એચ. એ. જીલ્સ કૃત ભાષાંતરમાંથી)

### (અ) એક ચતુર યજમાન

યજમાનની ચતુરાઇ: એક મહેમાન કોઈ એક ગૃહસ્થને ઘેર જમવા આવ્યો. તે ખાણા ઉપરથી ઊઠે જ નહિ. બહુ વાર સુધી બેસી રહ્યો. ત્યારે પેલા યજમાન ગૃહસ્થે એક ટકોર કરી:—"પેલા ઝાડ પર બેઠેલું પંખી તમે જુઓ છો? હું હમણાં એ ઝાડને કુહાડી વડે કાપી નાખીશ, તે પંખીને પકડીશ અને પછી આપણે બેઉ સાથે તેનો આહાર કરશું."

પેલા મહેમાને જવાબ આપ્યો: "સારું. પણ મને લાગે છે કે તમે ઝાડ કાપશો ત્યાં પેલું પંખી તો ક્યારનું ઊડી જશે."

યજમાને કહ્યું: "ના, ના. તે પંખી મૂર્ખ છે. તેને જવાના વખતની સમજણ નથી!"

### (આ) એક અકુશળ મહેમાન

મહેમાનનો અવિવેક: ખાવાનાં બધાં વાસણ ખાલી થયાં હતાં. સાંજનો વખત હતો ને અંધારું થવા આવ્યું હતું. મહેમાન બોલ્યા,

" આપણે હવે બત્તી ( દીવા ) કરીએ તો સારુ."

યજમાને જવાબ આપ્યો, " હજી જરા વહેલું છે."

મહેમાને કહ્યું " તે ગમે તેમ હોય; પણ થાળીમાં કાંઈ દેખાતું નથી!"

## ( ૬ ) એક સારો ગણિતશાસ્ત્રી

એક ધનિક માણસે એક કંજૂસને કહ્યું, " જો તને માર મારીને મારી નાંખવાની તું મને છૂટ આપે તો હું તને એક હજાર રૂપિયા આપું." કંજૂસનું ગણિતઃ

ત્યારે પેલા કંજૂસે કહ્યું, " જો તું મને અધમૂવો કરે, અને હજારના અર્ધા, પાંચસો રૂપિયા આપે તો તારી વાત હું કબૂલ રાખું છું."

પૈસા મળતા હોય તો અધમૂવો થવા સુધીનો માર ખાવાની પણ તેની તૈયારી ખરેખર અજબ છે!

એચ. એ. જીલ્સ કૃત ભાષાન્તરમાંથી.

## ૧૩
## લોકોક્તિઓ (ચીનની)

ચીનની લોક-માન્યતાઓ

જો કોઈ છોકરાની આંગળીઓ છોકરી જેવી નાજુક હોય તો તે પોતાનું ગુજરાન સહેલાઈથી ચલાવશે.

*

જો કોઈ છોકરીનો ચહેરો છોકરા જેવો હોય તો તેનો દમામ અને માનમરતબો અનુપમ રીતે સચવાશે.

*

શરીર મોટું હોય અને માણસ મૂર્ખ ન હોય તો તે શરીર, એક મોટો ખજાનો છે !

*

માબાપને છોકરાં ન હોય તો ચાલે, પણ છોકરાંને માબાપ ન હોય તો ચાલે જ નહિ.

*

છોકરાં ઉપર હેત રાખનારાં માબાપ ઘણે ઠેકાણે જડે છે; પણ માબાપ ઉપર હેત રાખનારાં છોકરાં થોડાં જ હોય છે.

*

બાપ મોટો ન્યાયાધીશ હોય તોપણ પુત્ર તેના વિના ચલાવે છે, પણ માતા બિચારી ભિખારણ હોય તોપણ પુત્રને મા વિના ચાલશે નહિ!

*

દયાનાં દ્વાર ઉઘાડવાં સહેલાં છે, બંધ કરવાં કઠણ છે.

*

દૂરથી આપણે માણસવિષે, તેનાં કપડાં ઉપરથી મત બાંધીએ છીએ, પણ તે નજીક રહેતો હોય ત્યારે તેના ગુણ ઉપરથી મત બાંધીએ છીએ.

*

જે માણસનો ચહેરો બહાદુર અને દેખાવડો હોય છે તે કોઇ દિવસ ખાણાના મેળાવડામાં ભૂખ્યો રહેતો નથી.

*

જેનો ચ્હેરો નમ્ર અને શાંત હોય છે તેની થાળીમાં ભાગ્યે જ ખાવાનો ચમચો પડે છે, અને તેની ઉપર કોઈની નજર પણ ભાગ્યે જ પડે છે.

*

વાદળાં આવે ને જાય, પણ વર્ષા તો રહે છે.

*

જેને ઊંઘ નથી આવતી તેને પથારી ખૂંચે છે.

*

જે પાણીમાં વહાણ તરે છે તેમાં જ તે આખરે ડૂબે છે.

*

તલવારથી અગ્નિ સંકોરવો નહિ.

*

પોતાની માલમિલકત વધારીને જે સંતોષ મેળવવા ઇચ્છે છે તે માણસ અગ્નિને શાંત કરવા ઘાસનાં તણખલાં નાંખે છે. ઘાસથી અગ્નિ વધે છેઃ તેમ, મિલકત વધવાથી લોભ વધે છે.

*

કપડાંમાં નવી જાતભાત માન પામે છે; પણ માણસોમાં વૃદ્ધાવસ્થા માન પામે છે.

*

એક ગાયમાંથી બે ચામડાં ખેંચી શકાય નહિ.

*

લશ્કરી ચાણાથી એક માઇલ દૂર રહીએ અને તીરની અણીથી એક વાળની સૂક્ષ્મ જાડાઈ જેટલા દૂર રહીએ — એ બેઉ સરખું જ છે. બન્નેમાં સરખું જોખમ છે.

*

એકેકે સોયને બેઉ બાજુ અણીઓ હોતી નથી.

*

પરમાર્થ કરવાથી જે આનન્દ થાય છે તે કદાપિ ઘટતો કે, ઘસાતો નથી.

*

આલુ ( plum ) ઉપર ફક્ત નજર નાંખવાથી જીભને તેનો સ્વાદ લાગતો નથી.

*

નદી ઉપર જઇને માછલાં પકડવાના ખાલી મનોરથો કરવા કરતાં, ઘેર જઇને એક જાળ બનાવવી એ વધારે સારું છે.

*

જો નદીનો પ્રવાહ વેગવાળો ન હોય તો માછલી છલંગ મારી શકતી નથી.

*

ઉપર આપેલી લોકોક્તિઓ ઉપરથી, ચીની પ્રજાનાં સ્વભાવ-લક્ષણોનો સારો પરિચય થાય છે. સ્વભાવ-લક્ષણનો પરિચય:



# ૧

**પહેલો યુગ: ઇ.સ. ૭૦૦ સુધી:**

**પહેલો પ્રાચીન યુગ:** ઇ. સ. ના સાતમા સૈકા સુધી ગણાય છે. તેની શરૂઆત તો ઘણા પ્રાચીન કાળમાં અને લોકસાહિત્યના જમાનામાં થઈ હશે. તે સમયના પ્રમાણભૂત પુરાવા થોડા જડે છે. દફનક્રિયા માટે કેટલાક પદાર્થો જે પ્રાચીન જાપાનમાં હતા તેવા ચીનમા અને કોરીઆમાં પણ હતા. જૂની દંતકથાઓ, પ્રાચીન ગીતો અને સ્તોત્રો ( સ્તુતિઓ ) વગેરે જાપાનમાં મળી આવે છે.

**પ્રાચીન જપાનીની માન્યતાઓ**

તે જોતાં પ્રથમ દૃષ્ટિએ આપણને લાગે છે એ લોકો મોજીલા છે અને પોતાના દેશનું નૈસર્ગિક સૌન્દર્ય જોઇ મઝા માણે છે. અગ્નિદેવનો કોપ મટાડવાને, મરકી જેવા દુષ્ટ રોગોમાંથી બચવા માટે તથા જમીનમાંથી સારો પાક મેળવવા માટે તેઓ ધર્મનો આશરો લે છે. હજી સુધી તેઓ ધાર્મિક વિધિઓ તથા નૈતિક પવિત્રતાનો ભેદ સમજતા નથી; અને આ પુસ્તકમાં આપેલાં અવતરણો ઉપરથી એ વાત સ્પષ્ટ સમજાશે.

**ધાર્મિક રૂઢિઓ:**

જ્યારે અધિકારી વર્ગો વસન્તોત્સવો ઊજવે તથા ધર્મગુરુઓના પવિત્ર મંત્રોનો જાપ કરે ત્યારે દેશના બધા ગુનાઓ અને

પાપ ધોવાઈ જાય છે; અને પછી દેવતાઓ તેમને આ દેહ-સહિત સમુદ્રને પેલે પાર વિશાળ મેદાનમાં લઈ જાય છે અને ત્યાં તેમનો નાશ થાય છે. મોત, સ્ત્રીપુરુષનો સંયોગ, બાળકનો જન્મ વગેરે બાબતોમાંથી એક જાતની અશુદ્ધિ પેદા થાય છે; ને તે મટાડવા માટે સ્નાન, ધાર્મિક સંસ્કાર તથા ધર્મગુરુઓ (પાદરીઓ) મારફતે થયેલા ધાર્મિક વિધિઓ કરવા પડે છે.

**ધર્મગુરુ તથા જોષીઓની સત્તા:**

બીજા ધર્મોમાં આવું છે; અને જાપાનમાં પણ એવા ધાર્મિક રિવાજ, દેવતાઓ અને તેમના પાદરીઓને ખુશ કરવા આવા ધાર્મિક વિધિઓમાં નાચ અને ગાયનો રાખવામાં આવે છે. પછી આવી ધાર્મિક ક્રિયાઓમાં વ્યવસ્થા લાવવા માટે મુહૂર્ત જાણનાર જોષીઓ અને દીક્ષા મેળવેલા ધર્મગુરુઓની જરૂર પડી; ને ધીમે ધીમે એવા વર્ગો ઊભા થયા; તેમને જાપાનના લોકો "બિ" (be) અથવા "ગિલ્ડ" (guild) 'પવિત્રતા સાચવનાર મંડળ' એવું નામ આપવા લાગ્યા.

**સૌંદર્ય-પ્રેમ:**

આરંભકાળની ધાર્મિક ક્રિયાઓમાં જાપાનના લોકોનો સૌન્દર્યપ્રેમ તથા ધર્મપાલનથી પવિત્ર થવાનો નિશ્ચય દેખાઈ આવે છે. એટલું જ નહિ, પણ રાજા તરફ અને દેવતાઓ તરફ આભારની લાગણી સ્પષ્ટ રીતે દેખાય છે.

**પ્રકૃતિ-પૂજા:**

કુદરતની પૂજા, ભયની લાગણીમાંથી ઉત્પન્ન થતી નથી; પણ તે અમુક પ્રશંસા કરવાની ઊંચી લાગણીમાંથી જન્મે છે; તેથી તેને આપણે વહેમી અથવા જૂઠી માન્યતા તરીકે હલકી ગણવી ન જોઈએ. જાપાનના મૂળપુરુષો કેટલાંક સૂર્ય અને ચંદ્ર જેવાં બળવાન અને ભવ્ય તત્ત્વો જોઈને તેમને 'દિવ્ય' ગણતા હતા તથા તેમની પૂજા કરતા. વાવાઝોડાં તથા તોફાનને દિવ્ય શક્તિ ગણતા. પાણીના કૂવા તથા રાંધવાનાં વાસણોને ઉપયોગી

ગણીને પૂજતા; એટલું જ નહિ પણ મોટા પહાડોને, પાણીના ઝરાઓને તથા ઝાડપાન અને પુષ્પોને સુંદર જાણીને વન્દન કરતા હતા.

સૌંદર્યનું સૂક્ષ્મ ભાન: આ બધી પ્રાથમિક ક્રિયાઓમાંથી જાપાનના લોકોએ જીવનમાં કેટલાંક સુન્દર તત્ત્વો અપનાવી લીધાં છે. કુદરત અથવા નિસર્ગદેવીની પૂજામાંથી કુદરતી સૌન્દર્યનું સૂક્ષ્મ ભાન થાય છે; અને એ સૂક્ષ્મ ભાન જાપાનના આધુનિક લોકોનું ઘણું આકર્ષક તત્ત્વ ગણાય છે.

જાપાનની ભૌગોલિક શોભા: એશિયા અને પોલિનીસિયાની ઊંચી તળેટી ઉપરથી જાપાની લોકો ઊતરી આવેલા હતા. તેથી તેમને જાપાનની વાંકીચૂકી ખીણો, સફેદ રેતીથી શોભિતા સમુદ્રકિનારા, જખ્ખડ અને ઊંચાં સાગનાં ઝાડો અને બરફથી ઢંકાયલા જ્વાળામુખી પર્વત પર થતાં 'ચેરી'ના મ્હોર (cherry blossoms) ઘણા આકર્ષક લાગતા હતા; અને તે બધાનું સૌન્દર્ય દૈવી ભાસતું હતું.

રાષ્ટ્રીય એકતા: તેઓ પ્રથમ નાની નાની ટોળીઓમાં એકત્ર થઇ આવીને સાંકડી ખીણોમાં વસતા હતા; પછી તેમણે ધીમે ધીમે રાષ્ટ્રીય એકતા સિદ્ધ કરી; અને સરખા સંસ્કાર અને સમાન શિક્ષણ ઉપર તેમના સંપનો પાયો રચાયો.

જાપાનના અસલ વતનીઓ: પ્રાચીન સમયના જાપાનનાં દફતરો જોતાં લાગે છે કે આ ટાપુમાં રહેનારા લોકો નીતિમાન હતા, પ્રામાણિક હતા તથા કાયદાને માન આપતા હતા. તેમના સમાજમાં સંસ્કારી ગણાતા લોકો ધાર્મિક વિધિઓનું અને આચારનું પાલન કરતા હતા. સ્ત્રીઓ ઉદ્યોગી હતી અને સારું ચારિત્ર્ય પાળતી હતી. કેટલીક જગ્યાએ કુટુમ્બભક્તિ કેવી સરસ હતી, તેનું વર્ણન નીચે આપેલા પ્રસંગ ઉપરથી સમજાશે:

ઓજિન (Ojin) નામના શહેનશાહે ઇ. સનના ત્રીજા સૈકામાં આ સ્તવન રચ્યું એમ કહેવાય છે, તે સ્તવન કે ગીત પ્રગટ થવાનું કારણ એ છે કે શહેનશાહનો પુત્ર એક "લાંબા અંબોડાવાળી કુમારિકા" સાથે પ્રેમમાં પડ્યો, અને શહેનશાહ પણ તે જ કુમારિકાને ચાહતો હતો. ગીતનો ભાવ નીચે પ્રમાણે છે:— કુટુંબભક્તિનું દૃષ્ટાંત

"હે પુત્ર, ટેકરી ઉપર હું લસણની કળીઓ વીણવા ગયો હતો. ત્યાં રસ્તામાં નારંગીનું ઝાડ બહુ ખુશબો આપતું હતું, તેને પુષ્પો બેઠાં હતાં. માણસોએ તે ઝાડની નીચી ડાળીઓ તોડીને પાયમાલ કરી હતી. ઊંચેની ડાળીઓ પક્ષીઓએ બેસીને તથા ચૂંટીને સૂકવી નાંખી હતી, અને તે ડાળીઓના ઝુમખામાં વચ્ચે એક કુમારિકા શરમાતી ગુપ્ત બેસી રહેલી હતી. હે પુત્ર, તારે માટે તે કુમારિકા પુષ્પિત થજો-વિકસજો!" સ્તવનમાં રહેલી ભાવના

આમાં એક બળવાન કુટુમ્બભાવના રહેલી દેખાય છે, તે ધીમે ધીમે વિકસીને એક સામુરાઇ (Samurai) ની ઊંચી સ્વામિભક્તિમાં પરિણમે છે, અને લોકો પોતાના શહેનશાહને વફાદાર રહેતાં શિખે છે.

કેટલીકવાર એમ કહેવામાં આવે છે કે જાપાનના લોકો એટલા બધા નીતિમાન છે કે તેમને કોઇ નવા ધર્મના સિદ્ધાન્તની જરૂર નથી; અને નવા નીતિશાસ્ત્રની પણ જરૂર નથી. "ઇશ્વરથી ડરતા રહો અને રાજતખ્તને માન આપો" —એ સિદ્ધાન્ત સ્વાભાવિક રીતે ભલા લોકોને બહુ ફાયદાકારક છે, સારું અપનાવવામાં તત્પરતા

તોપણ મધ્યપ્રાન્તોમાંથી તેમણે ધર્મશાસ્ત્રો તથા નીતિશાસ્ત્રો અપનાવવાનું શરૂ કર્યું, અને તેનું એકીકરણ તથા પુનર્ઘટના કરવા માંડ્યાં. સમજ્યા પહેલાં પણ કેટલુંક સ્વીકારી લીધુ; અને પછી રાષ્ટ્રીય આદર્શમાં ગૂંથી દીધુ.

**પરસંસ્કારને ગાળી નાખવાની શક્તિ :** જાપાનના ઇતિહાસનું આકર્ષક તત્ત્વ પરસંસ્કારને પોતાના કરી લેવામાં રહેલું છે; અને ઇસ્વી સનના આઠમા સૈકામાં કોજિકી (Kojiki) અને નિહોન્ગી (Nihongi) ના સમયમાં જાપાને પરસંસ્કારને ગૂંથી દેવા ભૂતકાળનાં કેટલાંક લખાણોનું પુનરાવર્તન કરેલું છે; તેમાંથી જૂનું કેટલું છે અને કેટલું પાછળથી ઉમેરેલું છે—તે નક્કી કરવું અઘરૂં થઇ પડે છે.

**સામાજિક પાપનું ધર્મદ્વારા શુદ્ધીકરણ :** પવિત્ર કરવાના ધાર્મિક વિધિ બહુ જ જૂના છે; અને તેમાં કહેલાં પાપ (ગુનાઓ) નીતિની દૃષ્ટિથી તથા અધાર્મિક વર્તનથી નક્કી કરેલાં દેખાય છે. સુસાનોવો દેવનાં પાપો, સેન્સમ કહે છે તે પ્રમાણે, ખેતીવાડી ઉપર આજીવિકા ચલાવનાર દરેકોઇ જાતિને ધૃણાસ્પદ લાગે તેવા છે. દાખલા તરીકે જૂના યાહુદી લોકોની દૃષ્ટિયી જોતાં, પોતાના પાડોશીની જમીનની સીમારેખાઓ તોડી નાંખનાર માણસ ઘણો પાપી ગણાય છે. તે જ પ્રમાણે જાપાનીઓએ સુસાનોવો દેવને સમાજનું હિત બગાડનાર, ડાંગરનાં ખેતરોમાં વચ્ચે રાખેલી નિશાનીઓ તોડી નાંખનાર તથા તેમાં વહેતુ પાણી આડે માર્ગે વહેવડાવનાર- એવાને મહાપાપી કહેલો છે.

**મહાપાપી કોણ ? :** જે લોકો કબરને અપવિત્ર કરે કે ગૃહની પવિત્રતા બગાડે તેઓ, માણસ તરીકે પાપીની કોટિમાં મૂકાય છે. આ પ્રાથમિક

વિચારો જાપાનનાં ચાને છે. શિન્ટો ( Shinto ) એ કહેલી ધાર્મિક ક્રિયાઓમાં પવિત્રતા મૂળરૂપે હોય છે, અને શિન્ટો ( Shinto ) એ ચલાવેલી માન્યતાઓમાં ફળદ્રૂપતા ( fertility ) પ્રાપ્ત કરવાનો મુખ્ય હેતુ હોય છે.

'ડાંગરના દેવ'ની આરાધના

પહાડોથી ભરપૂર આ ટાપુમાં આવીને આક્રમણ કરનાર ટોળાએ પ્રથમ તો જોઈએ તેટલું ધાન્ય એટલે કે અનાજ ઊગાડવા ઘણા સખ્ત પ્રયત્નો કર્યા હતા. આ પ્રાથમિક જરૂરિયાત પૂરી પાડવા ધર્મની સહાય લેવી પડી હતી. ડાંગરનો દેવ ( Inari ) "ઈનારી" સર્વવ્યાપક છે. પાક ઊતરે ત્યારે જાપાનમાં લિંગપૂજા ( phallic worship ) ચાલુ થાય છે. જાપાનમાં પહેલાંનો ધર્મ તપાસિયે તો તે કુદરતી તત્ત્વોની જ આરાધના છે

'પિતૃદેવો ભવ':

ત્યાંનાં મૂળકુટુમ્બો ઇશ્વર તરફથી ઊતરી આવેલા છે એમ મનાય છે, પણ ખરું જોતાં તેઓ ચિના ( Chinese ) પાસેથી પિતૃપૂજા શિખ્યા હતા. પૂર્વજોને દેવ માની પૂજવાનું ચાલુ રાખતા હતા "દેવને જ પોતાનો પૂર્વજ ( પિતૃ ) માનવો"–એ જાપાનીઓનો સિદ્ધાન્ત છે. "પૂર્વજને ( પિતૃને ) દેવ માનવો" એ ચિના લોકોનું ધર્મસૂત્ર છે.

ધાર્મિક અને નૈતિક 'પાપ'.

પૂજામાં પવિત્રતા ઉપર બહુ ધ્યાન એ ચવામાં આવે છે. મંત્ર, જપ અને સ્નાનથી પવિત્રતા મેળવી શકાય છે. ધાર્મિક ક્રિયા ન કરે અને અનીતિ આચરે તેને દંડ કરવાનો રિવાજ જાપાનમાં ચાલુ થયો હતો ચિના લોકોના આવવાથી તથા કોરીઆના

ધર્મગુરુઓની અસરથી પાછળથી ધાર્મિક અને નૈતિક ગુનાઓ વચ્ચે તફાવત પાડવામાં આવ્યો હતો.

એકતા અને કલાની સાધના : ચિનાઓની અને કોરીઆની અસર થયા પહેલા પણ જાપાની લોકોએ ઐક્ય સાધ્યું હતું; ને કળાની ભાવના ખીલવી હતી. ઐક્ય અને કળા—આ બે તત્ત્વોથી જાપાની લોકોની સંસ્કૃતિનાં બીજ રોપાયાં છે. પહાડી શિલાઓને તોડી તેઓ સપાટ મેદાન બનાવી શક્યા નથી. તે નદીઓનાં પાણી ખેતરોમા પૂરપાટ વહેવડાવીને નહેરકામ કરી શકયા નથી. તેમ છતાં જાપાનનો સખ્ત મહેનતુ ખેડુતવર્ગ ટકી શક્યો છે. તેથી તેમના સ્વભાવનાં ઊંચાં લક્ષણો પ્રત્યક્ષ થાય છે.

સંસ્કાર-ગ્રાહી નેતાઓ : જાપાનના નેતાઓ ( Leaders ) જોઇએ તો આપણને સમજાય છે કે તેઓ પરસંસ્કારનાં ઊંચાં તત્ત્વો અપનાવી લેવા હંમેશાં તૈયાર રહેતા. દરેક બાબતને સરળ અને સહેલી કરી મૂકવામાં તેમની બુદ્ધિ કામે લાગી જતી હતી. ઇતિહાસની પહેલાંનો કાળ આશરે ઇસ્વી સનના ચોથા સૈકા સુધી ચાલ્યો, અને પાંચમા સૈકાથી આઠમા સૈકા સુધી ૪૦૦ વર્ષ જાપાને ચીન દેશની સંસ્કૃતિ અપનાવી લેવામા જ વીતાવ્યાં.

રાજાનું નામનું સ્વામિત્વ: આ સમયે ( ચાર સૈકામા )ને એક મધ્યસ્થ સત્તાને બળવાન બનાવી પોષવામા, અને બધી જ જમીનની માલિકી રાજ્યની જ છે એમ સમજાવવામાં, ઘણા પ્રયત્નો કરવા પડ્યા હતા; પણ કેટલાક કોમી મતભેદો ઊભા થયા હતા. માનવસ્વભાવમાં જડમૂળ નાખી રહેલો સ્વામિત્વનો હક આગળ કરનાર ટોળીઓ એકદમ બહાર આવી. કુજિવારા, તૈરા, મિમોન્ટો, વગેરે પ્રાચીન

કુટુમ્બોએ એક હજાર વર્ષ સુધી રાજતખ્તને ઘેરી રાખ્યું હતું; અને દેવ જેવો ગણાતો શહેનશાહ પણ, વહીવટ કરનાર સત્તા ("Kwampaku") અને લશ્કરી સત્તા (Shogun)—એ બેના વડીલપણા નીચે રહેનારો, માત્ર નામનો રાજા (પૂતળા) જેવો થઈ રહ્યો હતો.

## ૨

**જાપાનમાં ધર્મ-પ્રચારનો ઇતિહાસ**

જાપાનમાં કૉન્ફ્યુસિઅસનો મત ઇસ્વીસનના આરંભકાળથી પ્રવેશ કરવા લાગ્યો હતો; અને ઇસ્વી સનના ચોથા સૈકામાં કોરીઆના રાજા ઓજિને પોતાના ધર્મગુરુઓને જાપાન મોકલ્યા હતા. શોતોકુ (Shotoku) નામના રાજ્ય કરનાર કુમારે જાપાનમાં બૌદ્ધમતને અગ્રસ્થાન આપ્યુ, તેને સરકારના કાયદા તરીકે જાહેર કર્યો. જાપાની લોકો શોતોકુને જાપાનની સંસ્કૃતિનો પાયો નાંખનાર માને છે. ઇ. સ. ૫૪૩ મા એ જન્મ્યો હતો, ઈ. સ. ૬૨૧ માં સ્વર્ગવાસ પામ્યો. તે સાચી દયાદેવીના અવતારસમો ગણાતો હતો.

**શોતોકુનો રાજધર્મ**

તેના કાયદામાં બુદ્ધમત અને કૉન્ફ્યુસિઅસનો મત બહુ બુદ્ધિપૂર્વક ગૂથી દેવામાં આવ્યો હતો, અને નોંધવા જેવુ છે કે લોકોના વલણને અનુસરીને તેમ કરવામાં આવ્યું હતું. અહીં ચીના લોકોની પિતૃભક્તિ ઉપર ભાર મૂકવામાં આવ્યો હતો. પણ રાજ્યભક્તિનો અર્થ જરા નવીન રીતે કરવામાં આવ્યો હતો, અને લોકો કોમેકોમમાં સંપીને રહેતા હતા. તેમાં ચીના

લોકોએ સ્થાપેલો રાજાનો હોદ્દો સાચવવામાં આવેલો હતો; અને અધિકારીઓએ પરસ્પર મળીને કામ કરવુ જોઈએ—એ વાત ઉપર ધ્યાન ખેંચાયુ હતું; તેમ જ તેમણે ખૂબ અને સતત કામ કરવુ જોઈએ અને ઊતરતા દરજ્જાવાળા નોકરોનો વિશ્વાસ મેળવવો જોઈએ એમ કહેલું હતું.

આ બધું કૉન્ફ્યુસિઅસના બોધનાં સારાં તત્ત્વોમાંથી લીધેલું હતું અને બીજું કેટલુક અશોકનાં નીતિસૂત્રો જેવું છે. તેમાં, એક-બીજા તરફ દ્વેષ ન રાખવો, ક્રોધ ન કરવો, વિશ્વાસ મેળવવો, આજ્ઞા પાળવી, પરોપકાર કરવો અને ધર્મ પાળવો —વગેરે બાબતો કહેલી છે. અશોકનાં નીતિ-સૂત્રોનો ઉપયોગ:

આ બધાં દેખીતી રીતે નિર્દોષ જેવાં લાગતા સૂત્રોમાં રાજ્યનો નવો મત ગુપ્ત રહેલો છે; કેમકે તેમાં નીચેના દરજ્જાવાળા લોકોએ ઊંચા દરજ્જાવાળાને માન આપવું એવુ શિખવવામા આવ્યું છે; અને ઊંચા દરજ્જાવાળાએ નીચેના લોકો તરફ પોતાની ફરજ બજાવવી જોઈએ—એમ પણ એમ કહેવામાં આવ્યું છે; એમાં સૌથી ઉપયોગી અને મહત્ત્વનું તત્ત્વ એ હતું કે રાજ્યમાં રાજાની સત્તાનો સંપૂર્ણ સ્વીકાર કરવામાં આવ્યો હતો અને રાજા આખા દેશનો માલિક છે એ સિદ્ધાન્ત બેસાડવા ટાયદાની જરૂર હતી. નવા ધર્મમાં રાજસત્તાનો ઉદય:

આવા બધા રાજાઓનો વિગતવાર વૃત્તાન્ત આપવાનું શક્ય નથી. તેમાંના કોઈ બળવાન હતા અને પ્રજાનું હિત જોતા હતા; તો કોઇ નિર્બળ પૂતળાં જેવા હતા અને પ્રધાનનાં વચન પ્રમાણે જ કામ કરતા હતા. રાજાઓના વૃત્તાન્તઃ

શૉ મું રાજાના સમયમાં ધર્મની સ્થિતિઃ

શહેનશાહ શૉ મું (Shown) બળવાન હતો. તેના સમયમાં બુદ્ધો તરફ પૂજ્યભાવ હતો અને દેવતાઓની પૂજા થતી હતી; તે બાબત આપણે આગળ અવતરણોમાં જોઈશું. તેમાં રાજા દેવ તરીકે દેખાય છે; ને તે અદષ્ટ શક્તિ તરફ આભાર દર્શાવે છે. તે સાધુઓ તથા સાધ્વીઓને વન્દે છે; બધા ધર્મને માન આપે છે. એટલું જ નહિં ઘણુ વડીલોને, દરિદ્ર તથા પંડિત વર્ગને ખાસ ઉત્તેજન આપે છે. ખેડૂતો તથા તેમની મહેનત તરફ આદરની નજરથી જુવે છે.

સિદ્ધાન્તો પ્રગટાવ્યા હતા તેમ, જાપાનમાં બુદ્ધ મતના પાયા ઉપર કલાવિજ્ઞાન, નવો ધર્મ વગેરે બાબતો ખીલી હતી.

**વિલાસની ઉપેક્ષા:**

લોકો જે રીતે આનન્દ અને મોજમઝા માણતા હતા તેમાં બૌદ્ધ ધર્મ કદાપિ આડો આવતો નહિ. પણ જે લોકો દુનિયાને દુષ્ટ માનીને મઠવાસી થવા ઇચ્છતા હતા-તેમાં કોઈ કોઈ તો રાજાઓ હતા-તેમને, બૌદ્ધ લોકોએ આશ્રય આપ્યો હતો.

**કોન્ફ્યુશિયસની જાપાનમાં અસર:**

કોન્ફ્યુસિયસે પણ નહિ ધાર્યું હોય તેવી નોખી જાતની અસર કોન્ફ્યુસિયસના મતથી જાપાનમાં થઇ હતી. રાજભક્તિનો તેનો ઉપદેશ લડવૈયાઓ તથા જમીનદારોને પસંદ પડે તેવો હતો; અને તેઓ વિદ્વાન વર્ગ તથા તત્ત્વચિંતકોના પુરોગામી હતા. તેઓ જાપાનમાં વ્હેલા આવી ગ્હેલા હતા.

**તેના લાભાલાભ**

પણ તેમ હોવા છતાં ય ચીના લોકોનું નીતિશિક્ષણ, અને તેમાં જે ઔચિત્ય હતું અને ધર્મક્રિયાને વધારે મહત્ત્વ અપાતું હતું તે જાપાનીઓના સમાજમાં બંધ બેસે તેવું ન હોતું.

**એસ્ટનની નોંધ:**

એસ્ટન નામનો એક વિદ્વાન જેણે જાપાનનો ઘણો સારો અભ્યાસ કર્યો છે તે કહે છે, "એક જાપાનના રાજદ્વારી પુરુષે એક વખત નાનાં ને ગંઠાઈ ગયેલા ( Stunted ) ઝાડો તરફ નિશાની કરી કહ્યું કે ચીનની સંસ્કૃતિએ જાપાન માટે માત્ર એટલું જ કર્યું છે, જાપાનના નીતિ વિકાસમાં જે ત્રીજું પગથિયું આપણે તપાસશું તેમાં નવો કોન્ફ્યુસિઅસ મત" આવશે તેથી જાપાનને લાભ-ગેરલાભ બન્ને થયા છે.

કૉન્ફ્યુસિઅમના મતથી કેળવણીનો, રાજનીતિનો વિકાસ અને સમાજનો વિકાસ થયો; પણ કેટલીક બાબતનો સુદ્દલ થયો નહિં; અને નિષ્ફળતામાં જ તેનું પરિણામ કેટલેક સ્થળે આવેલું છે.

બૌદ્ધમતનો સમય ૧૧મા સેકા સુધી. બૌદ્ધમતનો કાળ જાપાનમાં આશરે અગિયારમા સૈકા સુધી હતો.

સ્ત્રીનું સ્થાન. આ વખતે સ્ત્રીઓ મઠવાસિની હોવા છતાં સામાજિક જીવનમાં અને વિદ્વત્તામાં સારો ફાળો આપતી હતી. નવલકથા લખનારી સ્ત્રીઓએ ખાસ ઉપયોગી ફાળો આપ્યો છે. જાપાનના જીવનમાં સ્ત્રી એક પુરુષની તાબેદાર છે અને તેણે નમ્ર રહેવું જોઇએ એ મત ઘણો મોડો શરૂ થયો છે. જ્યારે એ મત લોકોએ સ્વીકાર્યો ત્યારે જાપાનને ઘણુ જ નુકસાન થયુ

સ્ત્રીઓની સ્થિતિ. **સ્ત્રીઓ કેટલીકવાર માણસથી વધારે ઊંચી શક્તિઓ ધરાવતી છતાં, તેમને પુરુષના રમકડાં તરીકે ગણવામાં આવે છે.** કલાની દૃષ્ટિથી તેને ગૃહજીવનમાં પ્રાધાન્ય મળ્યું; પણ બુદ્ધિની પ્રગતિ સાધી સમાજમાં સ્વતંત્રતા મેળવવાની તેમને તક ન મળી

ગરીબોની સ્થિતિ. ગરીબોનાં જીવન સંપૂર્ણ રીતે શ્રીમન્તોને તાબેદાર થઈ ગયાં, અને બૌદ્ધના મઠોમાં પણ મોટી સંખ્યામાં ગુલામોને કામે લગાડવામાં આવતા હતા. ચીનમાં ગરીબ લોકો આક્રન્દ કરતા હતા. સિપાઇ અને લડવૈયાઓ બહુ દુખી હતા રાજદ્વારી પુરુષો તથા બીજા સાધારણ વર્ગના જીવનમા આસમાન જમીન જેટલો મોટો તફાવત હતો, કેમકે રાજદ્વારી પુરુષોએ

પોતાની અસલી સાદાઇ તજી દીધી હતી; અને નવમા તથા દશમા સૈકામાં જે પરદેશી સંસ્કૃતિ આવી તે પ્રમાણે, આચરણ કરવાનું શરૂ કર્યું હતું.

સત્તાધીશ મઠવાસીઓ:

જેમ જેમ મોટા મઠવાસીઓ સત્તા મેળવતા ગયા અને મોટાં મોટા કુટુમ્બો પરસ્પર લડાઈ કરવા લાગ્યાં તેમ તેમ, ગરીબનાં દુઃખો વધતાં ગયાં અને તેમની ફરિયાદ તરફ દુર્લક્ષ વધતું ગયું.



## ૩

મોક્ષ માર્ગ સૌને માટે ખુલ્લો છે.

ત્રીજા યુગમાં જાપાનમાં સમાજની નવી ભાવના જન્મ પામી; અને ધર્મ લોકપ્રિય થયો. મોક્ષ સહુને મળી શકે અને મેળવવો સુલભ છે એવી માન્યતામાં લોકોનો વિશ્વાસ બેઠો. અને સાધુ પુરુષો પોતે જ દિવ્ય દયાના ગુણો પ્રત્યક્ષ દેખાડવા લાગ્યા. બુદ્ધ અમિડા ( Budha Amida ) નું અનુકરણ કરનાર હૉનેન ( ઇ. સ. ૧૧૩૯–૧૨૧૨ ) પોતાની મરણશય્યા ઉપરથી બોલ્યો હતો, " જ્યાં જ્યાં અમિડાની પૂજા થાય છે ત્યાં ત્યાં મ્હારાં સ્મરણચિહ્નો છે. અને તે એક મ છિમારની છાજ છાયેલી ઝૂંપડીમાં પણ હોઇ શકે. "

નિશિરન જાપાનનો ધર્મ-સુધારક:

તેનો શિષ્ય શિનરન (Shinaran) ઇ. સ. ૧૧૭૩–૧૨૮૨ માં થયો તે તેનાથી ધર્મને વધારે લોકપ્રિય કરવા ઇચ્છતો હતો. તેનાં સ્તવનો આમવર્ગમાં બહુ પ્રિય થઈ પડ્યાં છે. **નિશરન ઇ. સ. ૧૨૨૨–૧૨૮૨ માં થયો. તે એક માછીમારનો પુત્ર હતો.** તે ભવિષ્યની આગાહી આપવામા સફળ થયો હતો. તેણે જાપાનીઓને તેમના ઉપર પડનારી આફતની આગાહી કરી; અને જુઠો, ઢોંગી ધર્મ તથા અનાચાર તજી દેવા

**ઉપદેશ આપ્યો. આવા માણસો જાપાનના વેસ્લી ( Wesley ) અને લ્યુથર ( Luther ) કહી શકાય.**

પછી કલામા લોકોના દરરોજના જીવનનું પ્રતિબિમ્બ પડવા લાગ્યું. અને રાજદ્વારી બાબતોનાં તથા સ્વર્ગનાં ભાવનામય ચિત્રો આદર્શ તરીકે ગણતાં બંધ થયાં. પછી તો ચારસો વર્ષ પહેલા જાપાનમા ખિલેલી છાપકામની કળા પ્રગતિ કરવા લાગી; અને વિદ્યાકળાનો પ્રચાર બહુ જ થવા લાગ્યો. ચિત્ર તથા મુદ્રણકલા :

પછી રંગભૂમિએ સમાજ–સુધારો કરવાનું માથે લીધુ. મોટા મહાકાવ્ય, મોટી નવલકથા અને જીવનચરિત્રો લખવા માડયાં. તે દ્વારા ધર્મનો સાચો બોધ થયો. રંગભૂમિ અને સાહિત્ય

**પ્રજાસત્તાક વાદ ધીમે ધીમે પોતાનાં મૂળ નાંખવા લાગ્યો.** તો પણ શહેનશાહને રાજ્યનો સ્થંભ ગણવાની પદ્ધતિ ચાલુ રહી માલદાર જમીનદારો અને તેમના તરફ ખેડૂતવર્ગની વફાદારી એ રાજ્યના અગત્યના અંગો તરીકે ટકી રહ્યાં. રાજ–નિષ્ઠા

કેટલાક અલિખિત અને અસ્પષ્ટ નિયમો, જાપાનીઓમાં પ્રેમશૌર્યની તીવ્ર સ્વામિભક્તિ ફેલાવતા હતા. **"લડવૈયાઓનો પંથ " એટલે ( Bushido )–એ નામથી આ ભાવના-વાળા લોકો જાપાનમાં ઓળખાય છે.** વળી, જે લોકો મોજશોખ અને વિષયવાસનાની સામે થઇને માત્ર સાદાઇ રાખે છે તેઓ મધ્યયુગમાં સામાજિક એકતા સ્થાપી શકતા હતા. પૈસા તરફ તિરસ્કાર રાખીને તેઓ મુસ્કેલી વેઠવા તૈયાર થતા હતા; ધ્યાનમાં તલ્લીન રહેતા હતા અને આ જીંદગીને ક્ષણભંગુર માનતા હતા. તોપણ, વખતે આવે ત્યારે, રાજ્યભક્તિ માટે મરીને પણ સેવા કરી છૂટતા હતા; અને સ્વામિભક્તિનાં ઊંચાં દષ્ટાંતો પૂરાં પાડતા હતા. પ્રેમ–શૌર્ય તથા સાધુતા

યૂરોપના chivalry યુગ સાથે સામ્ય: જાપાનમાં પણ, મધ્યયુગમાં યુરોપના મધ્યયુગની જેમ જ, ક્રૂરતા અને પ્રેમશૌર્ય વાસ કરી રહેલાં હતાં; અને સાથે સાથે તેમાં લડાયક જુસ્સો હતો અને 'ઉદાસીન તત્ત્વજ્ઞ' (Stoic) જેવી અડગતા પણ હતી.

ઝેન બૌદ્ધમત: ઝેન બૌદ્ધમત એવો છે કે શાંતિ, ધ્યાન, સાદાઇ તથા નિષ્કપટીપણું રાખવાથી માણસની રાજ્યભક્તિ અને હિંમત દિનપ્રતિદિન વધ્યા કરે છે; અને ઉપર કહેલો 'લડવૈયાઓનો ગ્રંથ' એ એક અલિખિત નિયમાવલિ હતી; અને જીવનપર્યંત સેવા કરવા માટે બાંધી લે તેવી હતી.

સ્વામી-સેવકના ધર્મનું સંઘર્ષણ: નોકરવર્ગ પોતાના સ્વામી (શેઠ) તરફ વફાદાર રહેતા હતા; અને જો સ્વામીનું માન ભંગ થાય તો પોતે તેના બચાવમાં મરવું—એને, પોતાની ફરજ સમજતા હતા; અને બધા સ્વામીઓ એક બીજા તરફ, પરસ્પર લડાઇ કરતા હતા તેથી, નોકરોને પણ એકમેકના નોકરો સાથે દ્વન્દ્વયુદ્ધ કરવાના પ્રસંગો આવતા હતા. અને કેટલીક વાર તેમનાં આત્મમંથનો ચાલતાં: કેમકે હિંમતથી લડવું એ ફરજ હતી; પણ કયા પક્ષ તરફથી લડવું અથવા ઉદાસીન કે તટસ્થ રહેવું એ નક્કી કરવાની ફરજ તેમને મૂંઝવતી હતી.

પરલોક માટે ઝંખના: આવા પ્રસંગો બનવાથી, બૌદ્ધમતના સાધુઓના સહવાસથી સાંસારિક મનુષ્યોમાં પરલોક વિષે કાંઈ તમન્ના જાગી હતી; અને તેમની આ દુનીઆની મહત્ત્વાકાંક્ષાઓ ઉપર દીલગીરીનું આછું વાદળું આવી ગયું, ને તેથી તેઓ જીવનને ક્ષણભંગુર ગણવા લાગ્યા.

જાપાન અને ગ્રીસ સરખામણી: જાપાનીઓને જો આપણે ગ્રીક લોકો સાથે સરખાવિયે તો તેમનામાં એથેન્સના મૂળ વતનીઓ જેવો સૌન્દર્યપ્રેમ તથા જીવનની; મોજ અનુભવવાની ધગશ રહેલી છે, તેમ જ સ્પાર્ટાના

લોકોના જેવી જફ્ફાખડતા અને ઉદાસીનતા પણ રહેલી છે. આ બન્ને ગુણોનું માનવસ્વભાવમાં એકીકરણ થતા પહેલાં, તે ગુણો પૃથક પૃથક્ જે જાતિઓમાં હતા તેમનામાં, તે પહેલા ઘણીવાર પરસ્પર વૈરભાવ અને ધિક્કાર પ્રવર્તતો હતો; ને તેમ હોવું તે સ્વાભાવિક છે. ગ્રીસમાં અને જાપાનમાં પણ આવા આંતર મતભેદો હતા; અને તેને લીધે જાપાનમાં મઠવાસીઓને પણ જુદા જુદા વાડા બાંધીને વિરોધીઓ સાથે વૈર બાંધવું પડ્યું હતુ, કયોટો ( Kyoto )મા કલાત્મક તત્ત્વો પ્રબળ હતા. અને કામકુરી (Kamakura)માં જફ્ફાખડતા. તથા સહનશક્તિ વધારે પ્રમાણમા હતાં.

**એવો પ્રશ્ન સહજ ઉદ્‌ભવે છે કે જાપાનનું મુખ્ય લક્ષણ કયું ?–ભવ્ય સૌન્દર્યથી લચી પડતું બોરડીનું ઝાડ એ જાપાનનું લક્ષણ કે લીસોટા પડેલું ખડતલ અને સદાય લીલું સાગનું ઝાડ ?** જાપાનનું મુખ્ય લક્ષણ કયું ?

કોની સાથે સરખાવવામાં વધારે ઔચિત્ય રહેલું છે ? લડવૈયો, સમરાંગણમા ઊતરતા પહેલાં, ઊંચી પંક્તિનું કોમળ કાવ્ય લખતો હતો પછી કેટલીય ક્રૂરતાઓ કરીને તે પોતે જ પાછો સાધુઓના મઠમા રહીને તપશ્ચર્યા કરે છે. પરન્તુ છેવટના થોડા સમયમાં કેટલાક નોખી જાતના લડવૈયાઓનો વર્ગ ઊભો થયો છે, અને તેઓ પાપની સામે, દરિદ્રતા સામે તથા અન્યાય અને ગેરવ્યવસ્થા સામે ઝુંબેશ ઉઠાવે છે. તેમના **સંકુચિતપણામાં તેમની નિર્બળતા ગણાય છે; પણ તેઓ જેટલે અંશે ઉદારતા રાખે છે, તેટલે અંશે તેઓ બળવાન બની શકે છે.**

# ૪

**જાપાની ઉપર ખ્રિસ્તી ધર્મની અસર:**

સ્પષ્ટ દેખાતા પ્રારબ્ધવાદમાં જીવન વીતાડતા જાપાનીઓ ઉપર ખ્રિસ્તી ધર્મની કેવી અસર થઈ તે તપાસીયે. પ્રથમ તો લાલચમાં પડવાના પ્રસંગો બન્યા; અને કોઈવાર લાલચની સામે થઈને રાજભક્તિ—એક જાતની ઊંચી નિષ્ઠા—ખિલવવામાં તેઓ સફળ થયા.

**રાજનિષ્ઠા અને એકતા:**

હજુ યે જાપાનમાં રાજભક્તિ મુખ્ય સ્થાન લે છે; અને લશ્કરમાં એવી જ ભાવના ચાલે છે. આ ઈશ્વરી રાજ્ય છે અને તેને વફાદાર રહેવુ તે આપણો ધર્મ છે. આવા એકતાના સિદ્ધાન્ત ઉપર જાપાન ટક્યુ છે.

**સ્તુત્ય ગુણો.**

જે ગુણો જાપાનમાં સ્તુત્ય ગણાય છે તે પ્રથમ તેના શહેનશાહના મુખે સૈનિકોને ઉદ્દેશીને કહેવામાં આવેલા હતા; એટલું જ નહિ પણ તે ગુણોને આચરણમા મૂકી શહેનશાહે પોતે સમજાવેલા હતા તે નીચે પ્રમાણે :—

રાજભક્તિ
હિંમત
સભ્યતા

કર્તવ્યનિષ્ઠા, અને
સાદું જીવન

—આવા ગુણોથી એક સાચા ખ્રિસ્તીને શોભે તેવું વર્તન ઘડી શકાય છે.

**જનરલ નોગીની કબર:**

પણ જ્યારે આપણે "જનરલ નોગી" (General Nogi) ની પ્રખ્યાત સમાધિ–(કબર)–પાસે જઇએ છીએ ત્યારે આપણને લાગે છે કે ઉપર કહેલાં ગુણરૂપી પુષ્પો, ખ્રિસ્તી–વૃક્ષ ઉપર નહિ, પણ કોઇ બીજા જ મૂળમાંથી ઊગી નીકળેલાં છે; કેમકે જનરલ નોગી અને તેની પતિવ્રતા સ્ત્રીએ શહેનશાહની પાછળ પરલોકમાં જવા માટે આત્મઘાત કર્યો; અને જાપાનના સમસ્ત લોકોએ તેમના આ કૃત્યની ખૂબ પ્રશંસા કરી હતી !'

**હિડીઓશી ના સિદ્ધાન્તો:**

હિડીઓશી ( Hideyoshi ) નામના બીજા પ્રખ્યાત જાપાનીનું દૃષ્ટાન્ત લઇએ: તેના સિદ્ધાન્તોમાં હિંમત છે, ઇશ્વરની મરજીને તાબે થવાની શક્તિ છે, દૃઢતા છે, **અને તેના પત્રોમાં નૈતિક હિંમત, પત્ની તરફ વફાદારી, પુત્ર તરફ વાત્સલ્ય અને પોતાની માશુકને સ્પષ્ટ રીતે સ્વીકારવાની નિખાલસતા છે.** ને તે પોતાની પત્નીને પણ કહી શકે છે કે 'મારી માશુકને તું મારી પાસે મોકલજે.'

**ખ્રિસ્તી ધર્મની અસર:**

હવે આ સ્થળે જાપાનની માન્યતાઓમાં ખ્રિસ્તીધર્મે કંઇક અસર કરી છે કે કેમ તે તપાસીએ. પશ્ચિમના વિદ્વાનો તેને ઘણું મહત્ત્વ આપતા હશે, પણ જાપાનીઓ પોતે જ ખ્રિસ્તી ધર્મ વિષે શું માને છે તે જોવું જોઇએ. જાપાનની મુખ્ય સામાજિક માન્યતા 'દરેક માણસ સેવક ( Samurai ) છે'—એ ભાવના ખ્રિસ્તીઓની અસરથી વધારે ઊંચી અને ઉદાર બની છે.

**પ્રભુના રાજ્ય પ્રત્યે વફાદારી:** તોયોહિકો ( Toyobiko ), કાગ્વા ( Kagwa ), કમિશ્નર ઇમાયુરા તથા તેમના બીજા સમોવડિયા કાર્યકર્તાઓ રાજભક્તિના ગુણ ધરાવે છે–પણ તે ઈશ્વરી રાજ્ય તરફ વફાદાર છે.–તેથી તેઓ પાપની સામે થવા તૈયાર થઇ જાય છે. ગુપ્ત. રહેલાં પાપને ઊઘાડાં પાડીને તેઓ તેમને નાબૂદ કરે છે; કેમકે લોભી વ્યાજખાઉ લોકો તરફ અને ભાંડભવૈયાપ્રત્યે સભ્યતા રાખવી એ સ્પાર્ટન લોકોનો ગુણ નથી. એવા લોકોને તો ઊઘાડા પાડી તેમનો નાશ કરવો ઘટે છે.

**ખ્રિસ્તી સંતોની સાધુતા:** ઉપર કહેલા બે વિદ્વાન ખ્રિસ્તી જાપાનીઓના જીવનમાં, ફ્રાન્સિસ ઝેવિયરની વફાદારીની પ્રેરણા છે; અને અસ્સાઇ ( Assai ) ના ફ્રાન્સિસની હસમુખી સાદાઇ છે. જાપાનમાં આ બે મહાન નામોના ઉચ્ચાર કરતાં જાપાનીઓના દિલમાં માન પ્રગટે છે. પણ તેઓ ખ્રિસ્તના ચેલા છે એવું એ સમજતા નથી. જાપાનીઓ મૂળ ગુરુ–ખ્રિસ્ત-ને દૂર મૂકી, તેના શિષ્યોને ભજે છે.

ડૉ. અનેસાકીનો મત:

ડૉ. અનેસાકી (*Dr.* Anesaki) કહેતા કે બૌદ્ધમત મૂળમાંથી સડી ગયેલો છે; **ચીના લોકોના કૉન્ફ્યુસિઅસે તો કૌટુમ્બિક જીવનને બહુ મહત્ત્વ આપ્યું; અને સ્ત્રીઓનું સ્થાન આવા કુટુમ્બમાં ગૌણ બનાવી મૂક્યું.**

ડૉ. કાગ્વાનો મત:

ડૉ. કાગ્વા ખ્રિસ્તી–મતપ્રચારથી જાપાન ઉપર થયેલી અસર માટે નીચે પ્રમાણે કહે છે:—

**ખ્રિસ્તી મત ફેલાવાથી જાપાનમાં સાત મોટા ફેરફાર થયા:**

**(૧) ગૃહજીવનમાં પરિવર્તન થયું:**

**(અ) "રખાત સ્ત્રી" રાખવાનો પ્રચાર બંધ થયો.**

'રખાત' રાખવાનો નિષેધ:

પહેલાંના વખતમાં રખાત રાખવી એ બહુ સામાન્ય રિવાજ હતો. હું પોતે (ડૉ. કાગ્વા) એક રખાતનો પુત્ર છું. પરંતુ મારા પિતાએ સરકારી નોંધ કરાવી તેમાં મને કાયદેસર પુત્ર તરીકે ઓળખાવ્યો છે. હાલના કારોબારી મંડળનો કોઇ પ્રધાન, રખાત રાખતો નથી; કેમકે ખ્રિસ્તી લોકોના શિક્ષણથી અનેક સ્ત્રીઓ પરણવાનો રિવાજ જંગલી અને નુકસાનકારક માલુમ પડે છે.

**(આ) વેશ્યાવૃત્તિ ઓછી થઇ:**

વેશ્યાવૃત્તિ ઓછી થઈ:

એ પાપની સામે, અને કુટ્ટણખાનાંઓ સામે—જાપાનમાં ૫૪૫ કુટ્ટણખાનાં હતાં[ તેમની સામે–ઘણા સમય સુધી ઝુંબેશ ઉપાડી હતી; છેલ્લાં ત્રણ વર્ષોમાં અમે ખ્રિસ્તીઓની મદદથી એવો કાયદો પસાર

૪૬ નાના કસ્બાઓમાંથી ૭ કસ્બામાંનાં કુટણખાનાં છેક જ નાબૂદ કરવાં. "સૈતામ કેન" નામના પ્રાન્તમાંથી તે પ્રથા છેક જ બંધ થઇ ગઇ છે; અને છેલ્લે વર્ષે માત્ર તેમને થોડી છૂટ મળી હતી. જીવનમાં પવિત્રતા સાચવવામાં ખ્રિસ્તીઓનો ઉપદેશ બહુ મદદરૂપ થયો છે.

લગ્ન-વિચ્છેદનો ઘટાડો :

(દ) છૂટાછેડાની સંખ્યા ઘટતી જાય છે :

ચાલીશ વર્ષ પહેલાં દર વર્ષે દરેક હજાર લગ્નમાં ૪૩૫ છૂટાછેડા થતા હતા. હવે દરેક હજારમા માત્ર ૧૦૭ છૂટાછેડા થાય છે; અને ન્યૂ યૉર્કમાં દર હજારે ૨૦૦ છૂટાછેડા થાય છે. જાપાનમાં ખ્રિસ્તી લોકોની અસર થવાથી છૂટાછેડા કમી થાય છે. ખ્રિસ્તી મંડળમાં સભાસદો થોડા છે; તો પણ તેમણે ગૃહજીવનની પવિત્રતા શિખવી છે.

(ઈ) બાળકો તરફ માન :

બાળકો પ્રત્યે આદર :

જાપાનમાં ખ્રિસ્તી ધર્મ આવતા પહેલાં બાળકો તરફ બહુ માન દેખાડવામાં આવતું નહિં. ખ્રિસ્તી ધર્મ આવ્યા પછી બાળકોનું માન વધ્યું છે. વર્ષના પાંચમા મહિનાનો પાંચમો દિવસ બધાં 'બાળકોનો દિવસ' ગણાય છે. ગામડામાં અને શહેરમાં તે દિવસ એક ઉત્સવ તરીકે ગણાય છે. બાળકોનું મરણ-પ્રમાણ ઓછું થયું છે; અને ખ્રિસ્તી લોકોનાં મંડળોમાં હોય છે તેમ નાનાં 'બાળકોનાં મંડળો' સ્થાપવામાં આવ્યાં છે.

(૩) સ્ત્રીઓ તરફ સન્માન વધ્યું છે.

જાપાનમાં હજી પણ સ્ત્રીઓને જમવાની થાળીઓ નાની હોય છે; અને તેમને ખાવાનું પણ થોડું જ આપવામાં આવે છે. ખ્રિસ્તી લોકોના આગમનથી સ્ત્રીસન્માન વધી ગયું છે. ઘણી આશ્ચર્યકારક રીતે માનવ જીવન તરફ અને શ્રમજીવી વર્ગ તરફ માન વધ્યું છે. સ્ત્રી પ્રત્યે સન્માન:

સ્ત્રીઓ તરફ માન વધે તેથી, શ્રમજીવી મહેનતુ-વર્ગ તરફ પણ માન વધે તેમ કહેવુ યોગ્ય છે; કેમકે જાપાનીઓની ભાષામાં સ્ત્રીને માટે 'ઓકુસામા' 'Okusama' એવો શબ્દ છે. તેનો અર્થ એવો થાય છે કે 'પુરુષની ઓથે રહેનારી' 'સહચરી'. જૂના જાપાનના કાળમાં સ્ત્રીઓ આળસુ જીવન વીતાડતી હતી. ખ્રિસ્તી લોકોના આગમન પછી સ્ત્રીઓને કેળવણી આપવામા આવી અને તેમનું માન વધ્યુ. કામ કરનાર મજૂરણ અને કુટુમ્બની એક માનવંતી વહુ—એ બેઉ, સરખાં માનપત્ર ગણાય છે. શ્રમજીવી પ્રત્યે સમભાવ

(૨) મહેનતુવર્ગ માટે માન:

પહેલાના વખતમા જાપાનમા અને એશિયાના હરકોઇ દેશમાં મહેનતુવર્ગતરફ ઓછુ માન દેખાડવામા આવતું હતું શારીરિક શ્રમ કરી જીવવુ તે હલકું ગણાતું હતું. પણ ખ્રિસ્તીધર્મ જાપાનમાં આવ્યો ત્યાર પછી તેમને માન મળવા લાગ્યું. તે વર્ષે મેં એક નિબંધ લખ્યો મહેનતુ-વર્ગ પ્રત્યે માન.

હતો : તેનું નામ "શ્રમજીવી વર્ગોની પૂજા" એવું રાખ્યું હતું. તે લખવા માટે મારો ૧૦૦ (એકસો) યેન દંડ કરવામાં આવ્યો હતો; પણ વખત જતાં અમને વિજય મળ્યો. ખરૂં જોતાં એ વિજય શ્રમજીવી લોકોનો જ વિજય છે.

લોકતંત્રવાદનો સ્વીકાર :

**(૩) ખ્રિસ્તી લોકોના આગમન પછી લોકતંત્રવાદે ( democracy ) ગૃહજીવનમાં સ્થાન લીધું :**

વેપારરોજગારમાં પણ લોકતંત્રવાદ ઉપયોગી થયો. દાખલા તરીકે આપણો અછૂત વર્ગ છે; જૂના વખતના ગુલામોને જાપાને અછૂત (અસ્પર્શ્ય) ગણ્યા છે. જ્યારથી ખ્રિસ્તીઓ આવ્યા ત્યારથી અછૂત વર્ગને અપનાવી લેવામાં આવ્યો. ખ્રિસ્તી ધર્મમાં શ્રદ્ધા રાખનારા ભક્તો અછૂત વર્ગમાં પણ લગ્નવ્યવહાર રાખે છે. આપણે તો એ ઢેડ, ચાંડાલનું નામ પણ લેતાં અચકાઈએ છીએ. કુદરતખાનાંઓમાં અને ખેડુતોની ચળવળમાં, મારે અછૂતવર્ગ સાથે કામ પડયું હતું.

લોકશાસનની ચળવળોનો જન્મ :

**(૪) પાર્લામેન્ટની પદ્ધતિએ રાજ્યશાસન :**

જાપાનની પાર્લામેન્ટના પ્રથમ બે સભાસદો – મી. નકાશિયા અને મી. કેંકિચીકતાઓકા ખ્રિસ્તીઓ હતા. અને અહીં ગણેલા બીજા ગૃહસ્થ, દોશિશા ( Doshisha )ની મહાવિદ્યાલયના પ્રમુખ હતા. લોકશાસનની બધી ચળવળો ખ્રિસ્તી લોકોની દોરવણીથી ચાલતી હતી.

આત્મઘાતના ઘટેલા બનાવો :

**(૫) મનુષ્યજીવન માટે માન :**

જાપાનમાં પહેલાં આત્મઘાત ઘણુ થતા હતા; દર વર્ષે ચૌદ હજાર માણસો આત્મઘાત કરી મરી જતાં :

પણ ખ્રિસ્તી લોકોના આગમન પછી તે પાપ અટકાવવામાં આવ્યું છે અને જે લોકો આત્મઘાત કરશે એવો સંભવ લાગે તેમને પણ દેખરેખ નીચે લેવામાં આવ્યા છે. ઘણીય છોકરીઓ આત્મઘાત કરતાં અટકી છે, અને તેમની ઉપર સંપૂર્ણ દેખરેખ રાખવામાં આવે છે.

**(૬) જાપાનમાં કેટલાક ધંધાઓ ધિક્કારવાલાયક ગણાતા હતા તે તરફ લોકોનું વલણ સુધર્યું :** ધંધાની પ્રતિષ્ઠા :

જાપાનમાં ખાટકી લોકો તરફ બહુ તિરસ્કાર હતો. પણ ખ્રિસ્તી ધર્મ બધા ધંધા ઉપર માનની નજરથી જુવે છે અને હરેક ધંધામાં પ્રામાણિક મહેનત માનપાત્ર થાય છે, એવો બોધ કરે છે.

**(૭) પરોપકાર :**

હવે બૌદ્ધ લોકો અમારૂં અનુકરણ કરે છે. પણ પ્રથમ ખ્રિસ્તીઓએ ધર્માદા મંડળો સ્થાપ્યા હતાં. ગાંડા, અનાથ, વૃદ્ધ તથા રોગિષ્ટ કોઢીઆ લોકોને આશ્રય આપ્યો. સગીર ઉમરનાં ગુન્હેગાર બાળકોને સુધારવા ખાસ વિદ્યાર્થીગૃહો સ્થાપ્યા મિતાહાર અને સંયમી જીવન વીતાડવાની ઝુંબેશ જાપાનમાં પ્રથમ મી. ઍન્ડો (Ando) એ સ્થાપી; તે ખ્રિસ્તી હતો. ધર્માદા મંડળોની સ્થાપના :

**(૮) ખ્રિસ્તી ધર્મના ચિહ્નરૂપ 'ક્રૉસ'માં જે નીતિશિક્ષણ રહેલું છે તે જાપાનમાં પ્રવેશ કરવા લાગ્યું :** 'ક્રૉસ'નું નીતિ-શિક્ષણ:

'ક્રૉસ' વિજય પામે છે ને પામશે જ. ચીનમાં અને જાપાનમાં ખ્રિસ્તીધર્મ વિજય પામ્યો છે. જાપાનના

ગૃહજીવનને ઉન્નત બતાવવામા ખ્રિસ્તી લોકોએ મોટો ફાળો આપ્યો છે; પણ તેથી વધારે મોટી સેવા તેમણે એવી કરી છે જેથી આ ચાલાક લોકોના અંગત ગુણો વધારે ખિલી નીકળ્યા છે.

જાપાની વિષે એક અંગ્રેજ અભિપ્રાય: સત્તરમા સૈકામાં કેમ્ફર ( Kempfer ) નામના ફીરંગી લેખકથી માડીને લૉર્ડ એલ્જિન જે આ જમાનામાં પણ ઘણો ચતુર વિવેચક ગણાયો છે તેનો જાપાનીઓ વિષે નીચે પ્રમાણે મત છે :—

"જાપાનનું ગજતંત્ર આદર્શરૂપ છે; લોકો સંપૂર્ણ કુટુમ્બભાવનાથી રહે છે; આ જાત કેવળ સ્વાશ્રય ઉપર જીવે છે; તેમનામા આંતર શાંતિ છે. બહાર પણ શાંતિ છે. કોઈ બાબતની તંગી નથી. કોમ કોમમાં દ્વેષ નથી, જાપાનમાં બસો વર્ષ થયાં પરદેશી માલનો બહિષ્કાર કરવામાં આવ્યો છે સને ૧૮૫૮ મા મેં તેની આટલી બધી પ્રગતિ થયેલી જોઈ છે !"

મી ના જાપાની-ઓ : એક પ્રશ્ન ઊઠે છે; ૨૦ મી સદીના જાપાનીઓ ૧૯ મી સદીના જાપાનીઓ જેવા જ છે ? તેમના મુંઝવતા પ્રશ્નો એટલા બધા છે–અને એટલા બધા ગૂંથાઇ ગયા છે, તથા તેમનાં પલોભનો, અને લાલચો એટલાં વધી ગયાં છે કે તેમને એક નવા આદર્શની જરૂર છે. તેગના પડોશી જેમની પાસેથી તેમણે ઘણુ ગેળવી લીધુ છે તેમની સાથે એક થવામાં જ તેમનું બળ રહેલું છે. અને તેમ કરવામાં ઘણો આત્મભોગ આપવો પડે તેમ છે. ડૉ. કાગ્વા તો કહે છે, કે "ક્રૉસમાં જ આપણો વિજય રહેલો છે."

૧

# જાપાનનો આત્મા

પવિત્ર કરવાનો સંસ્કાર-વિધિ (૭ મા સૈકા પહેલાંના પ્રાચીન સમયમાં).

પવિત્ર બનાવવા માટેનો સંસ્કાર-વિધિ : સકલ પ્રજાને સંબોધન :

"હે ચક્રવર્તી રાજાઓ, રાજ્યના પ્રધાનો, તથા મોટા અમલદારો જેઓ અહીં એકત્ર થયા છો, ને છ માંમનાં બધાં પાપો ધોવાઇ જાય તેવા પવિત્ર સંસ્કાર તમે સૌ કરો છો, તે બધા સાંભળો; જેઓ નોકરો છો; સ્ત્રીઓ છો: રસોઇયા છો, તીરંદાજ છો કે તલવાર ધારણ કરો છો: તે સહુ સાંભળો :—

જાપાનની ફળદ્રૂપ જમીન પર જન્મ આપ્યો :

"આપણા જૂના પૂર્વજો જેઓ 'આકાશી સ્વર્ગ'માં રહે છે, તેમણે ૮૦૦ કોટિ દેવોને બોલાવ્યા અને તેમની સભા કરી. અને પછી દિવ્ય આજ્ઞા કરી : 'ડાંગરના સુંદર છોડથી ભરચક જમીન ઉપર આપણા પુત્રો-પ્રપૌત્રો ભલે રાજ્ય કરે; ' અને ફળદ્રૂપ દરિયાકાંઠાઉપર પણ તેઓ ભલે રાજ્ય કરે; ' આવી રીતે પ્રપૌત્રોને આપેલી જમીનમાં દૈત્યો વસતા હતા. તેમને તેમણે ભારે સજા કરી; અને દિવ્ય બળથી મારીને હાંકી મૂક્યા;

આ ધાર્મિક પ્રાર્થના ઉચ્ચારજો; આમ કરવાથી દેવતાઓ પોતે જ સ્વર્ગનાં વજ્રનાં દ્વાર ખુલ્લાં મૂકશે, સ્વર્ગના જામી ગયેલા વાદળાંના થર ચીરીને–પોતાનો ભવ્ય રસ્તો સરળ તેનો કરશે અને તમારી પ્રાર્થના સાંભળશે. પૃથ્વીના દેવો ઊંચા પર્વતોનાં શિખરો ઉપર ચઢીને, ત્યાં રહેલું બધું ઝાકળ ખંખેરી નાંખશે અને તેઓ પ્રાર્થના સાંભળશે.

અને, વળી ખડક, ઝાડ અને પાંદડાં જેમને વાચા થઈ હતી તેમને શાંત કરી નાંખ્યાં. પછી તેમણે પૌત્ર-પ્રપૌત્રને આ દુનિયામા રહેવા મોકલ્યા, એ રસ્તામાં આડે આવતા ઘણાં ગાઢા વાદળોને ચીરી નાખ્યાં ત્યારે રસ્તો ખુલ્લો થયો અહીં તે પ્રપૌત્રે યામાટો ( Yamato ) જ્યાં સૂર્ય પ્રકાશે છે ત્યાં મધ્યભાગમા પોતાનુ રહેઠાણ કર્યું અને એક સુંદર મહેલ બાંધ્યો, જમીનની નીચે રહેલા મજબૂત ખડકો ઉપર ભારે થાંભલાઓ ગોઠવ્યા અને સ્વર્ગના ભયથી બચવા તેની ઉપર આકાશ જેટલાં ઊંચાં લાકડાં જડીને તેમણે સુંદર મહેલ બાંધ્યો "

પાપના પ્રકાર : દિવ્ય અને ઐહિક : શાંતિના રાજ્યમાં વસવાને ટેવાયેલી આ દિવ્ય જાતમાં જે મોટાં મોટાં પાપો કહેવાય છે તેમાં કેટલાક 'સ્વર્ગીય પાપ' છે અને કેટલાંક 'આ દુનિયાનાં પાપ' છે. ડાંગરના ખેતરમાં જમીનની સીમારેખા તોડવી તે દિવ્ય પાપ છે, પાણીના વહેવાનો માર્ગ નકામી વસ્તુથી ભરવો, પાણીના નળ તોડી નાંખવા, જીવતા માણસની ચામડી ઊતારી નાંખવી, અવળી ચામડી ઊતારી નાંખવી—એ બધાં દિવ્ય પાપો છે. મજીવત પ્રાણીને કાપવાં, મરેલાં પ્રાણી કાપવા, રોગ તથા ઝેરી જંતુઓ તરફનો ભય, મોટાં પશુઓનું મોત, બદરીનુ મોત—દેવો તરફથી ને પશુપક્ષી તરફથી ભય, પ્રાણી મારવા તથા ઢોરને લોભમાં નાંખવાં—આ બધા 'ઐહિક પાપ' છે.

પાપ-મોચન માટે ઉપાસના : જ્યારે જ્યારે આ ગુન્હાઓ કરવામાં આવે ત્યારે ત્યારે મહાન નાકોટોમી—સ્વર્ગીય વૃક્ષશાખાને મથાળેથી અને મૂળમાંથી છેદી નાંખજો અને તેમાંથી યજ્ઞની આહુતિ આપવાનાં એક હજાર આસનો બનાવજો, પછી સ્વર્ગીય દુર્વાઘાસને મથાળેથી તથા મૂળમાથી કાપીને તેનાં ઘણાં ધાગ્ર તણખલાંઓ બનાવજો પછી

આ ધાર્મિક પ્રાર્થના ઉચ્ચારજો: આમ કરવાથી દેવતાઓ પોતે જ સ્વર્ગનાં વજ્રનાં દ્વાર ખુલ્લાં મૂકશે, સ્વર્ગના જામી ગયેલા વાદળાંના થર ચીરીને-પોતાનો ભવ્ય રસ્તો સરળ તેનો કરશે અને તમારી પ્રાર્થના સાંભળશે. પૃથ્વીના દેવો ઊંચા પર્વતોનાં શિખરો ઉપર ચઢીને, ત્યાં રહેલું બધું ઝાકળ ખંખેરી નાંખશે અને તેઓ પ્રાર્થના સાંભળશે.

નિષ્પાપ થવાનો આનંદ:

પછી રાજ્યના દૂર દૂરના ખૂણેખૂણામાંથી તમામ પાપો ધોવાઈ જશે. વાયુદેવના શ્વાસથી જેમ વાદળાંઓના ગાઢ થરો વિખરાઈ જાય છે-સવારની અને સંધ્યાકાળની પવન-લહરીઓ જેમ સવારની અને સાંજની ઉષ્માને દૂર કરે છે-જેમ બંદરમાં લંગર નાંખી પડેલું વહાણ પોતાનાં બંધનો છૂટી જવાથી દરિયામાં તરવાનું શરૂ કરે છે-જેમ કઠણ અને જાડાં લાકડાંઓ અગ્નિમાં તપાવેલા દાતરડાની તીક્ષ્ણ ધારવડે કપાઇ જાય છે તેમ,-બધાં જ પાપો કપાઈ જશે.

નદી તથા ઝરાના દેવોની સહાય:

સીઓરિત્સુ-હિમ ( Seoritusu-hime ) નામે દેવ જે ઝડપથી વહેતા ઝરાઓમાં અને પાણીના ધોધમાં રહે છે તે દેવ બધાં જ પાપોને સમુદ્રમાં ખેંચી લઈ જશે અને ત્યાં તેમને ડુબાડી દેશે. ત્યાં હયુ-અકિત્સુહિમ નામે દેવી જે સમુદ્રનાં મોજાંઓમાં રહે છે તે બધાં પાપોને ગળી જશે; ત્યાં ઇબુકિડો નુશિ ( Ibukido Nushi ) નામનો દેવ બધાં પાપોને પાતાળ લોકમાં ફેંકી દેશે; ત્યાં હયસસુર-હિમ નીચે દેવી બધાં પાપોને ઓગાળી નાંખશે, તેમનો છેક નાશ કરશે.

જેનાથી પાપ ધોવાઈ જાય છે:

હવે પાપો નાશ પામ્યાં છે-રાજ્ય દરબારનાં અને નોકરોનાં ચારે દિશામાંથી પાપો નાશ પામ્યાં છે; અને આજથી સહુ

પવિત્ર છે. ઊંચા સ્વર્ગીય મેઘની તરફ ધ્યાન રાખીને તમે સહુ એક લક્ષ રાખી સાંભળો : છ માસના સમયનાં બધાં જ પાપો ધોવાઈ ગયાં છે !"

—'એસ્ટન' ના આધારે
"જાપાનીઝ સાહિત્ય "માંથી ઉદ્ધૃત.



## ૨

## કૌટિલ્યના નિયમોમાંથી : ઈ. સ. ૬૪૫

### (અ) અમલદારો વિષે નિયમ.

અમલદારો વિષે ધારાધોરણ :

તમે તમારી જગ્યાઓ સંભાળી લ્યો ત્યાર પછી બધા રાજ્યના સ્વતંત્ર ચાકરીઓનું પત્રક બનાવો, તથા બીજાને તાબે રહેનારા લોકોનું પત્રક બનાવો. ફળદ્રૂપ જમીન કેટલા એકર ( Acre ) ના વિસ્તારમાં છે તે લખો; બગિચા, જમીન, પાણીનાં જળાશયો વગેરેમાંથી જે ઉત્પન્ન આવે તે બધા લોકોમાં સમાન ભાગે વહેંચો; પ્રાંતિક સુબાએ પોતાના પ્રાન્તમાં ફોજદારી ગુન્હાઓનો ફેન્સાક કરવો નહિ; કેમકે એમ કરવા તેને સત્તા નથી.

રૂશ્વતખોરી દંડપાત્ર બનશે :

લોકો પાસેથી લાંચ રૂશ્વત લઈ તેમને પીડવા કોઇ અમલદારને સત્તા આપવામાં આવી નથી. હેંગ્વાન ( Hangwan ), ઊંચા અમલદારથી છેક નીચેની નોકરી સુધી જે કોઇ લાંચ લેતો જોવામાં આવશે—પકડાશે, તેનો લાંચની રકમ કરતાં બમણો દંડ કરવામાં આવશે; અને ગુન્હાના પ્રમાણમાં તેના ઉપર ફોજદારી કામ ચલાવવામાં આવશે.

મદદ-નીશોની સંખ્યા: મુખ્ય સુબાને, નવ માણુસો નોકર તરીકે સાથે રાખવાની, સત્તા છે; તેના મદદનીશને સાત નોકરો રાખવાની સત્તા છે; અને તેના મંત્રીને માત્ર પાંચ માણુસો રાખવાની સત્તા છે; જો આ મર્યાદા તોડીને તેઓ વધારે માણુસો રાખશે તો તેમનાં નોકરોનો તથા મુખ્ય અમલદારનો દંડ કરવામાં આવશે.

### આ દફન કરવા સંબંધી નિયમો

એકસરખું કફન: રાજકુમારની પદવીના માણુસથી છેક નીચેના શોચિ (Shochi) સુધીના દરેક માણુસની કબર ઉપર સ્મરણ તરીકે નાનો પથ્થર વાપરવો જોઇશે; લટકતા છેડાઓ રાખવા માટે ધોળું વસ્ત્ર જ વાપરવું જોઇશે.

સ્મરણ-ચિહ્નના જૂના રિવાજ: જ્યારે એક માણુસ મરણ પામે ત્યારે બીજા માણુસો તેની પાછળ પોતે ગળે ફાંસો ખાઇ મરે છે, કોઇ મરેલા માણુસના ઘોડાનો ભોગ આપે છે; કોઇ મરેલા માણુસની પાછળ તેના દાગીના અને કિંમતી ચીજો કબરમાં દાટે છે; તો કોઈ મરેલાની પાછળ તેના માનમાં વાળ કાપે છે, અથવા તો પોતાની જાંઘમાં છરી ભોંકે છે અને મરેલાની ઘણી પ્રશંસા કરે છે! આવા બધા જૂના જંગલી રિવાજો છેક બંધ કરવામાં આવે છે.

કીમતી વસ્તુઓ દાટવા સામે નિષેધ: એક પુસ્તકમાં કહ્યું છે:–"સોનું, રૂપું, રેશમ, મખમલ અને રંગીન લુગડાં મરેલા માણુસ સાથે દાટવાં નહિં." વળી, મોટા પ્રધાનોથી છેક સામાન્ય લોકો સુધી કોઇને આ નિયમ તોડવાની સત્તા નથી. આ નિયમને માન આપવામાં નથી આવતું એવું કોઇના તરફથી જોવાજાણુવામાં આવશે તો મરનારનાં સગાં સબંધીઓ દંડને પાત્ર થશે.

## ૩

# શોમુ (Shomu) નાં સૂત્રોમાંથી ઈ. સ. ૮૦૦.

જે માણસો માતા પિતા તરફ નિર્દયતા દેખાડતાં હશે, નિષ્કાળજી રાખતાં હશે અથવા તેમની આજ્ઞાનો ભંગ કરતાં હશે તેમને માફી મળશે નહિં. — પિતૃ-ભક્તિ :

'બાળકોએ માબાપને માન આપવું :' એ પવિત્ર ફરજ છે. નોકરોએ શેઠને માન આપવું, સ્ત્રીઓએ પતિને માન આપવું. ભાઇ બ્હેનોએ સંપીને રહેવું તથા નાનાંએ વડીલોને માન આપવું. — સ્વામિ-ભક્તિ :

પાંચ ગૃહસ્થ કુટુમ્બોના ઉપરી "કુમિ" (Kumi) એ આ બાબતમાં ખાસ ધ્યાન આપવું. કુટુમ્બીઓના વર્તન ઉપર દેખરેખ રાખવી અને દુરાચાર થતો અટકાવવો. જો કુમિનો કોઈ એક માણસ, નોકર, ખેડૂત, વેપારી કે કારીગર આળસુ રહેતો હોય, પોતાના કામમાં ધ્યાન આપતો ન હોય તો 'બંગશિર' (Bangashira) તેને યોગ્ય સલાહ આપે; સુધરવાને ચેતવણી આપતાં જો માણસ ક્રોધ કરશે, સલાહ માનશે નહિં અને — 'કુમિ' કુટુમ્બનો વડીલ :

હઠ કરશે તો તેનું નામ "ટોશિયોટિ" ( Toshiyoti ) પટેલ ( village–elder )ને મોકલવામાં આવશે.

**લટકેલ તથા રંગીલા લોકો પર પ્રતિબંધ :** જ્યારે તકરાર અને કલહ કરનારા તથા મોડી રાત્રે લટકનારા માણસો સલાહ માનતા નથી ત્યારે તેમનાં નામ સરકારમાં મોકલવામાં આવે છે. જો કોઇ 'કયુમિ' તેમ કરવામાં નિષ્કાળજી દેખાડે તો તેને બદલે અમારે એ ફરજ બજાવવી જોઇએ. જે લોકો કુટુમ્બમાં કજિયો કરે તથા માબાપની આજ્ઞા માને નહિ તેમનાં નામો સરકારમાં નોંધવામાં આવે છે. નાચ, ગાનતાન, કુસ્તી અને નટીઓના તથા નાયિકાઓના જલસા ગામડામાં એક રાત માટે પણ ભજવવા દેવામા આવતા નથી.

**બદનક્ષી સામે સંરક્ષણ :** લોકોમાં કજિયો થાય નહિ તે માટે લઢવાની બંધી કરવામા આવે છે; જો કજિયો થાય તો બેઉ પક્ષને વધતીઓછી સજા કરવામાં આવે છે. કોઈ પણ માણસ, ગમે તેવો ખરાબ હોય તો પણ જાહેરમાં તેને ઊઘાડો પાડી નાંખવાની મનાઈ કરવામાં આવે છે. દરકોઈ બીજા માણસ વિષે જાહેરમાં ખરાબ વચનો બોલવાની મના કરવામાં આવે છે.

**પિતૃ-ભક્તિ :** પિતૃભક્તિ અને પિતાની આજ્ઞાનું પાલન એ જ ધર્મ છે. જ્યાં જ્યાં આ ધર્મનું પાલન થતું હોય ત્યાં તે પાલન કરનારનું નામ ભલામણ માટે સરકારમાં જાહેર કરવામાં આવશે.

**સામાજિક ફરજો :** 'કયુમિ'ના સભ્ય તરીકે અમે અમારાં સગાંપ્રત્યે તથા બીજા લોકો સાથે પણ સદ્ભાવ રાખીશું; અને એક બીજાના સુખમાં વધારો કરીશું; અને દુઃખો, બને તેટલાં, ઓછાં કરીશું. ઠરેલો સિદ્ધાન્ત ન પાળે તેવો કોઈ માણસ 'કયુમિ'માં હોય તો તેની જવાબદારી અમે સહુ સરખે ભાગે વ્હેંચી લેશું.

ઉપર કહેલા નિયમો માત્ર નીતિનાં દૃષ્ટાન્તોના છે; બીજી સામાજિક ફરજોની નાની વિગતો પણ તેમાં આપેલી છે: દાખલા તરીકે જ્યારે કોઈ ઠેકાણે આગ લાગે ત્યારે લોકોએ એકેક ડોલ પાણી ભરીને તે ઠેકાણે જવું; અને અમલદાર કહે તે પ્રમાણે આગને હોલવવા મદદ કરવી. જેઓ તેમ કરવામાં ગેરહાજર રહે તેમનો દંડ કરવામાં આવશે.

નાગરિક તરીકેની ફરજ: જ્યારે કોઇ અજાણ્યો માણસ પડોશમાં રહેવા આવે ત્યારે તે કયા ગામનો છે તે વિષે પૂછપરછ કરવામાં આવશે; અને તેણે કોઇની જામીનગીરી આપવી જોઇએ. કોઇ અજાણ્યા મુસાફરે મુસાફરખાનાં સિવાય બીજી કોઈ જગ્યાએ ઊતરવું ન જોઇએ.

જાહેર સલામતી ખાતર: રાત્રે લૂંટફાટ કે ચોરી થાય તેની ખબર ઘંટ વગાડીને આપવામાં આવશે; અને જે લોકો તે ઘંટ સાંભળે તેમણે મદદ માટે બહાર નીકળવું જ જોઇએ, અને ગુન્હેગારને પકડવો જોઇએ. જે માણસ આ કામમાં સહાય નહિં કરે તેને સજા કરવામાં આવશે.

---

## ૪
## નવમા સૈકાનો એક જાહેર ઢંઢેરો :—

એક જાહેરનામુ: યમાટો (Yamato)ના સાર્વભૌમ રાજાનાં—એટલે કે સાક્ષાત્ ઈશ્વરનાં વચનો સાંભળો —અમને એવા ખબર મળ્યા છે કે જે દેશ ઉપર અમે સૂર્યવંશીઓ રાજ્ય કરીએ છીએ ત્યાંથી પૂર્વમાં સોનું જડી આવે છે.

પૂર્વજોને પગે બુદ્ધના વચનના કાયદાઓ રાજ્યનું રક્ષણ કરવા સમર્થ છે; અમે સૈશો ક્યો (Saisho Kyo)નું ધર્મશાસ્ત્ર તથા રોશન બુદ્ધની પ્રતિમાઓ આ રાજ્યમાં બધા દેશોમાં મૂકવા ઇચ્છીએ છીએ; તેથી સ્વર્ગના રહેવાસી દેવોની તથા પૃથ્વીના દેવોની પ્રાર્થના (પૂજા) કરીને તથા અમારા જૂના પૂર્વજોની પૂજા કરીને, અમે બધા લોકોને એવા માર્ગમાં દોરી લઈ જઈએ જ્યાંથી પુણ્ય મળે અને પાપનો નાશ થાય; તેથી ભય જતો રહેશે અને સર્વત્ર શાંતિ સ્થપાશે.

'ખરૂ સોનું' પણ લોકો શંકા કરવા લાગ્યા કે તેમ બનશે નહિં, તેથી અમે દિલગીર છીએ કેમકે એટલું બધુ સોનું જડી આવશે નહિ; પણ ત્રણે ખજાના જોતાં આ વાતની ખાતરી થાય છે. ઈશ્વર,

જે સ્વર્ગ અને પૃથ્વી ઉપર રાજ્ય કરે છે, તેની દોરવણી અને મહેરબાનીથી તથા ભવ્ય અને બાદશાહી ભૂતપ્રેતોથી આ વાતની ખાતરી થાય છે.

પ્રજાહિત-ચિંતક રાજા : તેથી અમે હર્ષથી અને માનપૂર્વક તે મેળવ્યું છે; અને આગળ જવું કે પાછળ જવું તે વિષે સારી પેઠે મનન કર્યું છે. જે રાજા ડાહ્યો હોય અને પ્રજાનું હિત કરતો હોય તેના રાજ્યમાં આવું થાય છે. અમારા સમયમાં આ બન્યું તેથી અમે ખરેખર ઈશ્વરના આભારી છીએ; અને એવી મોટી બક્ષિસ માટે અમે યોગ્ય કે પાત્ર નથી અને લાયક પણ થયા નથી.

રાજ્યમાં પ્રજાનો હિસ્સો : આ મહાન કિંમતી ભેટ અમે એકલા જ ભોગવીશું નહિં. અમે તે નમ્રતાથી અમારી પ્રજાને લેવા દેશું. બધા રક્ષકોને અમે ડાંગરનાં ખેતરો ભેટ તરીકે આપીશું. અમે તે નમ્રતાથી મેળવિયે તે જ યોગ્ય છે. આ ભવ્ય સમયમાં તે (સોનું) જડયું તેની યાદગીરી માટે આ યુગના નામ સાથે એવો સદ્દભાગી મંગળ શબ્દ જોડશું.

દેવો અને રાષ્ટ્રસેવકો પ્રત્યે : બધા દેવોને અને તેમની પવિત્ર સમાધિઓમાં ભેટ મોકલીશું. દેવળોને કેટલીક જમીન ભેટ તરીકે આપીશું અને તે ભેટ બધા સાધુઓને તથા સાધ્વીઓને મળશે. નવાં બંધાયેલાં મંદિરોને અમે સરકારી મંદિરો તરીકે મંજૂર કરીશું. ભવ્ય કબરસ્તાન સાચવનારા રક્ષકોને બક્ષિસો આપીશું. જ્યાં જ્યાં દેશ ખાતર જીવનનો ભોગ આપનારા સ્વદેશપ્રેમીઓની કબરો હશે ત્યાં ત્યાં તેમની સેવા સ્વર્ગ અને પૃથ્વી ટકી રહે ત્યાં સુધી યાદ રહે તેવાં મોટાં ભવ્ય સ્મરણચિહ્નો મૂકશું. અને કોઈ માણસ તેમની કબરોને અપવિત્ર કરી શકશે નહિં.

છોકરા તથા છોકરીઓ પ્રત્યે રાજ્યની આશા :

અમારી પ્રજામાંથી જેમણે અમારા પ્રધાન તરીકે કિંમતી સેવા બજાવી છે તેનાં છોકરાઓને અમે બક્ષિસો આપીએ છિયે; છોકરીઓને કાંઈ આપ્યું નથી. છોકરાઓ જ માત્ર પોતાના પિતાનું નામ રાખે અને છોકરીઓ કે સ્ત્રીઓ નામ ન રાખે ? –એ એક મહત્ત્વનો પ્રશ્ન છે. અમને એમ લાગે છે કે તેઓ બન્ને સાથે સાથે કામ લાગે તેવાં છે. તેથી આજથી અમે તેમની સ્ત્રીઓ તથા છોકરીઓને બક્ષિસો મોકલિયે છીએ; તેથી તેઓ તેમના પિતાએ આપેલું શિક્ષણ વિસરી જાય નહિં અને કુટુમ્બની પ્રતિષ્ઠા ટકાવી રાખે; અને જરૂર પડે ત્યારે રાજદરબારમાં કામ લાગે.

ગરીબો પ્રત્યે :

વૃદ્ધ અને ગરીબ લોકોને અમે મદદ આપશું. પુત્ર ઉપર સ્નેહ રાખનાર લોકોને તેમના પુત્રને ડાંગરનાં ખેતરો આપવાની છૂટ આપશું.

ગુન્હેગારોને ક્ષમા આપશું; વિદ્વાન લોકોને અને લહીઆઓને સારો બદલો આપશું.

પ્રજાજનો પ્રત્યે

જેમણે સોનું શોધી કાઢ્યું છે એમને બક્ષિસ આપશું. મચિનોકુ પ્રાન્તનો સુબો, તેના અમલદારો અને છેક ખેડુતો સુધીના બધા માણસોને અમે બક્ષિસ આપીશું. રાજ્યના બધા ખેડુતોને અમે પ્રેમથી ચાહીશું.

## ૫

## શિન્ટોનું નીતિશાસ્ત્ર: ઈ. સ. ૧૨મી સદી.

(અ) નમ્રતા: નમ્રતા :

જો તમારે અમારી મદદની જરૂર હોય તો ગર્વ છોડી દો. એક વાળ જેટલો ગર્વ તમને એક મોટા વાદળાની જેમ અમારી દૃષ્ટિથી દૂર રાખશે.

—" કાસુગાના દેવની દિવ્યવાણી "

(આ) આંતર શુદ્ધિ: આંતર શુદ્ધિ :

જે અંતઃકરણમાં છે તે જો પવિત્ર ન હોય તો જે બાહ્ય દેખાય છે તેને માટે પ્રાર્થના કરવી તે અયોગ્ય છે.

—" તત્સુતની દિવ્યવાણી "

(ઇ) સત્ય: સત્ય :

તમારી ઇચ્છા પૂરી પાડવા આવ્યા છો તે તમે બધા—અસત્યથી મુક્ત, એવા પવિત્ર હૃદયથી પ્રાર્થના કરો. તમે બાહ્ય અને આંતર શુદ્ધિ મેળવો અને એક દર્પણ પેઠે સત્યનું પ્રતિબિમ્બ પાડો.

—" તેયાન તેન્ઝો દેવની દિવ્યવાણી "

હૃદયની પવિત્રતા : **(ઇ) હૃદયની પવિત્રતા:**

અંતઃકરણને ડાઘથી મુક્ત રાખવું—એ જ ઐશ્વર્ય છે. દુનીઆના માનવીઓને તે સ્વર્ગીય બક્ષિસ છે.

—' સિવા સમ્રાટને થયેલું દિવ્યજ્ઞાન "

પ્રમાણિકતા : **(ઋ) પ્રમાણિકતા:**

માણસનું પ્રમાણિક હૃદય ઇશ્વર સાથે હંમેશાં એકાકાર થયેલું રહે છે, સ્વર્ગમાં અને પૃથ્વીમાં પણ કુટિલ લોકોને ઊભા રહેવાનું સ્થાન નથી !

—" રાજકુમારને થયેલુ દિવ્યજ્ઞાન "

દયા **(ઉ) દયા:**

તમે જે અહીં દેવને પૂજો છો તે દયાનો ગુણ શિખો, ભિક્ષુકો અને કોઢવાળા દર્દીઓ ઉપર દયા રાખો. કીડી અને કણસારીઓના જીવ બચાવો, જે માણસ દયા અને દાન વધારે છે તે દીર્ઘ આયુષ્ય ભોગવે છે.

—" હાશિયત દેવની દિવ્યવાણી "



## ૬

## શિનરાનના હૃદયનો એકરાર ('Confession)

### (તેરમા સૈકામાં લખાયલું)

"અગર જો કે હું સાચા ધર્મનો આશ્રય લઉં છું તો પણ મારૂં અંતઃકરણ સાચું નથી. કપટ અને અસત્ય મારા શરીર સાથે જડેલાં છે અને મારા આત્મામાં પ્રકાશ ઝળહળતો નથી. દીનતાયુક્ત ક્ષમા-પ્રાર્થના :

"મારા હૃદયનું પાપ ઘણું ઉગ્ર છે; મારો આત્મા સર્પના ઝેરથી ભરેલો છે. મારાં સત્ય-કામો પણ તેથી (ઝેરથી) ભરેલાં છે; અને તે જુઠાણાં જેવાં કહી શકાય.

મારા આત્મામાં મારી દષ્ટિથી માણસનું હિત બરાબર જોઇ શકાતું નથી. સત્ય કામ કરવામાં હું છેક જ દુર્બલ છું. જો હું ઇશ્વરની દયાનો આશરો ન લઉં તો મારે માથે એક કલંકિત મોતે મરવાનું આવી પડે.

—એસ. યામ્બેનો અનુવાદ: "વિઝડમ ઑવ્ ધી ઇસ્ટ"

## ૭

# દેશવટામાં નિશિરની શ્રદ્ધા

## ( તેરમા સૈકામાં લખાયલું )

તપશ્ચર્યા દ્વારા આત્મ-શુદ્ધિ : તપાવીને ટીપવાથી જ લોખંડમાંથી તલવાર બની શકે છે; તેમ સંકટ અને ત્રાસદાયક જુલ્મથી અમુક જાતની શુદ્ધિ નથી આવતી ?

દેશવટો ભોગવીને મારાં બધાં પાપો હું ધોઇ નાંખીશ. દુનીઆં બેઇમાન માણસોથી ભરપૂર છે; અને એવા માણસો આજકાલ આ દેશમાં રાજ્ય કરે છે.

કસોટી પોતાનાની જ થાય છે: એમ કહેવાય છે કે જેઓ મજબૂત હોય–સંપૂર્ણ રીતે તૈયાર હોય–એવા લોકો ઉપર જ દૈવી આફત આવે છે. શાસ્ત્ર એક જાતની તીક્ષ્ણ તલવાર છે–જો તેને વાપરતાં આવડે તો; તમે બળવાન થાઓ; મનને કેળવો–શ્રદ્ધામાં અડગ રહો.

—' એમ. અનેસાકીનું અનુકરણ. '



## ૮

## કવિઓના આદર્શો

### (અ) રાજ્યભક્તિ :

રાજ્ય-ભક્તિ :

અમારા સમ્રાટને દરિયાને રસ્તે અને જમીનને માર્ગે અમે અમારી સેવા અર્પશું; સમુદ્રનાં મોજામાં અમારો દેહ સમ્રાટને ખાતર ફેંકી દેશું; અને લોહીથી ખરડાયેલી ઝાડીમાં અમારાં શરીર તજી દેવા અમે તૈયાર છીએ. અમારા સમ્રાટની સેવામાં મરવા અમે ખુશી છીએ અને તેવે સમયે જીવવા માટે એક નજર સરખી અમે પાછી નાંખવાના નથી. સામી છાતીએ લડી મરીશુ.

### (આ) પ્રારબ્ધ ઉપર ભરોંસો અને બેવફાઇ :

પ્રભુ-આજ્ઞાનો ભંગ :

હું મારા તૂટી જતા હૃદય માટે વિલાપ કરતો નથી. પણ ભાગ્યદેવીને નમું છું, પરંતુ તેં ઇશ્વરનાં પવિત્ર ફરમાનો તોડ્યાં છે; હું પ્રાર્થના કરૂં છું કે ઇશ્વર દયાથી તને બચાવે.

### (ઇ) પરિવર્તન ( એક ધર્મગુરુને ઉચ્ચ સ્થાન ( Promotion ) મળે છે ત્યારે તે કહે છે : )

ઉન્નત-પદરો :

આ દુષ્ટ દુનીઆમાં રાજ્ય કરવા હું અયોગ્ય છું જગતમાં દંભ હોય છે–ગર્વ હોય છે. પર્વતની ઊંચી ટેકરીઓ ઉપર હું એક એકાંત મઢીમાં (મઢુલીમાં) રહું એવું ઇચ્છું છું; ત્યાં હું ફકીરની કાળી કફની ઓઢીને મારૂં જીવન વીતાડીશ.

## ૯

# હિડીયોશીનાં સૂત્રો અને નીતિવચનો

### ( ઈ. સ. ૧૬૦૦ )

### (અ) નિક્કોમાં રાખેલા એક લખાણમાંથી:

ઘણો ભારે બોજો ઉપાડીને મુસાફરી કરતા હોઇએ એવું જીદગીની આ જીવન છે. તારી ગતિ ધીમી અને દૃઢ હોજો. તું ઠોકર નેઠ: ખાઇને લથડીશ નહિ.

**સંકટ ભોગવવાં એ માણસનું કુદરતી પ્રારબ્ધ જ છે અને તેમાં બડબડાટ કરવો ન જોઇએ; નિરાશ થવું ન જોઇએ. જ્યારે ઊંચે ઊછળતી મહત્ત્વાકાંક્ષાઓ જાગ્રત થાય ત્યારે તું તારા ભૂતકાળનાં દુઃખો સંભારજે.**

ક્ષમા આપવાથી શાંતિ અને સ્થિરતા મળે છે. ગુસ્સાને તારો દુશ્મન સમજ. જ્યારે તુ વિજયની આશા રાખતો હો અને તે જ વખતે તારા ઉપર દુઃખ આવી પડે તો તે એક આફત છે. તારી જાતનો દોષ કાઢતાં શિખ; બીજા ઉપર તે દોષ નાંખીશ નહિં.

ઉપપત્નીનો પ્રેમ:

(આ) પોતાની રખાત ( concubine ) 'ચોડા' વિષે, તે પોતાની સ્ત્રીને લખે છે :

પંખીઓને પાંજરામાં પૂરી દઈએ એમ અમે દુશ્મનોને પૂરી દીધા છે. તારૂં મન બરાબર સ્વસ્થ રાખજે. હું મારા પુત્ર શાહજાદાને મળવા ઇચ્છા રાખું છું; પણ ભવિષ્યનો વિચાર કરતાં હું તે ઇચ્છાને તાબે થતો નથી.

હું મારી તંદુરસ્તી સાચવું છું.

હું બધા માલેકોને કહું છું કે તેઓ પોતાની પત્નીઓને તેડાવે, અને હું મારી 'ચોડા' ને તેડાવવા ઇચ્છું છું. તેની મુસાફરી માટે ગોઠવણ કરજે; અને તેને કહેજે કે તારાથી જરાક જ ઊતરતા સ્થાનમાં તે મારી પ્રિયા છે!

— જી. બી. સેમ્સને રચેલા 'જાપાન' ગ્રંથમાંથી.



## ૧૦

# સત્તરમા સૈકામાં જાપાનીઓની નીતિ

*સત્તરમા સૈકાનું જાપાન :*

તેમના ઉપર રાજ્યસત્તાનો દાબ વધારે છે; તેઓ એક-સંપીલા છે. ઇશ્વરને-દેવોને ઉપહાર અર્પવાની તેમને કેળવણી મળેલી છે. કાયદાને માન આપવું, પોતાના માલિકને તાબે રહેવું અને પોતાના પાડોશીઓ તરફ પ્રેમ અને પૂજ્યભાવ રાખવો. સભ્ય, માયાળુ, હિંમતવાન, સદ્દગુણી અને ઉદ્યોગી અને કળાવાન-એકંદર બધી પ્રજાથી ચઢીઆતા જાપાનીઓ છે. તેમનો દેશ ઉત્તમ છે, પોતાના હુન્નર અને વેપારથી તેઓ સમૃદ્ધ થયા છે અને પોતાના દેશમાં જોઇતી બધી જ વસ્તુઓ તેઓ મેળવી શકે છે.

—"કેમ્પર"માથી ઉદ્ધૃત.

# ૧૧
# રાજદ્વારી આદર્શ

વર્તમાન જાપાનનો રાષ્ટ્ર-આદર્શ : ઈ. સ. ૧૯૨૮ માં રાજ્યાભિષેક વખતે પ્રગટ કરેલો મુસદ્દો નીચે પ્રમાણે છે :

'પ્રજામાં કેળવણી ફેલાવવાનો અમારો ઉદ્દેશ છે; લોકોની આધિભૌતિક અને નૈતિક પ્રગતિ એવી સરસ થવી જોઇએ કે આંતર-વ્યવસ્થામાં સંપ અને સંતોષથી કામ ચાલે, સત્તા અને સમૃદ્ધિ ટકી રહે; બાહ્ય સંબંધો, આંતરરાષ્ટ્રીય સંબંધો એવી રીતે સાચવી રાખવા જોઇએ કે બધી પ્રજા સાથે મિત્રાચારી રહે; અને તેથી દુનીઆમાં સંપ રહે તથા માનવ-જાતનું સુખ કાયમ ટકી રહે. અમારી પ્રજાને અમે એકસંપ થવાની હાકલ કરિયે છીએ. તમે સાર્વજનિક સુખમાં અંગત સુખનો ભોગ આપો; બધા એકમત થઇ કામ કરો; અને અમારા આદર્શો સિદ્ધ કરવામાં મદદ કરો.

'એવી રીતે અમે અમારી ભવ્ય પ્રણાલિકા (Tradition) સાચવી રાખશું અને તેમાં સંગીન વધારો કરશું; તથા સાચા હૃદયથી-સાચી નિષ્ઠાથી અમારા પિતૃઓના સ્વર્ગીય આત્મા માટે પ્રજાનું હિત સાચવીશું.'*

* સાંપ્રતમાં ચીન સ્હામે આક્રમણ કરનાર જાપાને આ આદર્શોને આઘા ફેંકી દીધા જણાય છે. —અનુવાદક.

## ૧૨

# જાપાનની કહેવતો

*

અગર જો કે તમે દરવાજા મજબૂત રીતે બંધ રાખશો તો પણ સંકટો તેમાં પ્રવેશ કરશે જ. જાપાનની કહેવતો:

*

આઠ માણસો જે ગામમાં રહેતા હશે ત્યાં પણ સ્વદેશભક્તિ તમે જોઈ શકશો.

*

બીજો શબ્દ બોલવાથી કજિયો ઊભો થાય છે.

*

જે ઘરમાં સિતારના સૂરો આખો દિવસ સંભળાતા હોય ત્યાં રસોડામાં ભાત ખૂટી પડે છેઃ ત્યાં ભૂખમરો આવે છે.

*

આંધળાને મન બધા રંગો સરખા જ હોય છે.

*

જ્યારે લડાઈ પૂરી થઇ જાય ત્યારપછી ઝાડ કાપીને લાકડી બનાવવી તે નિરર્થક છે.

*

સદ્ગુણ પાસે પૈસાની પુંજી હોય છે.

*

હજારો દુષ્ટ દૈત્યો કરતાં એક ખરાબ વહુ ( Daughter in-law ) કુટુમ્બમાં વધારે દુઃખદાયક છે.

*

સદ્ગુણી માણસોની આંખોમાં કપટ હોતું નથી; તેમના હોઠ ઢીલા પડી ગયેલા હોતા નથી. તેમને મોં ઉપર કાબુ હોય છે. જે શિકારી બે સસલાં પકડવા દોડે છે તે એકને તજી દે છે, અને પેલું બીજું નાસી છૂટે છે. એ રીતે તે બેઉયે ખુવે છે.'

*

જરૂર વિનાની વસ્તુઓ જે ખરીદ કરે છે તેને જરૂરી ચીજો વેચી નાંખવાનો વખત આવે છે. બીનજરૂરી ખર્ચ ન કરવો જોઇએ.

*

જો હંમેશાં સૂર્ય પ્રકાશતો હોય તો વરસાદની આશા કોણ રાખે ?

*

બળવાન હોવું અને ઉદ્ધત ન હોવું-એ બે સાથે બની શકે નહિં.

*

સૌથી વધારે દુષ્ટ માણસને સંતોની પવિત્ર દેહરીનો માર્ગ સૌથી વહેલો જડે છે.

*

જ્યારે બધા લોકો મોરનાં સુન્દર પીછાં જોઇ તેને વખાણવા લાગ્યા ત્યારે બધાં પંખીઓ બોલી ઊઠ્યાં :

'તમે તેના પગને તો જુવો ? કેવા પાતળા ને કદરૂપા છે !' અને તેનો અવાજ પણ કેવો ભયંકર !'

*

વર્ષના આરંભમાં જ આખા વર્ષની યોજના તૈયાર કરો.

*

તમારી પત્નીને પ્રથમથી જ સુધારો.

*

જુઠાણાને પગ નથી; પણ તે નિન્દાની પાંખે ઊડે છે.

*

દુઃખની પાછળ પાછળ જવું નહિ, કેમકે તે પોતાનું મોં ફેરવી સામું આવી પડશે !

*

શિકાર બજારમાં રહેલો છે—સોંઘો છે, પણ ખેતરમાં તે વધારે મીઠો લાગે છે.

*

લુચ્ચાઈ અને ગર્વ—એ બેઉ તલવાર બાંધી શકે તેવાં નથી. બેઉ સાથે રહી, એક પક્ષમાં વિજય લાવે તેવાં નથી.

*

સર્પ, મીઠાં વચન બોલનાર માણસ અને સ્વચ્છંદી સ્ત્રી–એ ત્રણેને હંમેશાં ત્યજી દો.

*

જો તમે બુદ્ધને ભજો તો હંમેશાં તેને જ વળગી રહો.

*

જો માણસ સોનું ચોરે તો તેને કેદમાં પૂરવામાં આવે છે: પણ જો તે જમીન ચોરી લે તો તેને રાજા થાય છે!

*

ખરાબ કુંભારના ચાકડા ઉપરથી કદાપિ સુન્દર ઘડો ઊતર્યો છે?

*

મહાન પુરુષોનું હૃદય ગુપ્ત રહસ્યની કબર જેવું હોય છે.

*

સ્ત્રીની જીભ એક જાતની એવી તલવાર છે કે તેને કદાપિ કાટ લાગતો નથી.

*

સારો ઉંદર પોતાના દરના બારણા પાસે બેસીને અનાજના દાણા ખાતો નથી.

*

સાત વખત પડો, તો પણ આઠમી વખત ઊભા થજો!

*

ઠંડી ચહા પીવાનું અને ઠંડા ભાત ખાવાનું સહન કરી શકાય છે; પણ ઠંડી નજર અને ઠંડા શબ્દો સહન

**થતા નથી.** (સ્નેહવગરનાં વચનો સંભળાતાં નથી; અને ભાવવગરના ચ્હેરા જોવા ગમતા નથી.)

*

જ્યારે માછલી ન હોય ત્યારે બગલું પણ ભક્ત લેખાય છે.

*

જે પંખી બિચારૂં જાળમાં સપડાઈ જાય છે તે પારધિના મનથી 'સારૂં' ગણાય છે. તેમ જે છેતરાઇ જાય તે લુચ્ચાની દષ્ટિમાં 'સારો' ગણાય છે.

*

ડહાપણ વગરની વિદ્વત્તા, ગધેડાની પીઠ ઉપર પુસ્તકો ખડકેલાં હોય તેવી છે.

# પ્રકરણ ૭ મું

## ગ્રીક લોકોનું નીતિશાસ્ત્ર

" બધી વસ્તુઓનું માપ માણસ પોતાની અક્કલ પ્રમાણે કાઢે છે. "

—પ્રોટેગોરસ.

### ૧

ઇતિહાસ-ની પશ્ચાદ્ ભૂમિ:

ગ્રીક લોકોના નીતિશાસ્ત્રનો અભ્યાસ કરવા માટે નીચે પ્રમાણે તેની પશ્ચાદ્ભૂમિકા સમજવી જોઇએ. મિનોનીના પતન પછી મિસિનીસીનિઅન સંસ્કૃતિ પછી, થોડો સમય ' અંધાર-યુગ 'નો આવી ગયો હતો; તે દરમિયાન જમીનદાર લોકો નાના રાજાઓ થઈ પડયા હતા.

આ સમયે-એટલે કે ઇ. સ. પૂર્વે નવમા અને દસમા સૈકામાં-ઉત્તર તરફના લોકોના ઉપરાઉપરી હુમલા થતા હતા. તેથી ઈજિયન (Acgen) લોકો વધારે બળવાન થયા હતા. બીજાં બસો (૨૦૦) વર્ષ સુધી આવી સ્થિતિ ચાલુ રહી હતી.

શોધખોળ અને સાહસના આ યુગમાં ગ્રીકોમાં નાનાં નગર-રાજ્યો ( City-States ) અસ્તિત્વમાં આવ્યાં. તેઓ સ્વતંત્ર હતાં અને તેમનામાં માત્ર ધાર્મિક અને સાંસ્કૃતિક એકતા હતી. જૂના જૂના સમયનાં ડેલ્ફી અને ઓલિમ્પિયાને તેઓ પવિત્ર માનતા હતા; ત્યાં અને બીજાં સ્થળોમાં કસરતના અખાડા અને સંગીતના જલસા થતા હતાઃ તેમાં માત્ર ગ્રીક લોકો જ ભાગ લેતા હતા; તેથી રાષ્ટ્રીય ભાવના સારી ખીલી હતી; અને તેઓ અમુક શહેરના મૂળ વતનીઓ છે એવું અભિમાન રહેતું હતું. નગર-રાજ્યનો યુગ:

ઇ. સ. પૂર્વે સાતમા અને છઠ્ઠા સૈકામાં પેલા ટોળાના ઉપરીઓ—જેઓ પહેલાં વંશપરંપરાથી આવેલા હતા—તેમની જગ્યાએ નવા જુલ્મી સરદારો આવ્યા. તેમણે શહેરની સંસ્કૃતિ અને સમૃદ્ધિ વધારી, અને છઠ્ઠા સૈકામાં ગ્રીક લોકોની કળા ઉન્નતિના શિખરે પહોંચી હતી. આ વખતે ગ્રીક લોકોનું તત્ત્વજ્ઞાન પણ અમુક શોધખોળ ચલાવવામાં વપરાતું હતું. નવાં નવાં સાહિત્યનાં ક્ષેત્રોમાં નવા અખતરાઓ યોજવામાં આવતા હતા. વંશ-નાયકોનો યુગ:

પાંચમા સૈકામાં ગ્રીક લોકો ઉપર પર્શિઆના લોકો પૂર્વમાંથી હુમલાઓ કરવા લાગ્યા; અને પશ્ચિમમાંથી ચીનાલોકો હુમલાઓ કરવા લાગ્યા. તે સમયે પેલા જુલ્મી સરદારોનો અધઃપાત થયો હતો; ને તેમના રાજ્યમાં લોકશાસન સ્થપાયું હતું. એટલે તે વખતે ગ્રીસમાં સ્વતંત્રતા અને વ્યક્તિવાદ પૂર જોસમાં ચાલતાં હતાં. પણ તેનું કુદરતી પરિણામ એ આવ્યું કે તેઓ એકસંપ કરીને શત્રુઓનો સામનો કરી શક્યા નહિ. વ્યક્તિવાદને લીધે ફાટફૂટ:

ગ્રીસનું સર્વોપરિપણું: ઇ. સ. પૂર્વે ૪૯૦ માં મેરેથાન (Marathon) નો વિજય; ઇ. સ. પૂર્વે ૪૮૦ માં (Salamis) નો સલામિસ વિજય અને ઇ. સ. પૂર્વે ૪૭૯ માં પ્લેટા (Plataea) નો વિજય–એ ત્રણ સ્થળે વિજય મળવાથી ગ્રીસ વધારે શક્તિવાન છે એમ સિદ્ધ થયું.

એથેન્સ સામે સ્પાર્ટાનો વિજય: પછી પાંચમા સૈકાનો ઉત્તરાર્ધ આવ્યો. તેમાં ગ્રીક લોકોની સંસ્કૃતિ બહુ જ આગળ વધી. તે વખતે પેરિકલીઝ એક આગળ પડતો મહાપુરુષ હતો. ડેલોસ (Delos) નાં સંયુક્ત રાજ્યોનું મુખ્ય મથક એથેન્સ થયું હતું તે એકદમ આગળ પડતું ગણાવા લાગ્યું; અને ઇ. સ. પૂર્વે ૪૪૬ માં એથેન્સ અને પેલોપોનીસસ વચ્ચે ૩૦ વર્ષની સુલેહના કરારનામાં લખાયાં; પણ ઇ. સ. પૂર્વે ૪૩૧ માં વળી પાછો વિગ્રહ શરૂ થયો અને તેમાં સ્પાર્ટા (Sparta) નો વિજય થયો, અને એથેન્સ એક સામ્રાજ્ય બાંધવા જે યત્નો કરતું હતું તે સહુ ધૂળમાં મળ્યા.

પ્રસિદ્ધ ગ્રંથકારોનો યુગ: આ સમયે મોટા નાટકકારો યુરિપીડીઝ અને એરિસ્ટોફેનિસ પોતાનાં નાટકો ભજવી પ્રસિદ્ધ થયા હતા; થ્યુસિડાઇડીસ નામે એક ઇતિહાસકાર પ્રસિદ્ધિ પામ્યો હતો અને જગતનો આદર્શ મહાન પુરુષ સોક્રેટિસ પણ આ સમયે પ્રસિદ્ધિ પામ્યો. આ સમય વ્યક્તિવાદનો હતો અને પ્રમાણભૂત ગણાતી જૂની બાબતો ઉપર તર્ક અને શંકાઓ કરવામાં આવતાં હતાં. તે વખતે ઊભી થયલી કેટલીક શંકાઓનું સમાધાન હજી સુધી થઈ શક્યું નથી; પણ તે સમયના મહાન ગુરુઓની પ્રેરણા એક મહાન બળ અને પ્રતાપ ફેલાવતી હતી.

'હિલેનિસ્ટિક' યુગ: ઇ. સ. પૂર્વે ચોથા સૈકામાં થિબિઝ નેતા થયો; અને બીજા સ્થળના લોકો તેની ઇર્ષા કરતા હતા; આખરે ઇ. સ. પૂર્વે

ઈ૧૯–૨૩૬ સુધીમાં ફિલિપ અને એલેકઝાન્ડર ( સિંકદર ) ની સરદારી નીચે મેસીડોનિયન લોકોએ ગ્રીસ બધું જ તાબે કરી લીધું. અને પછી જે યુગ ચાલુ થયો તેનું નામ 'હિલેનિસ્ટિક ( Hellenistic ) યુગ.'

સિકંદરનાં સ્વપ્નાં:

તે સમયે જૂના એથેન્સના વિચારો જગતમાં સર્વમાન્ય કરવાનો ઇરાદો ગ્રીક લોકોના મનમાં હતો. સિકંદરનો ગુરુ એરિસ્ટોટલ હતો; પણ એલેકઝાંડર સિકંદર પોતે સોક્રેટિઝને પણ પોતાનો ગુરુ માનતો હતો, યુરિપીડિઝના લખાણમાંથી તે પ્રેરણા મેળવતો; અને પૂર્વ તથા પશ્ચિમ એક કરવાનાં સ્વપ્નાં સેવતો હતો.

જ્ઞાનપ્રાપ્તિનાં સાધનોની શોધ:

આવો પ્રતાપી યુગ આશરે સાતસો વર્ષ ચાલ્યો હશે; તે વખતે ગ્રીક લોકોએ જ્ઞાનપ્રાપ્તિના ઊંચા આદર્શો વિકસાવ્યા ને જગતના ઇતિહાસમાં નોખી જ ભાત પાડવા માંડી. શોધખોળનો પ્રેમ, ગણિતશાસ્ત્ર ઉપર દૃઢ આસક્તિ અને તત્ત્વજ્ઞાનનો શોખ–ગ્રીક લોકોએ ખૂબ કેળવ્યો; અને બીજી પ્રજાઓને પોતાનો નમૂનો દેખાડયો. તેમણે શહેરી ફરજોનું ભાન કરાવ્યું. થ્યુસીડીઝના ઇતિહાસમાં આ બધું આવે છે.

રાષ્ટ્રભાવનાનો આદર્શ:

રાજ્યભક્તિ અને રાષ્ટ્રીય એકતાના આદર્શો દેખાડ્યા. અને દરેક વ્યક્તિને મિતાહાર અને આત્મસંયમના કિંમતી પાઠ શિખવ્યા. ન્યાય અને એકસંપ જે ગ્રીક લોકોમાં આ વખતે જોવામાં આવતાં હતાં તે ભવિષ્યની પ્રજાને નમૂનારૂપ બન્યાં.

## ૨

**ભૂસ્તર-વિદ્યાનું જ્ઞાન:**

હિંદમાં અને ગ્રીસમાં ભૂસ્તરવિદ્યાની શોધખોળથી જૂના દટાયેલા અવશેષો જડે છે. હોમરના સમયના "આયોનીઅન" લોકોને પોતાની આસપાસના તથા પ્રદેશમાં શું હતું એ વિશે બહુ ખબર નહોતી, અને તેવી જ રીતે હિંદ ઉપર ચઢી આવનાર આર્યનો વિશે પણ કહી શકાય કે તેમને સિંધુ નદીની ખીણની જૂની સંસ્કૃતિનું ચોક્કસ જ્ઞાન થયું ન હોતું. દરેક યુગમા ચઢી આવનાર લોકો તે દેશના વતનીઓ પાસેથી ઇશ્વર અને દેવની મૂર્તિ વિશે કાંઇક શિખતા, લોકવ્યવહાર શિખતા અને જાતિનિયમો પણ શિખતા હતા. તોપણ તેની પાછળ ભૂતકાળના મહાન બનાવો અણઉકેલ્યા રહેતા હતા.

**હોમરના કાવ્યો વથા વેદ:**

હોમરનાં કાવ્યોના સમયથી ગ્રીકલોકોનો ઇતિહાસ શરૂ થાય છે; અને હિંદુઓનો ઇતિહાસ વેદના સમયથી શરૂ થાય છે. તે બેઉ સંગ્રહો આશરે ઇ. સ. પૂર્વે એક હજાર વર્ષ પહેલાં થયેલા હતા. અને તે બે માં ઘણી બાબતો આવે છે. પહેલાં લડાઇના મેદાન ઉપર અને રાજદરબારમાં ગવાતી જૂની કવિતાના નમૂના તેમાં આવે છે.

તે વખતના સાંસારિક જનસમુદાય માટેના આદર્શો આવા ગ્રંથોમાંથી જડી આવતા, તેમાં ઊંચા અને ઉદાત્ત ચરિત્રો છે, તથા નીચ અને હલકાં પણ આવે છે. જૂનાં હિંદી (Indian) **પુસ્તકોમાં કપટી અને નિષ્કપટી માણસો એવા ભેદ પાડવામાં આવે છે; તેમ ગ્રીક પુસ્તકોમાં 'પોતાના આત્મા તરફ સાચા' અને 'આત્માને છેતરનારા' એવા બે વર્ગના માણસો વચ્ચે ભેદ સમજાવવામાં આવ્યો છે,** નવાં આવેલાં ટોળાંઓ પોતાની આ મેળવેલી ભૂમિ ઉપર પ્રેમ રાખે છે અને તે પિતૃ-પ્રેમ જેવો પવિત્ર પ્રેમ છે, 'આ દેશ જીતવામાં ઇશ્વર આપણને મદદ કરે છે' એમ તેઓ માને છે. સાંસારિક તથા નૈતિક આદર્શો.

તેમાં વર્ણવેલા દેવો ઘણા બહાદુર છે, પણ કેટલીક વાર તેઓ પોતાના પૂજકો કરતાંય નીતિમાં વધારે ઊતરતા અને નબળા દેખાય છે. તેઓ કોઇવાર ન્યાય કરતા ને કોઇવાર અન્યાય કરતા ને દુષ્ટો ઉપર વેર લેતા ઇન્દ્ર મદ્યપાન કરતો. ઝીયસ ( Zeus ) એક લડવૈયા જેવો લાગે છે અને ઘણાં વર્ષો સુધી કવિઓ અને તત્ત્વજ્ઞ લેખકોએ દેવતાઓનાં કામ નીતિવાળાં છે એમ દેખાડવા પ્રયત્નો કર્યા, અને જેમણે સત્ય કહ્યું કે જે નીતિમાન નથી તેમને સજા સહન કરવી પડી હતી. તેમના દેવો.

હોમરના કાવ્યમાં ઊંચા આદર્શ માટે ઝંખના રહેલી છે. જૂના અને નવા ધર્મોનું એકીકરણ જે રીતે થાય છે તે રીતનું સ્વરૂપ તેમાં આવે છે **દેવોની પાછળ અને દેવોની ઉપર સત્તા ભોગવતું વિધિ ( નસીબ ) 'Moira'' જેવું એક ગહન તત્ત્વ છે.** તે હમેશાં વ્યક્તિત્વ વગરનું છે અને તેને 'ઇશ્વરની ઇચ્છા' જેવું સૂક્ષ્મ તત્ત્વ કહેલું **છે.** હોમરનું કાવ્ય

ઋગ્વેદ — ઋગ્વેદમા કહેલા ' ઋત ' ( Rita ) જેવું તે છે, તથા તેથી કોઇક જુદુ પણ કહી શકાય કેમકે વરુણ જેવો કોઇ દેવ હમેશાં નીતિમાન જ હોય એમ કહી શકાતું નથી, અને તે જ હમેશાં ' ઋત ' ( Rita ) ને પોતાના તાબામાં રાખે એવું બનતું નથી, પણ ' ઋત ' એક જાતનું આધિદૈવિક સત્ય છે અને પોતે નીતિમય વ્યવસ્થારૂપ છે

પાપ કોની જવાબદારી ? — માણસો પોતાના દુ ખ માટે પોતે જ જવાબદાર છે એવં ભાવના ક્રમે ક્રમે વધતી જાય છે ઝીયસે ( ગ્રીકદેવ ) એ ઠેકાણે એમ કહે છે કે "નીતિવાન ગણાતા માણસો અમને દેવો આળ ચઢાવે છે, અમુક પાપ પ્રથમ અમે કર્યું એમ તેએ શોધી કાઢે છે, પણ એમ કરવાથી તેઓ અજ્ઞાનથી પોતાન દુ ખમાં વધારો કરે છે " આ લખાણનો ભાગ ઘણો જ જૂન છે, અને પાછળના પુસ્તકોમાં એવું સ્પષ્ટ કહેલું છે કે માણસન દુ ખને માટે દેવો કે નસીબ ( Fate ) જવાબદાર નથી, પણ માણસનું પાપ જ જવાબદાર છે તે દુ ખ લાવે છે. આ દષ્ટિએ જોતાં, ગ્રીક લોકો પોતાના સમકાલીન હિન્દુઓ કરતાં નીતિને ભાવનામાં ઘણા આગળ વધેલા છે.

પ્રાચીન સંસ્કૃત સાહિત્ય — જૂના સમયના કાવ્યોમા પ્રાથમિક સંસ્કૃતના ખરાં લક્ષણો જેવામાં આવે છે—અતિથિઓ નો સત્કાર, રાજ્યભક્તિ, હિંમત, ઉદારતા—આવા ગુણોના સમુદાયમાંથી જ ગ્રીક લોકો જગતને અને માનવજાતને ઉંચા સંસ્કારવાળા બીજભૂત ગુણો વારસામાં આપી ગયા છે. તો પણ, એટલુ કહેવું જોઇએ કે મહા કાવ્યોમાં વર્ણવેલા વીરપુરુષો ઉદાર છે અને કપટી પણ છે, શરીરબળમાં ઘણા શૂરવીર છે પણ નૈતિક હિંમત જરાય દેખાડી શકતા નથી. પોતાના કુળની આબરૂ માટે તેમને અહુ લ ગણી

થઈ જાય છે; અને કોઈવાર તે આનરૂ ઉપર સ્હેજ વારમાં પાણી ફરી જાય છે ( કલ ક ચેટિ છે ). જે વખતે સંક્રાન્તિ યુગ ચાલતો હતો તે સમયે તેઓ રહેતા હતા.

ગ્રીક આદર્શ વીરો:

તેમની લ ગણીમાં ગોટાળાનું તથા તેમની નીતિની ભ્રષ્ટતાનું કારણ એવું હતું કે તે વખતે લડાઈઓ થતી હતી. તે લાંબા વખત સુધી ચાલતી હતી. અને હાલના માણસોમા પણ એવુ જ જોવામા આવે છે. ગ્રીક લોકો લુચ્ચા ઓડીસીઅસના દૃષ્ટાન્ત લઈ કામ કરતા હતા; અને કોઈ વાર સાદા અને પ્રમાણિક એકિલીઝનું દૃષ્ટાન્ત લઈ વર્તન ઘડતા હતા. ‘ઓડેસી ’ના મુખ્ય પાત્રો આપણને પસંદ પડે તેવાં નથી. “ તેમાં એક લુચ્ચી ને કાવત્રાખોર વહુ છે; ઓડેસીસ ઠંડો મગરૂર અહંકારી માણસ છે અને તેનો છોકરો ચાંપલો ને ઢોંગી છે ”–એવો એક ભાષાન્તરકારનો મત છે.

હોમરનો યુગ:

તોપણ એકંદરે જોતા, હોમરનો યુગ ગ્રીસના ઇતિહાસમા શક્તિશાળી અને નીતિમાન યુગ ગણાય છે. તે વખતે મિત્રો સારા અને વફાદાર હતા ને દુશ્મનો ઘણા દ્વેષી ને ડંસીના હતા. તે સમયે વાણીમાં અને કાર્યમાં સંયમ અને નિયમિતતા હતી, જેથી વખત જતાં એક જાતના “ સુંદર સુમેળ ”ની ભાવના ( metron ) વિકસી; અને ગ્રીક આદર્શમાં તેને ઉંચું સ્થાન મળ્યું. સામાજિક બંધન તોડનારને બદલો આપનાર શિક્ષાદાત્રી દેવી ( Nemesis )ની કલ્પના અને માનાર્હ વ્યક્તિઓને માન આપવાની ભાવના–એ યુગલ ભાવનાઓ ક્રમે ક્રમે વિકાસ પામવા લાગી. **સામાજિક તથા ધાર્મિક ફરજો તોડવાની રાક્ષસી વૃત્તિને ગ્રીક લોકોએ હુબ્રિસ (hubris) નામ આપ્યું છે.**

ગ્રીક ભાવનાના પર્યાય શબ્દો: પણ જે યુગમાં ઈશ્વર અને માણસની કલ્પના જુદી હોય તેમાં આ ભાવનાઓના પર્યાય શબ્દો જડતા નથી, જેમકે ગ્રીક લોકોએ "સોફ્રોસિન" ( sophrosyne ) વૃત્તિ કહેલી છે; તેમાં ગંભીરતા, નમ્રતા, વિવેક વગેરે બીજભૂત ગુણોનો સમાવેશ થાય છે; અને તે, વખત જતાં એક મહાન ગુણ લેખાય છે.

'લડાઇમાં ભવ્યતા': એવો જ એક શબ્દ 'arete' 'અરેટી' છે. તેનો અર્થ "લડાઈમાં કે સુલેહના વખતમાં સંપૂર્ણ—અખંડ ભવ્યતા" એવો થાય છે. કેમકે સારો માણસ સારો લડવૈયો પણ હોવો જોઇએ. પોતાના દેશને અને કુટુમ્બને વફાદાર હોવો જોઇએ. અને અડગ દુશ્મન હોવો જોઇએ.

'શૌર્ય'માં-થી સદ્ગુણ-નો અર્થ: સદ્ગુણની આપણી ભાવના બદલાઇ ગઈ છે; ગ્રીક લોકોની પણ સદ્ગુણની ભાવના વખત જતા બદલાઇ હતી; અને હાલ તો સદ્ગુણ શબ્દમાં "શૌર્ય"નો અર્થ મુદ્દલ રહ્યો નથી. અગર જો કે—" Virtue " એ લેટિન શબ્દમાં મૂળ ( Vira, strength ) 'બળ,' એવો જ અર્થ ઉદ્દિષ્ટ છે.

'સત્ય'નાં વખાણ: સત્ય અને ન્યાય વિષે નવો મત પ્રગટ થાય છે. એકિલિઝ એક ઠેકાણે કહે છે: " **જે માણસ મનમાં એક વાત ગુપ્ત રાખે છે તે વચનવડે કાંઈ બીજું જ કહે છે, તેને હું નરક જેવો ગણી ધિક્કારૂં છું.**" તેમ છતાં અસત્ય ( જુઠાણું ) બોલવાની લોકોને ટેવ પડી હતી. પર્સીયાના લોકોને સત્ય કહેવાની ટેવ પડેલી હતી. અને હેરોડોટિસ નામે ગ્રીક ઇતિહાસકાર એ માટે પર્સીયન લોકોનાં વખાણ કરે છે; તેથી એમ લાગે છે કે ગ્રીક લોકોમાં એ ગુણ મોટા પ્રમાણમાં જોવામાં આવતો નહોતો. પછી ધીમે ધીમે ગ્રીક લોકો સમજવા લાગ્યા કે લુચ્ચો ઓડીસસ બહુ પ્રશંસનીય અને આદર્શભૂત ગણાય નહિં.

જૂના ધર્મ અને નીતિના આચારને નિન્દી કાઢનાર પહેલો મહાન પુરુષ પ્લેટો થયો. તેણે ભાર દઇને કહ્યું કે દરેક બાબત જેટલે અંશે સત્ય છે તેટલે અંશે જ સારી છે—પછી તે દેવ વિષે હોય સેન્ટ પોલ અને અશોક જેવા મહાન પુરુષો પણ સત્ય બોલવાની શિખામણ આપી ગયા છે. તો પણ જગતમાં જૂનો રિવાજ હજી ચાલુ છે—"જૂઠું બોલવાથી મળે તે લાભ વધારે મીઠો લાગે છે"—એમ એકિલિસ કહેતો હતો. પ્લેટોની 'સત્ય'ની ફિલસુફી:

જૂના હોમરના કાવ્યમાં આપણે વ્યવસ્થિત નીતિ જોઇ શકતા નથી—અને તે જોવા મહેનત કરીએ તો તે હાસ્યપાત્ર છે. તો પણ આપણે એમ ન માનવું જોઇએ કે હોમર 'એજિસ્થિસ' નામના ખૂનીને નિર્દોષ અને બિનગુન્હેગાર કહેતો હતો. જે યુગમાં ગ્રીસમા સ્ત્રીઓનું માન સચવાતું હતું અને બાળકોને પહેલાં કરતાં સારી રીતે રાખવામાં આવતાં હતાં—તે યુગનાં કીર્તિગાન ગાઇને હોમર સંતોષ અનુભવે છે. ને હોમરના વખતનાં માનવીઓ સાદી અને સીધી રીતે વાત કહી દેતાં હતાં. હોમર-કાલીન નીતિ:

ઇશ્વર તરફથી મળે છે. અહંકારને દંડ સહન કરવો પડે છે; કેમકે અહંકારથી જે દુઃખો આવી પડે છે તેમાં કેટલીકવાર વ્યક્તિઓ અને પ્રજાઓ સંડોવાય છે.

'હેસીઅડ'નું કાવ્ય: સાતમી સદીમાં "હેસિઅડ" લખાયું. હેસિઅડના ભાઇ પર્સીસ ( Perses )ને ઉપદેશ આપવા માટે તે લખાયું હતું. તેને ગાદીપરથી–વારસાહક્કમાંથી કાઢી નાંખવામાં આવ્યો હતો. 'હેસિઅડ'ના સમયથી કાંઇક સાધારણ, પરન્તુ વધારે સ્પષ્ટ નીતિની ભાવના શરૂ થઇ છે. પહેલાંનો વીરયુગ ગયો અને ઘરગથ્થુ, રોજનું જીવન શરૂ થયું. લડાઇએ ઘણી ખરાબી કરી હતી; ને જીવનમાં પહેલાં જેવાં ઉલ્લાસ અને ખુશાલી રહ્યાં નહીં. રાજદરબારો અને ભવ્ય મેળાવડાઓ ગયા; પછી તો ઓટીઆનાં સફો ને ઉજ્જડ વેરાન રણ રહ્યાં; અને મધ્યમવર્ગના લોકોનું જીવન કઠણ હાડમારી ભરેલું થયું. માણસો ખરાબ થવા લાગ્યા ને કુદરતનો દોષ કાઢવા લાગ્યા.

પછી કવિ તેમને ઘરગથ્થુ ઉપાય દેખાડે છે:—

હિતકર બોધ: "કામ કરવામાં કાંઇ શરમ નથી. આળસુ રહેવામાં શરમ છે. આળસુ ન રહો. કામ કરવાનું ચાહો–રસ્તો પ્રથમ તો લાંબો, ઊંચો અને કંટાળાવવાળો લાગે છે; પણ ટેકરીની ટોચ પર ચઢયા પછી, એ ઘણો અનુકૂળ થાય છે."

'હેસીઅડ'ની કવિતા: અહીં હેસિઅડમાં ખરી કવિતા ઝળકે છે; અને નીતિ પણ દેખાય છે. તેણે ન્યાયની પ્રશંસા ખૂબ કરેલી છે. 'ઝીયસ' દેવની પુત્રી તે ન્યાયદેવી; તે આવતાં વિલંબ કરે છે પણ તે અવશ્ય આવે છે અને પાપીને દંડે છે.

**ચાર યુગ:**

માણસો હાલમા તો લોખંડી યુગમાં ( કળિયુગમાં ) રહે છે. 'પહેલાં તેઓ સુવર્ણ યુગ ( સત્ય યુગ ) માં રહેતા અને સંપથી સુખમાં રહેતા. પછી તેઓ રજતયુગ ( દ્વાપર ) માં રહેતા, તે વખતે તેઓ બહુ ઉદ્ધત થયા અને ઝીયસ દેવે તેમને મારી પેઠે પીાઇ નાખ્યા; અને પછી 'બ્રૉન્ઝ' યુગ (ત્રેતાયુગ) માં તેમની જગ્યાએ જંગલી જાતિઓ વસવાટ કરવા આવી; તેમની પછી મહાન વીર પુરુષો આવ્યા, ને તે બધા થિબિઝ (Thebes) લોકોની સાથે લડાઇમાં ખપી ગયા; હવે તો તેઓ સ્વર્ગભૂમિમા રહે છે. હવે કળિયુગમાં સારું અને ખરાબ-મિશ્ર થઈ ગયુ છે; અને ઉદ્ધતાઇ પાછી સત્તા જમાવવા મથે છે; અને પૂજ્યભાવ જગતમાં વિસરાતો જાય છે. ગ્રીક લોકો ફરીથી ભાર દઇને એક વાક્ય કહે છે: "માણસે ડહાપણથી માણસના અને માણસાઇના વિચારો કરવા જોઇએ."

**હોમરના સમયનું પ્રતિબિંબ:**

હોમરના સમયમા અતિથિસત્કાર થતો હતો. પવિત્રતાથી સોગંદ પળાતા હતા. અને હેસીઅડમા, સદાચરણ વિષે તથા સખત મહેનત કરવા વિષે જે સૂચનાઓ આપેલી છે તેમાં, વધારે ઊંડા વિચાર અને વિકાસનાં તત્ત્વો રહેલાં છે.

**હેસીઅડમા લોકમાન્યતાઓ:**

હેસિઅડમાં જૂના વહેમોને પણ સ્થાન આપવામાં આવ્યું છે. શકુનની માન્યતાથી, અમુક દિવસ ઘણા જ ભાગ્યશાળી કહેવાય છે. અને વળી એમ માનવામાં આવતું કે જે ધર્મ પાળે, તે જ સમૃદ્ધ અને સુખી થઇ શકે. આવી કેટલીક બાબતો સુધરેલા આધુનિક સમાજમાં પણ કેટલેક ઠેકાણે જોવામાં આવે છે.

**ડાયોનિસસનો ઉત્સવ:**

ગ્રીસમાં તે સમયે ફળદ્રૂપતા લાવવા માટે 'યૌનિક' ધાર્મિક સંસ્કાર તથા ડાયોનિસસના મેળાવડામાં નાચ અને નાટ્યચેષ્ટાઓ થતી હતી. ડાયોનિસસના મેળાવડાથી શાકપાન તથા દારૂ

પુષ્કળ થતાં હતા. આવા મેળાવડામાં વિષયલંપટતાને સ્થાન મળતું હતું "પૅન એથિના" નામે એક મેળાવડો **થતો હતો તેમાં એથેન્સની દેવીને નવી સાડી પહેરાવવામાં આવતી હતી;** અને તે સમયે અધિકારીઓ મંત્ર બોલતા.

તે વખતે જે રમતગમતો થતી હતી તેમાં ગ્રીસનાં બધાં નાનાં શહેરો ( city states ) સંસ્થાનોમાંથી વીર પુરુષો એથેન્સમાં એકત્ર થતા હતા.

ગ્રીસનો રાષ્ટ્રીય ઉત્સવ

આથી તેમનામાં અમુક રાષ્ટ્રીય ભાવના ખીલતી હતી. ઝીયસ અને ઍપોલો એ બે દેવની ભક્તિ તેઓ કરતા હતા; તેમનું એકતાનું એ ખાસ કારણ હતું.

વિતંડાવાદી સોફિસ્ટ:

પણ પછી શહેરી લોકો તથા ગામડિયા લોકો વચ્ચે અથડામણ ઊભી થઈ. તે વખતે એક એવા નવા વિચારના તત્ત્વચિંતકો ઉભા થયા તેમનું નામ સોફિસ્ટ ( Sophist ): તેઓ કહેતા કે માણસના નિયમો જુદા છે ને ઇશ્વરી નિયમો જુદા છે. વળી, તેઓ એમ કહેતા કે અમુક રૂઢિ અથવા રિવાજથી લોકો નીતિમાન રહે છે; પણ નીતિમાન રહેવાની કોઇ કુદરતી જરૂરીયાત ( necessity ) નથી.

એથેન્સના મતનો વિજય:

સ્પાર્ટામાં અને એથેન્સમાં આ બાબતોનો જબ્બર વિરોધ કરનારા માણસો ઊભા થયા અને વિવેચન ચર્ચા કરવાનું શરૂ થયું. સ્પાર્ટાના લોકો એથેન્સના વર્તનની ચર્ચા કરવા લાગ્યા. તેઓ કહેતા કે એથેન્સ તો ગુલામોને ખુશી કરવા તેમની ખુશામત કરે છે. જ્યારે એથેન્સ માત્ર તેમને ( ગુલામોને ) દયા અને ભલાઇથી પાળતું હતું. વખત જતાં એથેન્સમાં જે વર્તન

ચાલતું હતું તે સુધરેલા માણસને યોગ્ય, અને આદર્શ રૂપે વખાણને પાત્ર થયું.

સ્પાર્ટા અને એથેન્સ:

સ્પાર્ટામાં સામાજિક ન્યાય અને શિસ્તના દેવ તરીકે 'ડિકેસીન' (Dikaiosxyne) દેવની કલ્પના કરવામાં આવી; પણ એથેન્સે સ્વતંત્રતા અને કુદરતી શક્તિ ઉપર વધારે વિશ્વાસ રાખ્યો હતો.

હોમરના વખતમાં જે ગ્રીક (નાના સરદાર) લોકો (Mores) 'મોર્સ'ને તાબે એકીલિઝ જેવા રહેતા હતા તેઓ જુદા પડે છે. અને જે ગ્રીક લોકો સુધારક અને બંદરમાં રહેનાર ઓડીસસને તાબે હતા તે જુદા પડે છે. આવા તફાવત હજી પણ ત્યાં કેટલેક અંશે ટકી ગયા હશે. તે સમય વિષે આપણે વધારે જાણીએ તો તે સંબંધમાં વધારે સ્પષ્ટ રીતે કહી શકીએ.

ત્રણ પ્રકારના જ્યોતિર્ધરો:

ગ્રીક લોકોનો સામાન્ય ઇતિહાસ જેમ જુદો પડે છે તેમ તેમનો સાંસ્કૃતિક ઇતિહાસ પણ જુદો પડે છે—એ વાત સ્પષ્ટ સમજવા જેવી છે. મહાન તત્ત્વચિંતકો સત્યની શોધ કરવા પાછળ મંડ્યા રહે છે: કેટલાક "સારું શું છે?" તે તપાસવા મથે છે; અને કેટલાકને ખરું સાન્દર્ય જોવાનો તન-મનાટ હોય છે. એ રીતે એ ત્રણ પ્રકારના જ્યોતિર્ધરો ગ્રીસમાં જોવામાં આવે છે.

તત્ત્વચિંતકોનો યુગ:

થેલ્સ (Thales) થી આરંભીને હજાર વર્ષ સુધી જે જે મહાન પુરુષોએ વિજ્ઞાનની શોધખોળ કરી છે તે બધી પ્રથમ આવે છે; તેમણે પૃથક્કરણ–બુદ્ધિયુગનો આરંભ કર્યો.

કવિઓ અને નાટકકારોનો યુગ: પછી, અંતઃકરણની પ્રેરણાથી લખવા પ્રેરાયલા અને મહા બુદ્ધિવાન ગણાતા કવિઓ આવ્યા. તેઓમાંના પ્રથમ તો ભાટચારણો હતા. પછી આખરે એક યુરિપિડિઝ નામે કરુણ નાટિકાઓ લખનાર પ્રગટયો; ત્યાર પછી કવિઓની સાથે સાથે પણ કહી શકાય તેવા નીતિવિદ્ જન્મ્યા અને તેમણે "સારા જીવન" વિષે અને ભલાઇ ( goodness ) વિષે ઘણા વિચારો કર્યા.

નીતિ-જ્ઞાનનો પ્રચાર યુગ: પછી નાટકોમાં, ભાષણોમાં અને કાયદાઓમાં પણ નીતિ-જ્ઞાન સમજાવવામાં આવ્યું; અને રાજદ્વારી પુરુષો, ખેડુતો અને પ્રજાના બધા વર્ગના લોકોને કહેવતો અને સૂત્રો મારફતે ઉપદેશ મળવા લાગ્યો. વળી કેટલાક તત્ત્વચિંતકો જન્મમરણની વાત લાવ્યા; અને "આપણે જન્મ્યા જ ન હોત તો કેવું સારું!" એવી કલ્પનાઓ કરી નસીબને આધીન રહેતાં શિખ્યા. ઉપર કહેલા વિદ્વાનવર્ગોએ પ્રજાને વિચાર કરતાં શિખવ્યું.

---

## ૩

ગ્રીસના સાત સુજ્ઞ (ડાહ્યા) માણસોએ આવાં જે સૂત્રાત્મક વાક્યો કહ્યાં છે તેમાં વધારે ઊંડો અર્થ છે. ધર્મ અને નીતિનો વધારે ગાઢ સંબંધ તે દર્શાવે છે. પણ નીતિનો વિકાસ બહુ ધીમો હોય છે; ખરું કહીએ તો ગ્રીસમાં, પેલેસ્ટાઇનમાં અને હિંદુસ્તાનમાં હજી સુધી નીતિ અને ધાર્મિક સંસ્કારો—એ બેનો ચોકખો ભેદ લોકો સમજતા નથી. માણસના અને દેવોના આદર્શોમાં તેઓ કાંઇ ભેદ સમજી શકતા નથી; તો પણ તે ત્રણે દેશોમાં દુઃખ અને કષ્ટ બહુ તીવ્ર લાગે છે, ને તેથી તેઓ ખરી વસ્તુસ્થિતિ સમજી જશે ને નીતિમાન બનશે.

નીતિ અને ધર્મનું ભિન્નત્વ:

હિબ્રૂ લોકોના ધર્મમાં એવું છે કે અમુક પયગંબર આવીને ઇશ્વરી ન્યાય આપે છે ને તેથી માણસોની સમક્ષ ઉચ્ચ નીતિનો આદર્શ ઊભો રહે છે. ગ્રીસમાં કવિઓ અને તત્વચિંતકો પયગંબર જેવું કામ કરે છે. ડાયોનિઅસના ધર્મમાર્ગમાં જે કરુણ નાટિકાઓ ઉત્સવ વખતે ભજવાતી હતી તેથી લોકોને નૈતિક કેળવણી સારી મળતી હતી.

હિબ્રૂ પયગંબરો

ગ્રેસનો 'ઑર્ફિક-ધર્મ:' ગ્રેસ ( Thrace ) માથી આવેલો ઑર્ફિક ધર્મ એક નવી માન્યતાનો પ્રચાર કરે છે; ને તેમા પ્રથમ સર્વવ્યાપક ઇશ્વરની કલ્પના કરેલી છે. હિંદુસ્તાનમાં જેવો 'વિષ્ણુ' ( સર્વ-વ્યાપક દેવ ) ગણાય છે તેવો જ 'ઝીયસ' ગણાવા લાગ્યો.

ઓલિમ્પસ' નો દેવ ઝીયસ: "ઓલિમ્પસ" ( સ્વર્ગીય પર્વત ) નો દેવ ઝીયસ ( zeus ) છે. એટલુ જ નહિં પણ તે બધાનો આદિ અને અન્ત છે-પુરુષ અને સ્ત્રી જાતિને ઉત્પન્ન કરનારો છે-પ્રાણુના પ્રાણ સમાન છે- પૃથ્વી અને આકાશ બેઉને ટકાવી રાખનારો મહાન સ્થંભ છે. સૂર્ય, ચન્દ્ર અને વીજળી—એ બધામાં જે પ્રકાશે છે તેનું ઉત્પત્તિસ્થાન પણ તે 'ઝીયસ' છે.

માનવ-આત્માનાં બન્ધન-મોક્ષ- માણસ તો માટીનો બનેલો છે ને પૃથ્વી ઉપર રહે છે, તેમ છતાં તે સ્વર્ગીય છે, ને સ્વર્ગમા જવાને હકદાર છે. તે હાડ માંસના પિંજરામાં પૂરાયલો આત્મા છે; હિંદુસ્તાનના સાંખ્ય ( Sankhya ) તત્ત્વજ્ઞો કહે છે તેમ, તે પુરુષ છે ને પ્રકૃતિના બંધનમાંથી અવસ્ય છૂટો થશે જ. અથવા હંમેશ માટે જન્મ અને પુનર્જન્મની ઘટમાળમાં ફર્યા કરશે. ને આખરે છૂટો થશે. તેને છૂટો કરવા માટે યોગ્ય આહારની જરૂર છે. અને તેના ઉપર અમુક ધાર્મિક સંસ્કાર કરવાની જરૂર છે.

પાયથેગોરાસના વિચાર. વચન પાળવાં, વ્રત પાળવાં અને આખા ય જીવનને એક ધાર્મિક કાર્ય સમજવું જોઇએ—આવા આવા વિચારો ગ્રીસમા "પાયથાગોરાસ" જેવા આયોનીઅન (Ionian) તત્ત્વચિંતકોએ ફેલાવ્યા છે. તેઓ ઇ. સ. પૂર્વે ૫૩૦ માં ઇટલીના દક્ષિણ ભાગમાં રહેતા હતા અને તેમણે ઉપદેશની શાળાઓ સ્થાપી હતી; તેમનું શિષ્યમંડળ મોટું હતું. તેઓ કેટલેક અંશે શાક્યમુનિના સમકાલીન હતા.

મોક્ષ માટેની તાલીમ.

આ પ્રવાસશીલ ફરતા ઉપદેશકોએ પુનર્જન્મનો સિદ્ધાન્ત સ્વીકાર્યો, અને નીતિમય જીવનથી મોક્ષ મળે છે એવું સમજાવ્યું જે લોકો આવુ ઊંચું જ્ઞાન–'પ્રજ્ઞા'–મેળવવા ઇચ્છતા હોય તેમણે ગુરુની આજ્ઞા પાળવી જોઇએ, ધ્યાન કરવું જોઇએ તથા મૌન-વ્રત રાખવું જોઇએ. અને તેઓ માનતા કે, એમ કરવાથી માણસ આખરે જરૂર મોક્ષ મેળવશે, ને સંપૂર્ણ સુખ પ્રાપ્ત કરશે.

વિજ્ઞાન અને કવિતાનો સુમેળ

હિંદની જેમ ગ્રીસ પણ સત્ય અને સૌન્દર્યનો ઊંડો અને ઊંચો વિચાર બાંધવા મથે છે. થેલ્સ જેવા અગ્રગામી વિચારકો અને તેના શિષ્યો, માઇલેટસ ( Miletus )માં એક આવી વૈજ્ઞાનિક શોધની શાળા સ્થાપે છે. અહીં ગ્રીસની સંસ્કૃતિનાં એવડાં મૂળ નખાય છે. પ્રાચીન હિંદમાં હતુ તેમ ગ્રીસમાં પણ, કવિતા અને વિજ્ઞાન કેટલેક અંશે મિશ્રિત બને છે– "બધુ પાણીમાંથી જ જન્યું છે" એમ થેલ્સે કહ્યુ છે, અને "બધું ઇશ્વરમય છે" એમ પણ થેલ્સે કહ્યુ છે. આવી કલ્પનામાં વિજ્ઞાન અને કવિતા–બન્ને તત્ત્વો છે.

'અવિકારી તત્ત્વ' તે પરમાત્મા·

પછી ધીમે ધીમે એક આધ્યાત્મિક મત ઊભો થયો, તેમાં 'ઘણાના મૂળમા એક જ તત્ત્વ રહે છે' ( One behind the Many ) એ સત્ય નીકળી આવ્યું. વિકાર પામતા સર્વ પદાર્થોની પાછળ કાઇક અવિકારી ( Unchanging ) તત્ત્વ છે. ગ્રીસમાં જે હેરેક્લીટસ ( Heracletus ) ઉત્પન્ન થયો તે હિંદના શાક્યમુનિ જેવો જ કહી શકાય. તેઓ બન્ને આ જગતને પ્રવાહરૂપી કાંઇક હંમેશ નવું પ્રગટતુ માને છે, અને જૂનું, સ્થિતિસ્થાપક, જડ જગત પહેલાં મનાતું હતું તેવું કાંઇ છે જ નહિ તેમ સમજાય છે.

**કર્મ પ્રમાણે ભાગ્ય-સર્જન:** તે બેઉ તત્ત્વચિંતકો એમ સમજાવે છે કે માણસ જેવાં કામ કરે તેવું તેનું ભવિષ્ય ઘડાય છે ( Character is Destiny ) તેથી પોતાનાં સુખદુ:ખનો જવાબદાર માણસ પોતે જ છે. જે સમયમાં તેઓ રહેતા હતા તે સમયે સામાજિક, ધાર્મિક અને રાજકીય ફેરફારો બહુ થયા હતા; અને ક્ષણિક જગતના અસંખ્ય ફેરફારોમાં રહેતા અવિકૃત રહેતા પરમ સત્યનું તેઓ મનન કરતા હતા; એટલું જ નહિં પણ ભાષાઓનાં લક્ષણો, માણસજાતનો સ્વભાવ અને રાજકીય સંસ્થાઓનો પણ અભ્યાસ કરતા હતા.

**સૉફિસ્ટનો લોકપ્રિય આચાર:** આ પ્રશ્નોને માત્ર વિચારીને જ બેસી રહેવાનું નહોતું; અને આવા વિચારમાં સૉફિસ્ટ લોકો જરા હાસ્યપાત્ર થયા તેનું કારણ એ હતું કે તેઓ લોકપ્રિય થવા મહેનત કરતા હતા. જેવું સ્થાન મળે તેને અનુસરતું તુર્ત જ વર્તન કરતા હતા; અને પોતે ઉપદેશ આપીને અમુક પૈસા લઈ પોતાનો નિર્વાહ કરતા હતા.

**'સોલોન'નું રાજ્યતંત્ર:** શહેરમાં રહેનારા લોકોએ ઈ. સ. ના છઠ્ઠા સૈકામાં રાજકીય સુધારા કર્યાં અને એકહથ્થુ ચાલતી રાજ્યસત્તામાંથી તેમણે થોડા લાગવગવાળા માણસોના હાથમાં રાજ્યસત્તા સોંપી; તેથ જુલમ થતો અટક્યો. સોલોન ( Solon )ની સત્તાથી શહેરમ તો બંધારણવાળું રાજ્યતંત્ર રચાયું હતું. કેમકે સોલોનને લોકોએ સર્વાનુમતે ચૂંટી કાઢ્યો હતો. ગરીબ લોકોના હિત માટે તેણે પોતાની પ્રવૃત્તિ દેખાડવા માંડી.

**પ્રજાસત્તાક તંત્રનો વિજય:** પછી જ્યારે પર્સીસ્ટ્રેટસ ( Persistratus ) નીમવામ આવ્યો ત્યારે લોકો ઉપર જુલમ વધવા લાગ્યો; અને આખ પ્રજાસત્તાક રાજ્યતંત્રનો વિજય થયો. 'સોલોન'ના હાથમ

બંધારણવાળું રાજ્યતંત્ર આપવાની પદ્ધતિ, એથેન્સમાં દાખલ કરવા યોગ્ય ધોરણ તરીકે સ્વીકારવામાં આવી.

ઝેનોફેનિસનો નવો મતઃ

ગ્રીક લોકો એકાંતવાસી હતા, તેથી તેઓ ધર્મ નીતિ અને તત્ત્વજ્ઞાનની ચર્ચા કરી શક્યા; હોમરના દેવોની ચર્ચા કરી, તેમણે જૂના મતનો નાશ કર્યો. ઘણા શુકનો અને દેવવાણીને માન આપવા છતાં, ગ્રીક લોકો પર્શિયન લોકો સાથે લડતાં હારી ગયા; તેથી જૂના મતમાં તેમની શ્રદ્ધા ઘણી કમી થઇ ગઇ, અને તેમને લાગ્યું કે દુઃખનું કારણ આપણે પોતે જ છીએ. ઝેનોફેનિઝ (Xenophanes), ભાટચારણો અને ભટકતા ઉપદેશકો મારફતે નવા મતનો ફેલાવો જલદી થવા લાગ્યો અને તેઓ નીડર રહી પોતાનું કામ કરવા લાગ્યા.

ઝેનોફેનિઝ કહેતો કે "હોમર અને હેસિઅડ આપણને ચોરી કરવાનો અને પરસ્ત્રીનું અપહરણ કરવાનો પાઠ આપે છે. અને દેવોને માણસ જેવા કલ્પવા એ રીત અયોગ્ય છે."

ઝેનોફેનિઝનો સિદ્ધાંતઃ

ગોમ્પર્ઝ કહે છે કે ઝેનોફેનિઝે જૂનાં મંદિરો અને માન્યતાનો ધ્વંસ કર્યો; પણ તેનાં ખંડેરમાંથી તેણે જૂની પવિત્ર વેદિ (Sanctuary) શોધી કાઢી. તે નીચે પ્રમાણે સૂત્રમાં કહી શકાય તેવી પવિત્ર માન્યતા છેઃ "બધાનો ઉપરી એક છે; તેના વિચારો માણસના વિચાર કરતાં ઊંચા છે અને તેનું સ્વરૂપ નાશવંત નથી."

પ્રાકૃતિક વિજ્ઞાન-દ્વારા સત્ય-શોધનઃ

પ્રાકૃતિક વિજ્ઞાન (સૃષ્ટિવિજ્ઞાન) માં ઝેનોફેનીઝ સહુનો પુરોગામી હતો. તે, પૃથ્વીની સપાટી પરથી જડતા જૂના અવશેષો એકઠા કરતો; પૃથ્વીના થર તપાસતો અને તેમાંથી કંઇ નૈતિક સત્ય શોધી કાઢતો. માણસે પુખ્ત વિચારો બાંધવા

હોય તો સ્થિર રહી દૃઢ વિશ્વાસ કરવો અને એક છલંગ મારીને બધું મેળવવા જેવી વ્યર્થ આશા રાખવી નહિં.

હુન્સે અને હકસ્લી. ચાઈનામાં (ચીનમાં) હુન્ત્સે થયો અને હાલના જમાનામાં થોમસ હકસલી થયો. તેમના દૃષ્ટાન્તો સમજવા જેવાં છે. ઝેનોફેનીઝે બીજ વાવ્યાં અને તેનાં ફળ પણ જોયાં. ગ્રીક લોકોની વિચારસૃષ્ટિમાં તેણે એક હાથે બીજ રોપ્યાં, તેમાંથી એક મહાવૃક્ષ ઊગ્યું; બીજા હાથે તેણે એક તીક્ષ્ણ કુહાડી વાપરી અને તે મહાવૃક્ષને જ નહિં પણ બીજાં ઘણા ઝાડોને કાપી નાખ્યાં.

સૂત્રાત્મક ઉપદેશ: તે વખતે સંક્રાન્તિકાળ ચાલતો હતો તે વખતે નવી એકતા અને નવી આતરરપુરણાઓ કામ કરતી હતી. સૂત્રના રૂપમાં જે જે બોધવચનો જોવામાં આવે છે તેમાં નવી ભાવનાઓ રહેલી છે. એવું એક સૂત્ર છે કે "કાંઇ અતિશય કરવું નહિં" [ Nothing in excess; अति सर्वत्र वर्जयेत् ] આ સૂત્રમાં નિયમિતતાનું કિંમતી સત્ય રહેલું છે. "તારા આત્માને ઓળખ" "Know thy self" એ સૂત્ર ડેલ્ફી (Delphi) ના મંદિરમાં સુવર્ણમંત્ર તરીકે મૂકાયું. આથી નવા અને ઊંડા વિચારોની દિશા સૂચવવામાં આવી છે.

પિંડાર કવિનો આદર્શ: ઈ. સ. પૂર્વે ૫૨૨–૪૪૨ સુધી થઇ ગયેલો પિંડાર કવિ કહેતો કે કોઈ બાબતમાં હદ કરતાં વધારે કામ કરવાથી અહંકારનો જન્મ થાય છે; અને અહંકારમાંથી બીજાં અનેક દુઃખો ઉત્પન્ન થાય છે. પિંડારે સત્તાધારી વર્ગનો એક ખીલતો આદર્શ પોષ્યો છે–અને તે પાછલા જમાનામાં એક બળવાન તત્ત્વ બની ગયું છે. તે આદર્શ ચીનમાં ચુન્સે Chuntse (વિદ્વાન પંડિત થવાનો શોખ) એ નામથી

પહેલાં પ્રચલિત થયું હતું; અને ગ્રીસમાં ઍરિસ્ટૉટલમાં એ જ આદર્શ મૂર્તિમન્ત થયો.

પછી વખત જતાં, મર્દાનગીની રમતગમતોનો શોખ વધ્યો; તે રમતો લોકોમાં માનીતી થઇ અને શારીરિક ખૂબસુરતી—એ લોકોના જીવનનું એક ધ્યેય થઈ ગયું. સંગીત, મેદાની રમતગમતો અને સાહિત્યના ગ્રંથોનો અભ્યાસ એ બધું કેળવણીમાં ઉચ્ચસ્થાન પામ્યું, દરેક માણસે મગરૂર અને કુલીન સદ્‌ગૃહસ્થ થવાનો આદર્શ રાખ્યો; અને સર્વાંગી શ્રેષ્ઠતા ( All round excellence ) મેળવવા ભારે પ્રયત્નો શરૂ કર્યા. સર્વાંગી શ્રેષ્ઠતાનો આદર્શ:

ઇ. સ. પૂર્વે ૫૩૮ માં ઍથેન્સમાં પિસીસ્ટ્રેટસે કરુણ નાટિકા લખવાની હરિફાઇ શરૂ કરી: ત્યારથી કેળવણીનો ઘણો બહોળો પ્રચાર કરવાનું સાધન પ્રાપ્ત થયું. એક ચીનો સદ્‌ગૃહસ્થ કેળવાયલો હોય અને એક ગ્રીક સદ્‌ગૃહસ્થ તેના જેટલો જ કેળવાયલો હોય; પણ તે બેમાં એટલો ફરક પડે છે કે ગ્રીક સદ્‌ગૃહસ્થે નાટ્યકલા ખીલવવામાં ઘણો ફાળો આપ્યો હોય છે. નાટકોથી વિચારોમાં ઘણા ક્રાન્તિકારી ફેરફારો થયા, તથા લોકોને ધર્મશાસ્ત્ર અને ઇતિહાસનું શિક્ષણ મળવા લાગ્યું. ઉપદેશ માટે રંગભૂમિનો ઉપયોગ:

પણ તે ફેરફારો ધીમે ધીમે સ્વીકાર પામતા હતા. પિન્ડાર જેવો કવિ પણ કહેતો કે " સ્વર્ગમાં પિત્તળ છે " અને માણસ પોતાના નસીબને સમજી શકતો જ નથી; પણ તે મધ્યમાર્ગમાં રહીને પોતાનું વહાણ આશાવંત, ભક્તિમય અને ન્યાયી રીત પ્રમાણે ચલાવી શકે છે. તે સારા પુનર્જન્મની આશા રાખે છે ને આખરે મોક્ષ મેળવી શકે છે. " ધીમી અસર

**જમાનો સમજનાર નાટકકારોઃ** પિન્ડારની પછી થઇ ગયેલા મહાન નાટક લખનારા કવિઓ નવા જમાનાને વધારે સમજે છે. તેમાના એકનું નામ એસ્કીલસ; તે જૂના મતવાળો તથા ધર્મિષ્ઠ હતો. તો પણ તે સમયે પ્રસરેલી શંકાનું અને દીલગીરીનું સૂચન કોઇ વાર તે કરે છે.

**નાટકકાર યુરિપિડિઝઃ** યુરિપિડિઝ બળવાખોર મતવાળો હતો. વ્યક્તિવાદને તે આગળ કરતો હતો, તો પણ તે જૂની વાતોને નવા લેબાસમાં (સ્વરૂપમાં) રજૂ કરવા ઇચ્છતો હતો. તે વખતે કોઇ અનિ અન્યાય થતો કે કોઇ કુટુમ્બ ભાગી પડતું હતું ત્યારે યુરિપિડિઝ એમના તરફેણમાં એકાએક બોલી ઊઠતો હતો.

**સોફોક્લીસઃ** આ બે નાટ્યકારોની વચ્ચે, વખતની દૃષ્ટિથી, સોફોક્લીસ આવે છે; અને તે બેઉનાં લક્ષણોમાંથી તેણે પોતાનાં લખાણમાં મધ્યમ માર્ગ પકડ્યો છે—સાહિત્ય અને ધર્મ—બેઉનાં લક્ષણો સાચવી રાખ્યાં છે. તેનાં પાત્રો આદર્શરૂપ છે અને તેમના સમકાલીન ફીડીઅઝનાં બનાવેલાં બાવલાંઓ સાથે આપણે તે સરખાવી શકીએ. એસ્કીલસનાં કાવ્યમાં કુદરતની ભવ્ય સુંદરતા રહેલી છે; આપણે તેને ડોરિક ખડબચડા શિલ્પકામ સાથે સરખાવી શકીએ; પણ સોફોક્લીઝની કવિતા એક આયોનિયન દેવાલય જેવી સુંદર કહી શકાય તેવી છે. યુરિપિડિઝ પ્રાચીનતાની દૃષ્ટિથી આકર્ષક નથી પણ આધુનિક છે. અને સત્યજીવનમાં રહેતો હોવાથી તેને બળવાખોર વૃત્તિ થઇ આવે છે. આ ત્રણેનું મહત્ત્વ ઐતિહાસિક છે.

**એસ્કિલસની કરુણ નાટિકાઓઃ** ધર્મ ઉપર શ્રદ્ધા રાખીને ઇશ્વરની ઇચ્છાને તાબે થવું તે રહેલું હતું. એસ્કિલસ પોતે જ મેરેથૉન, સલામિસ અને પ્લેટીઓની લડાઇમાં લડ્યો હતો. તેથી તેને ખબર હતી કે આખરે સાચાનો જય થાય છે અને પાપીને સજા થાય છે.

માણસે ખરાબ સોબત ન કરવી અને એવાં કામ ન કરવાં જેથી દુર્ભાગ્યને આવવાનો લાગ મળે અને પરિણામે દુઃખ થાય.

ધાર્મિક ઉત્સવો વખતે ભજવાતી આ સમયની કરુણ નાટિકાઓ આવો ઉપદેશ આપે છે. ઝીયસ સર્વશક્તિમાન છે અને સંપૂર્ણ છે. તેની ઇચ્છા સમજવી કઠણ છે; તો પણ એ એવી બળવાન છે કે અંધકારમાં પણ નજરે પડી જાય છે. કોઇ એક ભવ્ય હેતુ માટે દિવ્ય ઇચ્છા-શક્તિ કામ કરતી હોય છે ને તે કોઇવાર સમજી શકાય છે. આળસમાંથી દુઃખ જન્મે છે. ઉપદેશ:

મોહથી આપત્તિ આવી પડે છે અને તેને પરિણામે રુદન કરવું પડે છે. આવી આફતો કોઇ વાર આખા કુટુમ્બ ઉપર આવી પડે છે, કારણ કે જીંદગીમાં ઘણાં માણસોનાં નસીબ સાથે સાથે સંકળાયલાં હોય છે. તેમાં ઘણી ગહનતાઓ હોય છે. ઝર્કસિસ ઉપર વિજય મળ્યો કારણ કે એ અભિમાની હતો. ઇશ્વર અહંકારીને જ નીચે પાડે છે; તો પણ કેટલીક વાત ન સમજી શકાય તેવીયે હોય છે. "પર્શી" માં એસ્કિલસે ઇશ્વરી ન્યાયને સાચો ઠરાવવા યત્ન કર્યો છે. મોહ અને તેનું પરિણામ:

પરન્તુ, પ્રોમિથિયસમાં નિર્દોષને ઘણું દુઃખ વેઠવાનું આવી પડે છે; ને પ્રોમિથિયસની વાત તો બાઇબલની 'જોબની વાત' (Book of Job) જેવી છે. અસલની દુનીઆમાં ઇશ્વરી ન્યાયના આ બે અપવાદ ગણાતા; કેમકે એમાં ન્યાય થયો નથી એવી શંકા ઊભી થાય છે. કેમકે જેવો જોબ નિર્દોષ હતો તેવો જ પ્રોમિથિયસ નિર્દોષ હતો. પ્રોમિથિયસમાં દુઃખ સહેવાનો આદર્શ:

તે આ દુનીઆંના માણસોને ખૂબ વ્હાલો હતો. ખરું જોતાં તે એથેન્સના શહેરીઓનો આદર્શ હતો. તે હિંમતવાન હતો, છતાં નમ્ર અને દયાળુ હતો. દુનીઆંનાં દુઃખ મટાડવા તેના દિલની કોમળતા:

તેને ઘણી તમન્ના જાગી હતી. તે કોમળ દિલવાળો હતો અને પરોપકારી હતો.

પાપ દુઃખનું મૂળ: તેની માન્યતામાં તે ‘ ઇઝાકિલ ’ જેવો દૃઢ છે. અને તે કહે છે કે ‘ દુઃખો વારસામાં મળતાં નથી પણ માણસે પોતે જ ઉત્પન્ન કરેલાં છે :—“ બધા માણસોમાં હું એકલો કહું છું કે પાપ દુઃખનું મૂળ છે; તેને પરિણામે પાપીઓ અસ્તિત્વમાં આવ્યા. અહંકારમાંથી અહંકારનો જન્મ થાય છે. પણ માતાપિતાનાં પુણ્યથી પુનિત સંતતિ જન્મે છે અને એ પુણ્ય આશિષ આપે છે.”

‘ ઇઝાકિલ ’ એક પ્રાચીન અને કડવી વ્યાખ્યા કહેતો કે “ ખાટાં ફળો માતાપિતાએ ખાધાં છે ને દાંત છોકરાંનાં ખટાશથી દુઃખે છે.” એમ એરિકલસ કહેતો નથી. પણ દુષ્ટની સંતતિ દુષ્ટ થાય છે. તેની સામે એ કહેતો કે “ સારાં માતપિતાની સંતતિ સારી થાય છે.” આ બાબતમાં પૂરતી નિશ્ચયાત્મક તપાસ હજુ થવાની બાકી છે.

ઇશ્વરી ન્યાય સૌના ભલા માટે છે: આવી ભયાનક આફતોની સૂચનાઓ કરીને અને તેનો આખરી ફેંસલો મુલતવી રાખીને એરિકલસ કહે છે: ‘આ નિયમો ખરા પડે યા ન પડે તો પણ ઇશ્વરી ન્યાય સહુના ભલા માટે જ હોય છે.’ તેની પછી આવેલો સોફોક્લીસ કહેતો કે દુનીઆંમાં સર્વત્ર સંપ અને સુમેળ ( harmony ) હોવાં જોઈએ.

પવિત્ર જીવન જગતને સ્વર્ગ બનાવે છે: સોફોકલીસ સ્વભાવે નમ્ર અને દિલગર માણસ હોવાથી પોતે કહેતો કે ભક્તિ, પૂજ્યભાવ અને ભલાઇ રાખવાથી વિવેક કેળવાય છે; અને આખરે તે એવા નિર્ણય ઉપર આવે છે કે “ આ જગતમાં પાપરહિત જીવન તથા વાણી અને મનની

પવિત્રતા સિવાય તો સ્વર્ગ અહીં જ છે એમ સમજવું. કષ્ટો આપીને ઇશ્વર, માણસને કસે છે.

" આ જગત અને તેનો વિજય વગેરે બધું ક્ષણિક છે એમ સમજીને માણસે ભલા અને ન્યાયી રહેવું જોઇએ; માનવીઓના કાયદાથી ઉપર રહેનારો આ ઇશ્વરી નિયમ છે. અને માણસને માનવા કરતાં, ઇશ્વરનાં ફરમાન માનવાં તે વધારે સારું છે. ઝીયસ સ્વર્ગમાં રાજ્ય કરે છે અને તે બધું જુવે છે. માણસે સંકટો વેઠવાની હિંમત મેળવવી જોઇએ. કષ્ટો ભોગવવાથી જીવન કીર્તિવંત થાય છે. અને માનવસમાજમા અને સન્માનમા ઇશ્વરી મદદ હોય છે. પ્રભુના કાયદાનું પાલન સુખ આપે છે.

એન્ટિગૉનમાં સોફોક્લીસે માનવ અને દિવ્ય કાયદા સાથે સામસામી અથડામણ ( conflict ) દર્શાવી છે. તેમાં પ્રેમ અને કર્તવ્યની પ્રેરણા સામસામે આવે છે, તેમા અંતઃકરણ અને રાજ્યભક્તિ બેઉ જુદાં જુદાં સ્ફુરણો ઉત્પન્ન કરે છે. એન્ટિગોન નાટકમા લાગણીઓનું સંઘર્ષણ:

ઘણી ઉગ્ર સ્વદેશભક્તિથી પ્રેરાયલો ક્રીઓન ( Creon ) આડે રસ્તે વહી જતા માનવીનો અને દેવનો યે કાયદો તોડે છે. પોલીનીસસનું દફન થતું એ અટકાવે છે. એન્ટિગોન માનવીનો કાયદો તોડે છે ને ઇશ્વરનો કાયદો માને છે ને સજા ખમે છે, ક્રિઓનનો પુત્ર ( એન્ટિગોનનો પ્રેમી આશક ) તેની કબર પર પ્રિયાનો શોક કરતો મરણાધીન થાય છે. ઘડી પહેલાં જે પ્રેમનું રંગભુવન હતું તે સ્મશાનભૂમિમાં ફેરવાઇ જાય છે ! કથાનકઃ

' ઓડીપસ ' માં કવિનો આત્મા સત્ય કહે છે કે શાંતિથી દુઃખ ખમી લઇએ તો ચોક્કસ સ્વર્ગ મળે છે. આની જાતની વૈરાગ્યવૃત્તિથી એથેન્સનાં ખાસ લક્ષણો જણાઇ આવે છે. તેનું કારણ એવું છે કે વિજયનાં ઊંચા શિખરો ઉપરથી, અને પેરિ- કવિઓના જમાનાનું પ્રતિબિમ્બઃ

કલીઝના સમયના આનંદ અને મોજમજામાંથી એથેન્સ શરમમાં અને નિરાશામાં ઊતરી પડયું હતું. દેશકાળની અસર કવિઓના માનસ ઉપર થાય છે.

સલામિસની લડાઈ પછી જે ૫૦ વર્ષ ગયાં તેમાં એથેન્સે રાજનીતિમાં સારી પ્રગતિ કરી હતી. કળા અને શિલ્પકામનો વિકાસ કર્યો હતો. સ્પાર્ટામાં અને પછી મેસેડોનમાં ધીમે ધીમે હજી ઘણા સુધરેલા વિચારો અને સંસ્કૃતિ ફેલાણી.

યુરિપિડિઝ: સોક્રેટીસ અને પ્લેટોની પેઠે યુરિપિડિઝ [ (ઇ. સ. પૂ.) ૪૮૫–૪૦૭ ] પણ દિલગીર રહેતા અને પરલોકની વાસના રાખતા. તે ગ્રીક લોકોનો ઉપદેશક હતો; પણ તેને ઘણાં કષ્ટો સહન કરવાં પડ્યાં હતાં. સોફોકલીઝ કહેતો, " બધી ગણતરી કરતાં એમ કહેવું શ્રેષ્ઠ છે કે આ જગતમાં જન્મવું જ નહિ." યુરિપિડિઝ પોતાની અશિષ્ટ ( rough ) રીત પ્રમાણે કહે છેઃ– " નવા જન્મેલા બાળકને માટે શોકગીત ગાઓ; અને મૃત શરીર માટે ખૂબ હર્ષનાં ગાન કરો. "

તત્ત્વજ્ઞાનથી વૈરાગ્ય અને નિરાશા: હિંદની જેમ ગ્રીસમાં પણ તત્ત્વજ્ઞાનથી દિલગીરીભરેલા કેટલાક વિચારો ફેલાયા હતા. માનવજીવન ક્ષણભંગુર લાગતું હતું. પરરાજ્યોથી હાર, આંતરવિગ્રહ, સામાજિક ક્રાન્તિ– વગેરે કારણોથી રાજ્યમાં વિપ્લવ થયો હતો. શ્રીમન્તો ગરીબોને પીડતા હતા અને પૈસો એકઠો કરતા હતા. નીતિનાં ધોરણો નબળાં પડી ગયાં હતાં. સોફોકલીઝે દર્શાવેલી શાંત ભક્તિમય જીવનપદ્ધતિ સામે, યુરિપિડિઝે બળવાન વિરોધ દર્શાવ્યો છે.

ઈશ્વર કર્તા-હર્તા છે: સોફોકલીઝ એમ કહેતો કે આ જગતમાં કાંઈ ખરાબ થતું નથી; ઈશ્વરની આજ્ઞા પ્રમાણે બધું થાય છે ને તે સારું જ થાય છે. " તેની સામે યુરિપિડિઝ કહેતો કે " જો ઈશ્વર કાંઈ કરે

તો તેને ઇશ્વર કહી શકાય નહિ'." યુરિપિડિઝ નવા ધર્મનો ઝંડો ફરકાવતો હતો કેમકે તેને માનવતા તરફ બહુ પ્રેમ હતો; ગરીબ લોકો માટે તેને બહુ લાગણી થતી હતી. તેનામાં ઊચી ઊર્મિઓ અને શાંત વિવેકશક્તિ હતી. તેણે મૂકેલાં પરાક્રમી પાત્રોઃ ઉદાર થીસીસ, સદ્‌ગુણી હીપોલીકસ, સતી સદ્‌ગુણી એલ્સેસ્ટીસ અને તેની માતા—આ બધાં સાચાં અને આદર્શવાળાં છે. — સ્ત્રીઓની દાઝ:

એસ્કીલસે રજૂ કરેલાં પ્રાચીન પાત્રો કરતાં યુરિપિડિઝનાં પાત્રો વધારે આધુનિક છે; અને તે સાચાં માનવીઓ છે; પરંતુ એસ્કીલસનાં પાત્રો દેવ જેવાં, એટલે જગતમાં સંભવિત લાગે નહિં તેવાં છે. યુરિપિડિઝ આખરી ન્યાય આ જગતમાંથી જ—અને પોતાની આસપાસની સૃષ્ટિમાંથી જ—માગે છે. પણ એસ્કીલસ કહે છે કે સ્વર્ગ સિવાય બીજે ક્યાંય ન્યાય મળતો નથી. — નાટકકારોની પાત્ર-સૃષ્ટિ:

અત્યારે આપણા આધુનિક સામાજિક પ્રશ્નો માટે યુરિપિડિઝનો અભ્યાસ સ્તુત્ય છે. બે હજાર વર્ષ પહેલાં એશિયામાં જેવી ક્રાન્તિ ચાલતી હતી તેવી અત્યારે પશ્ચિમના દેશોમાં ચાલે છે; અને ન્યાય મળશે જ એવી પૂરેપૂરી ખાતરી હોય તો આ જગતમાં પણ ન્યાય મળવો જોઇએ—એ મત વધારે આગ્રહ કરવા જેવો છે. — જીવનમાં ન્યાય:

## ૪

**કવિ અને વિજ્ઞાન-વેત્તા એને-ક્સેગોરસ:**

કવિઓની સાથે સાથે વૈજ્ઞાનિકો અને નૈતિક વિચારો પણ હતા; તેમાં એનેક્ષેગોરસ ( Anaxogoras )ને ઊંચું સ્થાન આપવું જોઈએ ( ઇ. સ. પૂર્વે ૪૮૦–૪૩૦ ). તેણે માઇલેટસ ( Miletus )ની ફીલસુફી એથેન્સમા ફેલાવી. તેણે એવું શિખવ્યું કે આ જગતની બધી વસ્તુઓની પાછળ મન અથવા ચેતના રહેલી હોય છે. તે પોતે પેરિક્લીઝનો મિત્ર હતો.

**વીજળી એ શું છે ?.**

આકાશમાં થતી વીજળી અને ગડગડાટથી અબણુ માણુસના મનમાં જે ભય પ્રગટ થાય છે તે ભય તેણે દૂર કરી નાખ્યો : "દેવો એ ભય દેખાડતા હતા" એમ માનવાની તે ના પાડતો હતો. તેથી તેને દેશનિકાલ કરવામાં આવ્યો હતો. "સૂર્ય એક જાતનો રાતો અને ગરમીનો ગોળો છે"–એમ તેણે શિખવ્યું. તે તેનો ગુન્હો ગણાતો હતો.

**સોક્રેટીસ:**

"જગતનો કાંઈક અર્થ અને તેનો હેતુ હોવો જોઈએ" એની પદ્ધતિસર વિચારણા સોક્રેટીસે શરૂ કરી. તેનું કારણ પણ એનેક્ષોગોરસના વિચારથી મળેલી પ્રેરણા હતી. સોક્રેટીસ ઇ. સ. પૂર્વે ૪૬૯–૩૯૯ માં થયો હતો. એનેક્ષેગોરસ

એથેન્સનો મહાન પુરુષ હતો; પૂર્વે કહેલા કરુણરસના નાટ્યકારોની ફીલસુફીનો તે ખરો વારસ અને પ્રચારક હતો; તેની પછીના યુગનો તે સોક્રેટીસ 'ગુરુ' કહેવાયો. એક ગરીબ શિલ્પકામની કારીગીરી કરનારનો છોકરો, એક યોદ્ધાને ઘટે તેવી વીરતાથી લડાઈમાં લડતો હતો. અને પોટીડી (Potidaea)ની છાવણીમાં સૂતાં સૂતાં તેણે લડાઈની વીરહાક સાંભળી હતી. તે ચોવીશ કલાક સુધી બોલ્યા સિવાય મૂંગો રહ્યો અને પછી સ્વર્ગીય હાકને માન આપી તૈયાર થયો. તે દિવ્ય ભવિષ્યવાણી સાંભળતો, સમજતો અને બીજા સહુને સમજાવતો; તેથી બધાના આત્માને જાગૃતિ અને તાઝગી આપનાર વૈદ્ય જેવો તેને કહી શકાય.

**તેના ગુણ:** પોતે નમ્ર હતો; પણ આત્મવિશ્વાસવાળો હતો. ગરીબ હતો પણ ઘણાને શ્રીમન્ત કરી શકતો. વેગવાળો અને ઊર્મિવાળો હતો; છતાં પવિત્ર હતો. દુર્ગુણરૂપી પીત્તળને સદ્ગુણરૂપી સોનામાં ફેરવી શકે તેવો તે કીમીયાગર હતો. દૃષ્ટાન્તો, સંવાદો અને કટાક્ષવાળી દલીલોથી તે વખતના યુવકવર્ગને તેણે ડહાપણ અને સત્ય શિખવ્યું.

**ગરીબ છતાં ખાનદાન:** તેના સમકાલીન બીજા ગુરુઓ શિક્ષણની ફી લેતા હતા; પણ સોક્રેટીસ પોતે ગરીબાઈ વેઠતો. દુઃખ ભોગવતો પણ શિક્ષણની ફી (વિદ્યાવેતન) લેતો જ નહિં. તે એમ માનતો કે માણસો જો એક વખત પણ શુદ્ધ બુદ્ધિની પ્રેરણા પ્રમાણે ચાલે તો પછી તેઓ ધીમે ધીમે ડહાપણ મેળવે છે. શિક્ષક તરીકે તે પોતે ડહાપણ શિખવવા યત્નો કરતો હતો અને તેથી એ માનતો કે માણસ પોતે પોતાની અંતઃકરણની દુનીઆ તથા

બહારની દુનીઆનો સુમેળ ( hormony ) સાધી શકે છે, અને સુખી થઇ શકે છે.

દિવ્ય સંદેશ: પોતે અમુક દિવ્ય પ્રેરણા અથવા પયગામ પ્રમાણે કામ કરે છે એમ સોક્રેટીસ માનતો હતો. " દિવ્ય સંદેશ " એ એના જીવનનો મંત્ર હતો. અંતરાત્માના ગહન અનુભવમાંથી એ મંત્રના સત્યની પ્રતીતિ થતી હતી. શાક્યમુનિ (બુદ્ધ ભગવાન)-ની પેઠે તે એમ માનતો કે આ જગતમાં દુષ્ટ આશયવાળું કોઇ નથી; પણ, કયી વસ્તુને જીંદગીમા કિંમતી ગણવી તે સમજવા માટે નીતિના વચનોરૂપી પ્રોત્સાહન મેળવીને, માણસોએ આગળ ચાલવું જોઇએ.

શબ્દની વ્યાખ્યાઓ ઇસુની જેમ તેણે " માનસ-પલટો " ( Change of mind ) કરવા યત્ન કર્યો છે; કૉન્ફયુસિયસની પેઠે તેણે શબ્દોની સ્પષ્ટ વ્યાખ્યાઓ બાંધવા પ્રયત્ન કર્યો છે.

શંકા સમાધાન-ની પ્રશ્ન-પદ્ધતિ જે વાતનું સ્પષ્ટીકરણ છોકરાઓ કરી શકે તે વાતનો નિકાલ પોતે કદાપિ કરતો નહિં. શબ્દો અને સિદ્ધાન્તો તેમને આપીને, પછી પ્રશ્નો પૂછી તેમની અક્કલની કસોટી એ કરતો; પછી તેમને કહેતો કે પોતાના અજ્ઞાનનું માપ કાઢવામાં જ ખરું જ્ઞાન અને ડહાપણ રહેલું છે. તેની આ પદ્ધતિ નાપસંદ કરવા જેવી નહતી, અને એલ્સીબીએડ્ઝ જેવા વ ઠેલા વિદ્યાર્થીને પણ એમ લાગતું કે આપણે આત્માની જરૂરીઆત સમજી શક્યા નથી. આખરે તેના શિષ્યો આ દિવ્ય જ્ઞાનથી એટલા બધા પ્રફુલ્લિત રહેતા કે તેને માટે ગમે તે કામ કરવા તેઓ તૈયાર થઇ જતા.

સચોટ દૃષ્ટાંતો: સોક્રેટીસનાં દૃષ્ટાન્તો બહુ સાદાં હતાં; ભાર ઉપાડનાર ગધેડું, લુહાર, મોચી અને ગાડાવાળો—એમનાં દૃષ્ટાન્તો આપી તે

પોતાના શિષ્યોને "મનનાં ભૂત" ( Idols of the cave ) ઊંચું સત્ય, સૌન્દર્ય અને નીતિનાં ઊંચા ધ્યેય શિખવતો.

સોક્રેટીસના દિવ્ય જીવનનો જે રીતે અંત આવ્યો તેનું વર્ણન પ્લેટોએ પોતાની ભવ્ય, ગંભીર વાણીમાં આપ્યું છે. ઝેનોફોન કહેતો કે ખુશમિજાજ અને સંતોષની જીવતીજાગતી મૂર્તિ જેવી હોય તો સોક્રેટીસને જોવો. બીજો કોઇ માણસ મૃત્યુને ભેટતી વખતે સોક્રેટીસ જેવો શાંત અને ભવ્ય રહી શક્યો નથી. પ્લેટો કહે છે "અમારા પરમ મિત્ર, સહુથી વધારે પ્રજ્ઞાશીલ, ન્યાયી અને ડાહ્યા મિત્ર સોક્રેટીસનું આવું મૃત્યુ થયું હતું!" સંતજીવનનો અંત:

સત્ય-સંશોધન કરવા જે હિંમત અને નિઃસ્વાર્થતા જોઇએ તે સોક્રેટીસે બરાબર દેખાડી હતી. તે મહાન વિચારક હતો. તેના ઉપદેશથી મોટી શાળાઓ સ્થપાતી હતી, જ્ઞાનની પરબો મંડાતી હતી. અંતઃકરણના અને બુદ્ધિના ગુણો કોઇ અજબ રીતે તેનામાં એકાકાર થયેલા હતા; તર્ક હતો ને પ્રેરણા યે હતી; ઉત્સાહ હતો અને તે તર્કનો સમન્વય કરી શકતો હતો. એક વૈજ્ઞાનિક જેટલી ધીરતાથી સત્ય શોધવાની જે રીત, પાયથાગોરાસે દાખલ કરી હતી તે રીત, સોક્રેટીસે બરાબર પકડી રાખેલી હતી. સત્યશોધક અને વિચારક:

અને તે ગ્રીસના મહાન યુગનું ખાસ લક્ષણ છે-ધર્મનો અત્યાનંદ અને સત્યનું અન્વેષણ; એ બે સત્રો ઉપર ગ્રીક લોકોની મહત્તા હતી. ગ્રીક ભાષામાં 'Psyche' 'સાયકી' શબ્દ છે; તેના અર્થ, બીજા તત્ત્વજ્ઞાનીઓ અનેક રીતે સમજાવતા, પણ સોક્રેટિસે તેના બે જ અર્થ આપ્યા (૧) આત્મા અને ગ્રીસની મહત્તાનાં યુગ લક્ષણ:

(૨) સ્વત્વ: (1) Soul અને (2) Personality. પછી તેણે તે બેનો વિકાસ કરવા બધા માણસોનું લક્ષ ખેંચ્યું; આ તત્ત્વ તરફ ઘણુંઘણું માન રાખવું એમ બધાં નીતિશાસ્ત્રોએ સમજાવે છે.

સોક્રેટીસની ક્ષમા: માનવજાત તરફ આવો પૂજ્યભાવ રાખવાથી તેણે માનવોને ખરેખર પૂજનીય લક્ષણો આપ્યાં. જે ન્યાયાધીશોએ તેને મોતની સજા કરી તેમને સોક્રેટીસે ક્ષમા આપી હતી; કેમકે તે પોતે સમજતો હતો કે અન્યાયનો બદલો સામો અન્યાય કરીને આપવો ન જોઇએ; કોઇએ આપણું ગમે તેટલું ખરાબ કર્યું હોય તોપણ આપણે તો તેનું ભલું જ કરવા તરફ લક્ષ રાખવું." આવા સિદ્ધાન્તમાં તે પોતાના ગુરુ યુરિપીડીઝને અનુસરતો.

સંતજનનું કમોત!: ધર્મમાં વધારે દયા અને સાર્વજનિક હિતનો સમાવેશ કરવા તેણે ખાસ લક્ષ આપ્યું છે. જૂના એથેન્સના લોકો માત્ર એથેન્સ તરફ ભક્તિ અને પ્રેમ રાખતા હતા. આવા સાંકડા વિચારવાળા રાજનીતિજ્ઞ માણસોએ એનેક્ષેગોરસ અને સોક્રેટીસ—એ બે ગ્રીસનાં નરરત્નોને કમોતે મારી નાખ્યાં! "—એ ગ્રીક ઇતિહાસની ભારે કરૂણતા છે.

સોક્રેટીસની કીર્તિ: પોતાની વિશાળ દૃષ્ટિથી અને લાગણીઓના ગાંભીર્યથી, સોક્રેટીસે જીવનના કેટલા ય સનાતન પ્રશ્નો ઉપર સારો પ્રકાશ પાડયો છે. ઇસુ ખ્રિસ્તના સમય સુધી પાશ્ચાત્ય દેશોમા જગતનો મહાન પુરુષ સોક્રેટીસ ગણાતો હતો.

તેનો શિષ્ય પ્લેટો: તેની પાસે બેસવા લાયક તો તેનો શિષ્ય પ્લેટો ગણી શકાય. સત્ય અને સૌન્દર્યના તેના આદર્શોને વાઙ્મયમાં અમર સ્થાન પ્લેટોએ આપ્યું છે; એટલું જ નહિ પણ તેના વાદસંવાદને પ્લેટોએ વિકમાવ્યો; અને તેથી ખ્રિસ્તીધર્મ ઉપર

તેની ઘણી ભારે અસર થઇ છે.

"ઇશ્વર એટલે ઇશ્વિરમાંથી ઉદ્દભવેલું કાંઇક માયિક સ્વરૂપ" –આ જ્ઞાન પ્રથમ પ્લેટોએ પશ્ચિમના દેશોમાં ફેલાવ્યું હતું. માણસે પોતાનો આત્મા દિવ્ય જ્ઞાન અને સૌન્દર્યના નમુના પ્રમાણે શુદ્ધ રાખવો જોઇએ. સેન્ટ પૉલ પ્લેટોને અનુસરીને કહે છે કે 'જે વસ્તુઓ અદૃશ્ય છે તે ખરી છે; દેખાય છે તે ખોટી છે.' પ્લેટો અને સંત પોલનો ઉપદેશઃ

ગ્રીસનો ખરો ધર્મ અને ખરું તત્ત્વજ્ઞાન આવા સૂત્રોમાં ઝળકી નીકળે છે. એથેન્સના રાજકીય પુરુષોએ મોટા વૈજ્ઞાનિકો અને તત્ત્વજ્ઞોને સારી પેઠે સતાવ્યા તે વાત, અને દેશ–નિકાલ કર્યા તે વાત આપણે ભૂલતા નથી; પણ આખરે સ્વતંત્ર વિચારોનો વિજય થયો અને એથેન્સના રાજદ્વારી પુરુષોએ ધર્મ અને તત્ત્વજ્ઞાનના સ્વતંત્ર વિચારોને મંજૂર રાખ્યા હતા; કેમકે તેથી આ માયિક જગતમાંથી ખરા સત્યનું દર્શન કરી, માણસ અમરપદ મેળવતો હતો. સદ્ધર્મનો આખરી વિજયઃ

પ્લેટોએ લખેલા સંવાદો અને દૃષ્ટાન્તો આ સુધરેલા એથેન્સના સમયમાં સંભવી શકે છે; તે તે વખતે શુદ્ધ વિચારરૂપી રથ, વિષયોરૂપી ઘોડાઓને હાંકે છે. આત્માની અમરતા ભલાઇથી જ પામી શકાય છે. આપણે જેમાં હલન ચલન કરીએ છીએ, જે સર્વ સૌન્દર્ય અને પ્રેરણાઓનું ઉત્પત્તિ સ્થાન છે–તે સર્વવ્યાપક ચેતન (આત્મા)ને પામવાને પ્રયત્ન કરવો–તે, આ મનુષ્ય–જીવનનો હેતુ છે. પ્લેટોના 'સંવાદો'

# ૫

પ્લેટોનું જીવન-ઘડતર : જ્યારે સોક્રેટીસ ઉપદેશ કરતો હતો ત્યારે પ્લેટોની ઉમર નાની હતી અને ગુરુએ તેને પોતાનું ઊંચું જ્ઞાન આપ્યું હતું. સોક્રેટીસના મૃત્યુ પછી પ્લેટો જ ગલમાં અને ખેતરોમાં ભટક્યો, ઇજીપ્ત અને સિસીલી સુધી ગયો. કૉન્ફ્યુસિયસની પેઠે તે રાજાઓનો સલાહકાર અને માર્ગદર્શક થવા યત્ન કરતો હતો. એથેન્સમાં ચાલતી ગેરવ્યવસ્થા જોઇને પ્લેટોએ લોકશાસન ( Democracy ) ઉપરથી પોતાનો બધો વિશ્વાસ ત્યજી દીધો દીધો હતો.

પ્લેટોના રાજદ્વારી વિચારો: રાજદ્વારી દષ્ટિથી જોતાં પ્લેટો રાજનીતિ અને આદર્શ બેઉને સમતોલપણે સાચવી રાખે છે. કૉન્ફ્યુસિયસ પણ આવો જ મત ધરાવતો હતો તે બેઉ સત્યનું અન્વેષણ ( Pursuit ) કરીને, એક આદર્શ રાજ્યતંત્ર સ્થાપવા ઇચ્છતા હતા.

સૂક્ષ્મ પ્રેમનો આદર્શ: પ્લેટોના કેટલાક નાના સંવાદોમાં ખાનદાન વિચારો જડે છે, અને તેમાં વર્ણવેલો દેહ-સંબંધ વિનાનો સૂક્ષ્મ પ્રેમ (Platonic Love ) 'પ્લેટોનિક લવ' નામે ઓળખાય છે. તેની

મોટાં લખાણો 'Republic' ('લોકશાસન') અને Laws (કાયદાઓ) છે. અહીં તેના વિચારો પરિપકવ લાગે છે અને અમુક ચોક્કસ માર્ગ દેખાડે છે. 'Symposium' નામે એક મોટા અને શિષ્ટ ગણાય તેટલા ગ્રન્થમા પ્લેટોએ સજાતીય પ્રેમ (Homosexual Love) ઉપર ઘણું વિવેચન કર્યું છે. સોક્રેટીસ વિષે એમ કહેવાય છે કે તે સુંદર છોકરાને જોઈ તેની ઉપર પ્રેમ કરતો; તેના દુશ્મનો કહેતા કે તેને તે ખરાબ કરતો હતો. પરંતુ પ્લેટોએ આ વૃત્તિનું વર્ણન બહુ ઊચી રીતે કર્યું છે. સોક્રેટીસ જેવો હતો તેવો જ તેણે તેને દર્શાવ્યો છે; પણ શારીરિક પ્રેમમાંથી તે તેમને દિવ્ય પ્રેમ તરફ લઈ જતો હતો. — સજાતીય પ્રેમ:

આ વિષયને પ્લેટોએ પોતાની સુંદર અને લાક્ષણિક શૈલીમાં વર્ણવ્યો છે. •એરિસ્ટ્રોફેનીઝે વર્ણવેલી કેટલીક બેડોળ માન્યતાઓને પણ પ્લેટોએ માનસિક તુલના કરી સારા રૂપમાં સમજાવી છે. સજાતીય પ્રેમની વૃત્તિને સોક્રેટીસે જડમૂળથી ઉખેડી ન હતી; પણ તેને ઊચી તથા ઉન્નત કોટિની બનાવી હતી. તેમાં નિર્દોષતા, મૈત્રી અને નીતિના ઊંચા પાઠ શિખવાયેલા છે ને તે યુવકોએ ધ્યાનમાં લેવા જેવા છે. — સજાતીય પ્રેમની ઊચી ભૂમિકા:

કેટલીક ખરાબવૃત્તિઓને માનવ-સ્વભાવમાંથી જડમૂળથી ઉખેડી નાંખવા યત્ન કરનાર સોક્રેટીસ એક ઉદ્દામ (re-actionary) સિદ્ધાન્તવાળો કહી શકાય. વળી, કેટલીક રીતે જોતાં નીતિની પુનઃસ્થાપના કરવામાં સોક્રેટીસે ગ્રીકોને સારી સહાય કરી છે. — સોક્રેટીસનો ઉદ્દામવાદ:

પ્લેટોએ સ્થાપેલા (પ્રજાસત્તાક Republic) મતના વિચારો પ્રજનનશાસ્ત્રને, માલદાર વર્ગને તથા બુદ્ધિબળથી ચાલતા રાજ્યતંત્રને ઉદ્દેશીને તેણે પ્રગટ કરેલા છે. પ્લેટોના આદર્શ- — પ્લેટોનું 'પ્રજાસત્તાક રાજ્ય':

વાદથી "રશિયન દેવળ" ની ભાવના પ્રગટે છે; ને પ્લેટોના "પ્રજાસત્તાક" માં દર્શાવેલા વિચારોથી જ "સોવિએટ" (Soviet) પ્રજામાં દેવળ (ખ્રિસ્તી ધર્મગુરુઓની) સામે મોટી ઝુંબેશ અને ખુના મરકીના પ્રસંગ બને છે; કેમકે પ્લેટો સમાજવાદી હતો અને ગહનવાદી પણ હતો.

પ્રજા-સત્તાકના સત્તા-ધારીઓ: અને સારા ખાનદાની સંરક્ષકો (નેતાઓ) તથા પ્રજાહક્ક યાચનારા નગર-નાયકો (city-fathers) વધારે ઊંચી ભાવનાવાળા થાય તથા સૌમ્ય થાય તેવા યત્નો પ્લેટોએ કર્યા હતા; પ્રજાનું હિત જોનારા એવા લોકો તત્ત્વજ્ઞાની હોવા જોઇએ. આ રીતે જોતાં પ્લેટોનું 'યુટોપિયા' (Utopia) સ્વર્ગ જેવું સુંદર રાજ્ય-માનવીના સ્વભાવ ઉપર તથા તેમની જરૂરીઆતો ઉપર રચાયલું છે; તેમાં માનસશાસ્ત્રની દૃષ્ટિથી જડેલું સત્ય "સમાજવાદી રશિયન" માં મૂર્તિમંત થાય છે.

પ્લેટોનું માનસ-શાસ્ત્ર: **પ્લેટોનું માનસશાસ્ત્ર સેન્ટ પૉલના અને શ્રીમદ્ભગવદ્ગીતાના માનસશાસ્ત્રને મળતું આવે છે.** તેમની અમુક ઐતિહાસિક સાંકળ સાચવાયલી છે; તેથી હિંદુઓની નીતિપદ્ધતિ ગ્રીક લોકોને અસર કરે છે. અને ગ્રીકોની નીતિ સેન્ટ પોલનાં મન્તવ્યોમાં સ્પષ્ટ દેખાઇ આવે છે.

ત્રણ તત્ત્વોની ત્રિપુટી: સેન્ટ પોલે માણસને 'શરીર' 'આત્મા' અને 'દિવ્ય તત્ત્વ' એ ત્રણેનો સમુદાય કહ્યો છે; પ્લેટોએ માણસને 'શરીર' 'આત્મા' અને 'મન' નો સમુદાય કહ્યો છે; અને શ્રી. ગીતામાં ઇન્દ્રિયો ઘોડારૂપી છે, વિવેકશક્તિ તેનો હાંકનાર સારથિ, અને તે રથમાં બેસનાર 'રથિ' જીવાત્મા છે" એવું વર્ણન આવે છે. આ ઉપર કહેલાં ત્રણ તત્ત્વોની ત્રિપુટીમાં કેટલુંક સામ્ય છે જ.

તેવી રીતે ત્રણ મુખ્ય ગુણો આવે છે—શૌર્ય, નિયમિતતા અને સત્ય. એક આદર્શ રાજ્યમાં ત્રણ વર્ગના લોકો હોવા જોઇએ—સૈનિકો, વેપારીઓ અને અમલદારો. આદર્શ રાજ્યના ત્રણ જનવર્ગ :

પ્લેટોની કેળવણીમાં મુખ્ય સંગીત અને બીજી તેને લગતી કલાઓ અગત્યનું સ્થાન લે છે; કેમકે તેથી આત્મામાં સત્ય અને સૌન્દર્ય તરફ જાગૃતિ આવે છે. પછી શારીરિક શિક્ષણ આવે છે અને છેલ્લે ગણિત આવે છે; કેમકે તેથી તર્કસંકલના કરીને માણસ અગમ્ય વસ્તુતત્ત્વ સુધી અનુમાનદ્વારા પહોંચી શકે છે. માણસ પોતાની વિવેકશક્તિને માન આપીને પોતાના આત્માને અને સમાજને બરાબર સમતોલપણે સમજી શકે છે, અને ડહાપણ મેળવી શકે છે. પ્લેટોનો શિક્ષણ-ક્રમ :

મનુષ્યે પવિત્રતા મેળવવી જોઇએ: એ જ શિક્ષણનું અંતિમ ધ્યેય છે. તેથી મનુષ્ય, ઇશ્વરના સહવાસમાં આવે છે. અહીં પ્લેટો અને સેન્ટ પોલના કથનમાં ઘણું સામ્ય છે. ડીન ઇંજ કહે છે કે, " એક રીતે એ બન્ને વિચારકોમાં વ્યક્તિત્વ ઊંચા પ્રકારનું ખીલેલું દેખાય છે." પ્રેમ એ દિવ્ય રહસ્યના ગુપ્ત અને ગૂઢ ભેદો સમજાવનાર મોટો ધર્મગુરુ છે—એ રહસ્ય સેન્ટ પોલમાં અને પ્લેટોમાં એક સરખી રીતે જોવામાં આવે છે. પવિત્રતા, શિક્ષણનું અંતીમ ધ્યેય :

**પ્લેટોનો અભ્યાસક્રમ કૉન્ફ્યુસિયસની સાથે પણ મળતો આવે છે.** અને તેને માટે હિંદુસ્તાનની માફક ભક્તિ, દિવ્ય પ્રેમ—એ એક સમયના નૈતિક જીવનનો બદલો છે. મનુષ્યોને બીજા કેટલાક રસ્તાઓ બતાવવામાં આવ્યા છે, અને સમાજના વિભાગો કેટલાંક કુદરતી માનસિક બંધારણોને મળતાં આવે છે. દાખલા તરીકે તર્કવાદી અને બુદ્ધિવાદી; ઉપયોગી અને શક્તિશાળી; જડ અને પરાધીન: અભ્યાસ-ક્રમની સરખામણી :

વાદથી "રશિયન દેવળ" ની ભાવના પ્રગટે છે; ને પ્લેટોના "પ્રજાસત્તાક" માં દર્શાવેલા વિચારોથી જ "સોવિએટ" (Soviet) પ્રજામાં દેવળ (ખ્રિસ્તી ધર્મગુરુઓની) સામે મોટી ઝુંબેશ અને ખુના મરકીના પ્રસંગ બને છે; કેમકે પ્લેટો સમાજવાદી હતો અને ગહનવાદી પણ હતો.

પ્રજા-સત્તાકના સત્તા-ધારીઓ: અને સારા ખાનદાની સંરક્ષકો (નેતાઓ) તથા પ્રજાહક્ક યાચનારા નગર–નાયકો (city-fathers) વધારે ઊંચી ભાવનાવાળા થાય તથા સૌમ્ય થાય તેવા યત્નો પ્લેટોએ કર્યા હતા; પ્રજાનું હિત જોનારા એવા લોકો તત્ત્વજ્ઞાની હોવા જોઇએ. આ રીતે જોતાં પ્લેટોનું 'યુટોપિયા' (Utopia) સ્વર્ગ જેવું સુંદર રાજ્ય–માનવીના સ્વભાવ ઉપર તથા તેમની જરૂરીઆતો ઉપર રચાયલું છે, તેમાં માનસશાસ્ત્રની દૃષ્ટિથી જડેલું સત્ય "સમાજવાદી રશિયન" માં મૂર્તિમંત થાય છે.

પ્લેટોનું માનસ-શાસ્ત્ર **પ્લેટોનું માનસશાસ્ત્ર સેન્ટ પૉલના અને શ્રીમદ્‌-ભગવદ્‌ગીતાના માનસશાસ્ત્રને મળતું આવે છે.** તેમની અમુક ઐતિહાસિક સાંકળ સાચવવાની છે; તેથી હિંદુઓની નીતિપદ્ધતિ ગ્રીક લોકોને અસર કરે છે. અને ગ્રીકોની નીતિ સેન્ટ પોલનાં મન્તવ્યોમાં સ્પષ્ટ દેખાઇ આવે છે.

ત્રણ તત્ત્વોની ત્રિપુટી: સેન્ટ પોલે માણસને 'શરીર' 'આત્મા' અને 'દિવ્ય તત્ત્વ' એ ત્રણેનો સમુદાય કહ્યો છે; પ્લેટોએ માણસને 'શરીર' 'આત્મા' અને 'મન' નો સમુદાય કહ્યો છે, અને શ્રી. ગીતામાં ઇન્દ્રિયો ઘોડારૂપી છે, વિવેકશક્તિ તેનો હાંકનાર સારથિ, અને તે રથમાં બેસનાર 'રથિ' જીવાત્મા છે" એવું વર્ણન આવે છે. આ ઉપર કહેલાં ત્રણ તત્ત્વોની ત્રિપુટીમાં કેટલુંક સામ્ય છે જ.

તેવી રીતે ત્રણ મુખ્ય ગુણો આવે છે—શૌર્ય, નિયમિતતા અને સત્ય. એક આદર્શ રાજ્યમાં ત્રણ વર્ગના લોકો હોવા જોઇએ—સૈનિકો, વેપારીઓ અને અમલદારો. આદર્શ રાજ્યના ત્રણ જનવર્ગ :

પ્લેટોની કેળવણીમાં મુખ્ય સંગીત અને બીજી તેને લગતી કલાઓ અગત્યનું સ્થાન લે છે; કેમકે તેથી આત્મામાં સત્ય અને સૌન્દર્ય તરફ જાગૃતિ આવે છે. પછી શારીરિક શિક્ષણ આવે છે અને છેલ્લે ગણિત આવે છે; કેમકે તેથી તર્કસંકલના કરીને માણસ અગમ્ય વસ્તુતત્ત્વ સુધી અનુમાનદ્વારા પહોંચી શકે છે. માણસ પોતાની વિવેકશક્તિને માન આપીને પોતાના આત્માને અને સમાજને બરાબર સમતોલપણે સમજી શકે છે, અને ડહાપણ મેળવી શકે છે. પ્લેટોનો શિક્ષણ-ક્રમ :

મનુષ્યે પવિત્રતા મેળવવી જોઇએ એ જ શિક્ષણનું અંતિમ ધ્યેય છે. તેથી મનુષ્ય, ઇશ્વરના સહવાસમાં આવે છે. અહીં પ્લેટો અને સેન્ટ પોલના કથનમાં ઘણું સામ્ય છે. ડીન ઇંજ કહે છે કે, "એક રીતે એ બન્ને વિચારકોમાં વ્યક્તિત્વ ઊંચા પ્રકારનું ખીલેલું દેખાય છે." પ્રેમ એ દિવ્ય રહસ્યના ગુપ્ત અને ગૂઢ ભેદો સમજાવનાર મોટો ધર્મગુરુ છે—એ રહસ્ય સેન્ટ પોલમાં અને પ્લેટોમાં એક સરખી રીતે જોવામાં આવે છે. પવિત્રતા, શિક્ષણનું અંતીમ ધ્યેય :

**પ્લેટોનો અભ્યાસક્રમ કૉન્ફ્યુસિયસની સાથે પણ મળતો આવે છે.** અને તેને માટે હિંદુસ્તાનની માફક ભક્તિ, દિવ્ય પ્રેમ—એ એક સમયના નૈતિક જીવનનો બદલો છે. મનુષ્યોને બીજા કેટલાક રસ્તાઓ બતાવવામાં આવ્યા છે, અને સમાજના વિભાગો કેટલાંક કુદરતી માનસિક બંધારણોને મળતાં આવે છે. દાખલા તરીકે તર્કવાદી અને બુદ્ધિવાદી; ઉપયોગી અને શક્તિશાળી; જડ અને પરાધીન: અભ્યાસ-ક્રમની સરખામણી :

નૈતિક તત્ત્વો ઉમદા રીતે એકઠાં થયેલાં દેખાય છે. ઝેનોફેનીઝ તથા થેલ્સ, એનેક્ષામિન્ડર અને હેરેક્લિટસ, એરિસ્ટોટલ અને તેના અનુયાયીઓ; ગ્રીસના ઇતિહાસમાં એવા વિચારકોની પરંપરા છે, વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાન એ તેમના જીવનની જીવન્ત લાલસા છે.

જો ગ્રીકોની ફીલસુફીનો ઉદય પાયથેગોરાસથી ગણિયે તો એમ લાગે છે કે તેની પહેલાં થયેલા થેલ્સમાં પણ તે હતી જ. ગ્રીક લોકો એમ માનતા હતા કે 'ફિલસુફી એટલે બધા જ સમય અને બનાવો પરના તર્ક'; 'ફીલસુફી એટલે આ દુનીઆ અને તેમાં રહેનારાં માણસોને સમજવાનો એક ગંભીર પ્રયત્ન. તેનો મુખ્ય ઉદ્દેશ માનવ જીવનનો સત્ય માર્ગ શોધી કાઢવાનો છે.' ફિલસુફીનો અર્થ :

વૈજ્ઞાનિકો અને કવિઓ, વ્યાપારીઓ અને શિક્ષકો, ઇતિહાસકારો અને તબીબો (વૈદ્યો) અને સંસારી પુરુષો—એ ગ્રીસના જ્યોતિર્ધરો (torch-bearers) છે. સોક્રેટિસ અને પ્લેટો જીંદગીમાં પવિત્રતા અને સૌન્દર્યના આદર્શ પોષી શકયા હતા. ગ્રીસના જ્યોતિર્ધરો :

ગ્રીક લોકોની સાદાઇ, આદર્શ પ્રેમ, ધૈર્ય, વિવેકનું ગાંભીર્ય, ભયરહિત સત્યાન્વેષણ અને સ્પષ્ટ ભાષણ—એવા એવા ઊંચા ગુણો પેરિક્લીઝ જેવા વ્યાપારીમાં, હીપોક્રેટીસ જેવા તબીબોમાં, અને થ્યુકીડાઇડીઝ જેવા ઇતિહાસકારોમાં જોવામાં આવે છે. પેરિક્લીઝના પુત્રો યુવાન વયમાં એક પછી એક એમ અઢવાડિયાના અંતરમાં મરણ પામ્યા. છતાં આ બધું, ખેદ પામ્યા સિવાય પેરિક્લીઝ સહન કરી શકયો; અને ચિત્તની શાંતિ હંમેશ પ્રમાણે સમતોલ રાખી શકયો! દરેક માણસ જે પેરિક્લીઝને જોતો તે કહી શકતો કે તે પોતાના કરતાં વધારે ખાનદાન છે. પેરિક્લીઝ ફિલસુફનું ધૈર્ય :

ગુલામી કેમ મંજૂર રાખી ? જો ગુલામીને એરિસ્ટોટલ અને પ્લેટો જેવાએ નિભાવી હોય તો તે તેની અનિવાર્યતાને લીધે અને કાંઇક અંશે મનુષ્યોના પરિવર્તનશાલી વલણને લીધે નિભાવી હતી. જેમ ભારતવર્ષમાં શૂદ્ર મૃત્યુ પછી પણ શૂદ્ર જન્મે એવી માન્યતા છે તેમ, ગ્રીસમાં પણ કેટલાક સંસ્કારો મેળવવા દેહાંતર-પ્રાપ્તિની આવશ્યકતા છે —એવો મત ચાલ્યો હતો.

કાયદામાં ઉપેક્ષા : જો કે સેન્ટ પૉલને એમ લાગ્યું હતું કે ક્રાઇસ્ટના સમયમાં આ મત ચિરસ્થાયી રહી શકે એમ નથી. પ્લેટોની માન્યતા પણ આનાથી દૂર જતી રહેતી હોય તેવી લાગે છે. ગુલામી કરતાં મરણ વધારે ઇચ્છનીય હોય તેમ લાગે છે. જો કે આ વાત લોકશાસનમાં ગ્રહણ કરવામાં આવી છે; પણ કાયદામાં તેની તરફ દુર્લક્ષ રાખવામાં આવ્યું છે.

એથેન્સમાં ગુલામો પ્રત્યે વર્તન: ઍથેન્સમાં ગુલામોની સારી બરદાસ્ત થતી હતી, અને તેઓ સ્પાર્ટાનાં ખેતરોમાં કામ કરતા ગુલામો કરતાં સારી સ્થિતિમાં હતા. ગ્રીસમાં ચાલતી ગુલામી-સંસ્થા ઉપરથી આપણે તેના માત્ર અવગુણો જ જોઇ શકતા નથી. પણ પેલેસ્ટાઇનમાં જે ખ્રિસ્તી મત ફેલાયો—અને તે ધીરે ધીરે ગ્રીસ અને રોમ સુધી પહોંચ્યો તેથી ગ્રીસ અને રોમમાં પ્રકાશ અને સંસ્કૃતિનાં વહેણ વહેવા લાગ્યાં. ક્લીન્સનાં પવિત્ર સ્તોત્રોમાં પણ ઝીયસ ( Zeus ) ને 'બધા લોકોનો પિતા' તરીકે ગણેલો છે. તેથી ગુલામો પ્રત્યે ખાસ તિરસ્કાર કે ક્રૂરતા દેખાડવાનું કારણ મળતું નથી.

ગ્રીસના વિચારકો : ગ્રીસના કવિઓ અને ધાર્મિક ઉપદેશકોની સાથે સાથે વૈજ્ઞાનિક-વિચારકોની એક મોટી પરંપરા છે; તેમણે મનુષ્યના નૈતિક જીવનનું પોષણ કર્યું છે. તેમના મનમાં વૈજ્ઞાનિક અને

નૈતિક તત્ત્વો ઉમદા રીતે એકઠાં થયેલાં દેખાય છે. ઝેનોફેનીઝ તથા થેલ્સ, એનેક્ષામિન્ડર અને હેરેક્લિટસ, એરિસ્ટોટલ અને તેના અનુયાયીઓ; ગ્રીસના ઇતિહાસમાં એવા વિચારકોની પરંપરા છે, વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાન એ તેમના જીવનની જીવન્ત લાલસા છે.

જો ગ્રીકોની ફીલસુફીનો ઉદય પાયથેગોરાસથી ગણિયે તો એમ લાગે છે કે તેની પહેલાં થયેલા થેલ્સમાં પણ તે હતી જ. ગ્રીક લોકો એમ માનતા હતા કે 'ફિલસુફી એટલે બધા જ સમય અને બનાવો પરના તર્ક;' 'ફીલસુફી એટલે આ દુનીઆ અને તેમાં રહેનારાં માણસોને સમજવાનો એક ગંભીર પ્રયત્ન. તેનો મુખ્ય ઉદ્દેશ માનવ જીવનનો સત્ય માર્ગ શોધી કાઢવાનો છે.' ફિલસુફીનો અર્થ :

વૈજ્ઞાનિકો અને કવિઓ, વ્યાપારીઓ અને શિક્ષકો, ઇતિહાસકારો અને તબીબો ( વૈદ્યો ) અને સંસારી પુરુષો—એ ગ્રીસના જ્યોતિર્ધરો ( torch-bearers ) છે. સોક્રેટિસ અને પ્લેટો જીંદગીમાં પવિત્રતા અને સૌન્દર્યના આદર્શ પોષી શકયા હતા. ગ્રીસના જ્યોતિર્ધરો :

ગ્રીક લોકોની સાદાઇ, આદર્શ પ્રેમ, ધૈર્ય, વિવેકનું ગાંભીર્ય, ભયરહિત સત્યાન્વેષણ અને સ્પષ્ટ ભાષણ—એવા એવા ઉંચા ગુણો પેરિક્લીઝ જેવા વ્યાપારીમાં, હીપોક્રેટીસ જેવા તબીબોમાં, અને થ્યુસીડાઇડીઝ જેવા ઇતિહાસકારોમાં જોવામાં આવે છે. પેરિક્લીઝના પુત્રો યુવાન વયમાં એક પછી એક એમ અઠવાડિયાના અંતરમાં મરણ પામ્યા. છતાં આ બધું, એક પામ્યા સિવાય પેરિક્લીઝ સહન કરી શક્યો; અને ચિત્તની શાંતિ હંમેશ પ્રમાણે સમતોલ રાખી શક્યો ! દરેક માણસ જે પેરિક્લીઝને જોતો તે કહી શકતો કે તે પોતાના કરતાં વધારે આનંદમાં છે. પેરિક્લીઝ ફિલસુફનું ધૈર્ય :

'પ્રોમિથિઅસ'નું પાત્ર : 'પ્રોમિથિઅસ', એ કાવ્યમાં અમર થયેલી આદર્શ વ્યક્તિ ગણાય છે; ને પેરિક્લીઝ રાજકીય જીવનના કઠિન પગથિયા પર શહીદ થયલો એક વીર પુરુષ ગણાય છે; અને તે આદર્શરૂપ છે.

બીજા પ્રસિદ્ધ પુરુષો : ટ્યુસીડાઇડીઝ ઘણાં કંટાળાભરેલાં વર્ષો સુધી માત્ર હકીકતો તપાસીને ઇતિહાસકાર થયો; અને હીપોક્રિટસ એક આદર્શ તબીબ (વૈદ્ય) હતો. તે સૌન્દર્યમાં અને પ્રતિષ્ઠામાં ચઢિયાતો હતો. તે એક સંપૂર્ણ અને કુશળ તબીબ તરીકે હંમેશાં નમૂનારૂપ રહેશે. તે વિદ્વાન હતો, અને ધ્યાનપૂર્વક તપાસ કરતો હતો.

આદર્શ ચિકિત્સક: તે દયાળુ હતો અને દર્દીઓની દલીલોને માટે ઊંડું માન ધરાવતો હતો. પોતાનો અનુભવ બીજાને ફાયદાકારક થશે એવી બળવત્તર ઇચ્છા રાખતો હતો. તે નિયમિત હતો, શાંત હતો, દુઃખીને મદદ કરવાની ધગશ રાખતો હતો; ગંભીર અને વિચારવંત હતો. તે શરમાળ હતો ને પવિત્ર મનવાળો હતો. તે લાગણીઓને વશ રાખતો. તે બધી ઔષધિઓનો પિતા ગણાય છે. તેના સમકાલીન લોકો તથા બીજા અનુયાયીઓ આ વાત પૂરવાર કરે છે. તે સદ્‌ગુણી હતો તથા ચારિત્ર્યવાન હતો. તેણે બધા યુગના તબીબો માટે ગાંભીર્ય અને નીતિની છાપ મેળવી છે. તેની ગણના એક ધર્મસંસ્થાપક તરીકે થઈ શકે.

હીપોક્રિટસની આત્મકથા: "હીપોક્રિટસનું સોગંદનામું"—એ નામના ગ્રન્થમાં નીતિનું ઘણું વિકસિત સ્વરૂપ જોવામા આવે છે. તેની સાથે સરખાવતાં ઍરિસ્ટોટલે વર્ણવેલો "આદર્શ ખાનદાન મનુષ્ય–સદ્‌ગૃહસ્થ" પણ ઝાંખો પડે છે; કેમકે ઍરિસ્ટોટલે વર્ણવેલો સદ્‌ગૃહસ્થ જેવો છે તેવા સદ્‌ગૃહસ્થો અંગ્રેજ લેખક કીંગ્સલીની નવલકથામાં જોવામા આવે છે.

ગ્રીસના ઉપર્યુક્ત નીતિગ્રન્થમાં જે અમીરી સત્તાવાહી (શાહીવાહી) તત્ત્વ દેખાય છે તે તપાસિયે. ખેતી માટે રાખેલા ગુલામોની તનતોડ મહેનતથી સ્પાર્ટાના શહેરીઓ માલદાર થયા હતા તેવી જ રીતે એથેન્સના "સદ્ગૃહસ્થો" ગુલામોની વસતી ઉપર નિભાવ કરતા હતા. મોટા બ્રહ્મજ્ઞાની જેવો એપિક્ટેટસ પણ એક ગુલામ હતો. શાહીવાદનું તત્ત્વ:

કોઈ પણ મનુષ્યથી અટકાવી ન શકાય તેવી ગુલામી સંસ્થા તે વખતે પૂરવેગમાં ચાલતી હતી. આખરે બિચારો એપિક્ટેટસ અપંગ બની ગયો. હોરેસ જેવા લેખકો કહે છે કે 'ગુલામને મારી નાંખવાનો આપણને તર્ક આવે ત્યારે તુર્ત જ એને હણી શકીએ છીએ'. 'ગુલામી'-ની સંસ્થા:

મહાન સિંકદરની પછી ગ્રીસના બીજા લોકો હિંદમાં આવ્યા હતા. તેમણે હિંદમાં આવો એકકે ક્રૂર ધારો જોયો નહિ તેથી તેમને અચંબો લાગ્યો હતો. એથેન્સની ચઢતીના સમયમાં ગુલામો તરફ સારું વર્તન દેખાડવામાં આવતું હતું. હિંદમા તેનો અભાવ:

નવો ઉદય પામતી એવી મનુષ્યોના સમાન હક્કની માનસરી લાગણી ફેલાવવાથી આ યુગને આપણે તે વખતને માટે 'દુ:ખ-દાયક' કહી શકીએ; પરન્તુ, તે વખતના મહાન પુરુષોને એવું લાગતું નહોતું. અગર જો કે પ્લેટો આંતર સત્યને ખરૂ કરવા માટે લોકવ્યવહારની નગદ હકીકતોની સામે ચતો—લોકાચારને તે મૂર્ખ ગણતો હતો; તો પણ ગુલામી સંસ્થાને તે વ્યાજબી ગણતો હતો. એરિસ્ટોટલ પણ ગુલામીનો બચાવ કરતો અને કહેતો કે અમુક સંયોગોમાં ગુલામી વ્યાજબી છે એમ સાબીત થયેલું છે—અમુક જાતના માણસો સાથે હંમેશાં 'ગુલામી' પ્રત્યે ગ્રીકોનું વલણ:

એવું જ વર્તન રાખવું યોગ્ય છે.

**વાગ્રણી-હીન ક્રૂર ગુલામીનો યુગ:** એથેન્સની પડતી પછી ગુલામીના ધારા સખત અને ક્રૂર થતા ગયા; તેથી ઇસ્વીસનના બીજા સૈકામાં ડીઓક્રીસોસ્ટોમ જેવાએ વિરોધ કર્યો હતો. લોકોએ સોક્રેટીસને ખૂબ વખાણ્યો છે.

---

## ૬

**ગ્રીક ફીલસુફીનો વિજય :**

પાશ્ચાત્ય કેળવણીમાં જે તત્ત્વો ઊંચાં ગણાય છે તેનાં ઊંડાં મૂળ ગ્રીસની ફીલસુફીના મત ઉપર અવલંબે છે. જ્યારે આપણે ખ્રિસ્તી લોકોનાં નીતિશાસ્ત્રો તરફ જોઈએ છીએ ત્યારે આપણે જોઈ શકીએ છીએ કે કેવી રીતે પ્લેટોનો સંપ્રદાય ટકી શક્યો, અને નવા પ્રગતિવાદી ખ્રિસ્તીઓએ પણ એ મત સ્વીકાર્યો.

**ખ્રિસ્તીઓ ગ્રીક-સંસ્કૃતિ સ્વીકારે છે:**

ખ્રિસ્તીઓના જીવનમાં ગ્રીસની સંસ્કૃતિ ખરેખર એક નવીન વસ્તુ હતી એ સ્પષ્ટ સમજાય તેવું છે. નવી જીંદગીને સમજવા જેમ જેમ તેમણે નવા અર્થો વડે ગ્રીસનો 'સૌન્દર્ય-' નો આદર્શ સમજવા યત્ન કર્યો તેમ તેમ નવા શબ્દોની જરૂર પડી.

**એરિસ્ટોટલ :**

ઈશુ ખ્રિસ્તે સ્વર્ગસુખ મળવા આપેલાં વચનને ખરાં માનનાર શ્રદ્ધાળુ ખ્રિસ્તી, એરીસ્ટોટલના 'સદ્‌ગૃહસ્થ' કરતાં આંતર અને બાહ્ય દૃષ્ટિથી વધારે આગળ વધેલો છે. તો પણ એમ કહેવું પડે છે કે એરિસ્ટોટલ પોતે, તેના આદર્શ કરતાં ઘણો વધારે ભવ્ય પુરુષ હતો. તે ઇ. સ. પૂર્વે ચોથા સૈકાના બીજા અર્ધમાં થઈ ગયો. તે એક ફીલસૂફ અને વૈજ્ઞાનિક હતો.

સભ્યતાની સરખામણી : સોક્રેટિસ સૌન્દર્ય, સંયમ, ધૈર્ય, ન્યાય વગેરે ઊંચા ગુણો ઉપર તર્ક ચલાવતો હતો; પ્લેટો રાજયતંત્ર અને શિક્ષણની યોજનાઓ ગૂંથતો હતો. એરિસ્ટોટલે બધા જ્ઞાન ઉપર એક શિલ્પકાર તરીકે પોતાના બુદ્ધિચાતુર્યની છાપ પાડી હતી.

સિકંદરનો ગુરુ : તે પ્લેટોનો વિદ્યાર્થી હતો અને મહાન સિકંદરનો ગુરુ હતો. ઇ. સ. પૂર્વે ૩૩૫ મા એરિસ્ટોટલે એથેન્સમાં લાઇસીઅમમાં એક શાળા કાઢી હતી. તેણે ત્યાં પ્રશ્નોત્તર-પદ્ધતિથી શિક્ષણ આપવાનું શરૂ કર્યું હતું. તે પદ્ધતિ સૉક્રેટિસની પદ્ધતિની ખીલાવટ છે.

એરિસ્ટોટલ પ્રાણીવર્ગશાસ્ત્રમાં પ્રવીણ હતો અને નીતિનો સંસ્થાપક હતો; તેથી તે સમાજશાસ્ત્રનો પિતા ગણાય છે.

પરન્તુ, ગ્રીસ દેશના ઉચ્ચ ભેજાંના આદર્શો અને એકંદર સમાજની દુઃખદ સ્થિતિ–એ બે વચ્ચે રહેલું મોટું અંતર ખરેખર મર્મવેધક છે. પરિણામે ગ્રીક–વિચારમાં મોટી પડતી ધીમે ધીમે આવે છે. તે પડતીના ક્રમની અટકળ કરવા માટે આપણે ગ્રીસના પ્રતિષ્ઠિત અને મર્મ–હાસ્યવાળાં લખાણ કરનાર એરિસ્ટોફેનિઝ તરફ વળવું જોઇએ. આદર્શો અને સમાજ-સ્થિતિનું-અંતર:

તેના મર્મ–કટાક્ષવાળાં લખાણો મનુષ્યની સામાન્ય નિર્બળતા ઉપર હુમલો કરે છે તે રાજ્ય માટે ભયકર ગણાય. વખત જતા ગ્રીસની નીતિ ધર્માન્ધતામાં ઊતરી પડે છે. અને ઉત્તમ ગણાતા શહેરીઓ ધર્માન્ધ થાય છે. એથેન્સનું પંચ સોક્રેટિસને અપરાધી ઠરાવે છે; નૂળ જે પંચે તેને સજા કરી હતી તે વ્યાજબી હતુ એવી માન્યતા ફેલાય છે; અને એરિસ્ટ્રોફેનીઝ તેના સમકાલીન લેખકોમાં મહાન ગણાય છે. એરિસ્ટોફેનિઝનાં માર્મિક લખાણ:

ઉત્તમની અવગણના અને અધમની પ્રશંસા એ જ ખરી પડતી છે. યુરિપીડીઝ જેવા નીતિશાસ્ત્રના સમર્થ અભ્યાસીનાં લખાણ ઉપર એરિસ્ટ્રોફેનીઝે હાસ્યઠઠ્ઠા ઉપજાવવા ટીકાઓ કરી. તે પણ ગ્રીસના લોકોને વ્યાજબી લાગી હશે ? ખરેખર, એ સમય ગ્રીસની પડતીનો ગણવો જોઇએ. ગ્રીસની પડતીનો વખત:

આ ઉપરથી એવું સ્પષ્ટ સમજાય છે કે ગ્રીસની પડતી માટે એરિસ્ટ્રોફેનીઝ જેવા લેખકો જવાબદાર છે; અને એ પડતી વ્હેલી લાવવામાં ગ્રીસનાં રાજ્યદ્વારી કારણો જવાબદાર છે. ગ્રીસનાં નગર–રાજ્યો ( City–States ) માં પરસ્પર ઇર્ષા પડતીનાં કારણો:

અને હરિફાઇ વધે છે. નૈતિક પડતી થવાથી મનુષ્યની સ્થાનિક જાગીરોના ટુકડા થઇ જાય છે; દ્રવ્યનો નાશ થાય છે; કુસંપનો વારસો વધતો જાય છે. તેથી વિદેશી લોકો સાથે ગ્રીસનો સંબંધ જોડાયો ત્યારે ગ્રીક લોકો એકઠા થઇ સ્વતંત્ર રહી શક્યા નહિં, એકમેકના સહકારમાં વિશ્વાસ ખોઇ બેઠા; કોઇ પણ કરાર કે ઠરાવ પ્રતિપક્ષીઓના દ્વેષભાવને નિર્મૂળ કરવા શક્તિમાન થયો નહિં.

**એકદિલીનો અભાવ:** ટૂંકમાં કહીએ તો દ્વેષ, લોભીપણું, સામાજિક અન્યાય વગેરે દુર્ગુણોથી જેમ એથેન્સ પડ્યું તેમ તે જ દુર્ગુણોથી ગ્રીસ પડ્યું. જો નગર-રાજ્યો સંપીને રહ્યાં હોત તો તેઓ સમૃદ્ધ થાત અને મજબૂત થયાં હોત.

**ગ્રીસનો સાંસ્કૃતિક ફાળો:** **તો પણ ગ્રીસની પડતીએ લાંબે ગાળે નવી દુનીઆનું ક્ષિતિજ વિશાળ કરી આપ્યું છે.** હીબ્રૂ મતની પેઠે ગ્રીક મત પણ પૂર્વના દેશોમાં બહુ પરિચિત થયો હતો. ગ્રીસે પોતાની લાક્ષણિક સંસ્કૃતિ દૂર દૂરના દેશો સુધી ફેલાવી હતી એ એનું સાર્થક હતું. ગ્રીસનાં સંસ્કૃતિ-કેન્દ્રોની બાજુમાં નવાં સંસ્કૃતિ-કેન્દ્રો જન્મ્યાં, તે દેશની સ્થિતિને તથા રહેનારાઓને અનુકૂળ હતાં. તેણે પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિને એકત્ર કરવાનો પ્રયત્ન કર્યો, અને જુદી જુદી જાતની મનુષ્યોની બુદ્ધિ-શક્તિને સજાતીય જથ્થામાં એકત્ર કરી ગૂંથવા યત્ન કર્યો.



## ૭

**સંયમ-પ્રધાન તત્ત્વજ્ઞાન:**

પ્લેટોના વિચારો અને ઍરિસ્ટોટલની રાજનીતિ સમજવા કોઇ શહેર ગ્રીસમાં સમર્થ ન હોતું. ઍરિસ્ટોટલ પછીના જે તત્ત્વચિંતકો આવ્યા તેમાંના કેટલાક સંશયવાદી, કેટલાક મોજશોખને મહત્ત્વ આપનારા અને કેટલાક ગમગીન, પણ સંયમી જીવન ગાળનારા હતા. તેમના વિચારો કેંક અંશે આત્માને ઉત્તેજન આપે તેવા હતા; તેમનું દૃષ્ટિબિન્દુ વિશાળ હતું; અને તેઓ રાજનિષ્ઠ હતા. તે વખતે રાજકીય દૃષ્ટિથી જોતાં ગ્રીસનાં શહેરો અસહાય થઇ પડ્યાં હતાં. તેમને માટે સંયમી તત્ત્વવેત્તાની અડગતા, મોજશોખનો આત્મસંતોષ અને સંશયવાદી જેવી સ્વસ્થતા જરૂરનાં હતાં

**'સ્ટોઇક' અથવા સંયમવાદીઓ:**

આ ત્રણ મત સ્થાપનાર વિચારકો અમુક ઐતિહાસિક સમયમાં ઉપયોગી લાગતા હતા. સંયમી ( Stoics ) તત્ત્વવેત્તાઓ, શાક્યમુનિની પેઠે સંયમ રાખી સ્વર્ગનો અનુભવ કરવા કહેતા; અને માણસનાં બધાં કામ વિશ્વના સનાતન નિયમને તાબે રાખવાનો બોધ કરતા હતા. સોક્રેટીસની પેઠે તેઓ કહેતા કે ' સત્ય જ્ઞાન એ જ સદ્‌ગુણ છે. '

'ઝેનો'નું તત્વજ્ઞાન: ઝેનો [ Zeno ] નામે એક સેમાઇટ ( Samosનો વતની) જેને હિંદી તત્ત્વજ્ઞાનની સારી અસર થઇ હતી, તે ઘણો સંયમી યોગી જેવો લાગે છે. "સ્ટોઇક" પંથનો આ સંસ્થાપક ઝેનો કાંઈક અંશે પયગમ્બર [ Prophet ] જેવો હતો. તે એટલો બધો સાચો હતો કે તે પોતાનો મત બહુ આગ્રહથી સમજાવતો અને તેને અડગતાથી વળગી રહેતો.

તેનો શુદ્ધ બુદ્ધિવાદ: તે શુદ્ધબુદ્ધિવાદી [ Rationalistic ] હતો; અને શ્રદ્ધાળુ પણ હતો. તે સમયના સંશયવાદી લોકોને તેણે નીતિનો ઝોક આપ્યો. અદૃષ્ટ વસ્તુથી ઘણા લોકો ડરવા લાગ્યા. કેટલાક લોકો સંતોષથી રહેતા હતા, ને પુરાણા મતનું અવલંબન કરીને નીતિમાન થવાનું જરૂરી સમજતા નહોતા. ઇચ્છા મુજબ કે તર્કશક્તિ પ્રમાણે નીતિમાન કે અનીતિમાન થવું-એ નક્કી કરવામાં આવતું. મતલબ કે **નીતિનાં ધોરણોનાં મૂલ્યમાપન ફરીથી થવા લાગ્યાં હતાં.**

ઝેનોની સેવા: **તેવે વખતે ઝેનોએ તેમને મોક્ષનો સિદ્ધાન્ત સમજાવ્યો અને લોકોને વાસનાનાં બંધનોમાં સપડાઇ જતા બચાવ્યા.**

અનેક જુસ્સાઓથી ચંચળ સ્વભાવવાળા થયેલા માણસોને ઝેનોએ દૃઢતા અને બળ આપ્યાં હતાં. તેણે માણસની ઇચ્છાશક્તિ [ Will power ]ને બહુ મહત્ત્વ આપ્યું છે.

આત્માના અવાજનું મહત્ત્વ: પોતાના અંતરાત્માના અવાજને માન આપવાનું ઝેનોએ પ્રથમ સમજાવ્યું. લાઓત્સે ( Laotse ) ની પેઠે જ ઝેનોએ માણસને વિશ્વના આત્મા સાથે સુમેળ ( harmony ) સાધતાં શિખવ્યું હતું. હિંદુઓ પણ કહે છે કે માણસે વિશ્વધર્મનું પાલન કરવું-અને તેમ કરતાં પોતાના ધર્મનું પાલન થઇ શકે છે.

પ્લેટોના સાથે સામ્ય:

આવી રીતે ઝેનોએ પ્લેટોનો સંપ્રદાય આગળ વધાર્યો. તર્ક–બુદ્ધિ માણસના શરીરરૂપી રથને હાંકે છે. ગુસ્સાઓ અને ભયને દૂર રાખે છે. અંતઃકરણમાં શાંતિ અને બાહ્ય જગતમાં ન્યાય રાખવાનો ઉપદેશ ઝેનોએ આપ્યો છે. કોઈ વસ્તુમાં આસક્તિ રાખ્યા સિવાય પોતાનું કર્તવ્ય બજાવવાનું ઝેનોએ શિખવ્યું છે.

બૌદ્ધધર્મ-બુદ્ધિવાદનું સંસ્કરણ:

આરંભકાળમાં પ્રવર્તતો બુદ્ધ ધર્મ એકલા સંયમને મહત્ત્વ આપે છે. તેથી તે 'સ્ટોઇક' મત જેવો લાગે છે. બુદ્ધ ભગવાનની પેઠે આ ગ્રીક તત્ત્વવેત્તાઓ પણ જ્ઞાનની ઝીણી ઝીણી આંટી-ઘૂંટીઓ ઉકેલવા પ્રયત્ન કરતા નથી. તેઓ માત્ર શુદ્ધ તર્કને માન આપે છે ને તર્કવિરુદ્ધ લાગતું વર્તન નકામું ગણી કાઢી નાંખે છે. 'માણસ આખરે મોક્ષ મેળવી શકે છે–' એ આશામાં તેઓ સંતુષ્ટ રહેતા હતા.

એરિસ્ટોનો પુણ્ય પાપ-નો સિદ્ધાંત

પછી ઝેનોનો શિષ્ય એરિસ્ટો ( Aristo ) આવ્યો. તે કહેતો કે માણસે સદ્‌ગુણી થવું એ જ તેના જીવનનું ધ્યેય છે. માણસે ખોટા તર્કવિતર્ક કરવા છોડી દેવા જોઈએ. માત્ર "પુણ્ય અને પાપ" એ બે બાબત સમજવા યત્ન કરવો જોઈએ. ઝેનો કહેતો કે સાચી સમજણ થાય ત્યારે સદ્‌ગુણ આપોઆપ જન્મે છે. પણ એરિસ્ટો ( Aristo ) કહેતો કે ખરું અને ખોટું–બેઉ સમજાય ત્યારે જ સદ્‌ગુણ દૃઢ થાય છે. ક્લીએન્થીસ ( Cleanthes ) કહેતો કે મન મજબૂત થાય ત્યારે સદ્‌ગુણ પ્રાપ્ત થાય છે. આ બધા વ્યાવહારિક સદ્‌ગુણના જુદા જુદા નામો છે.

પુણ્ય પાપ-ની સમજ:

પુણ્ય અને પાપ સમજવામાં જે શક્તિ વપરાય તે બુદ્ધિ કહેવાય છે. પુણ્ય–માર્ગ પસંદ કરી, પાપને ધિક્કારવામાં ખરું

શૌર્ય રહેલું છે. દરેક માણસને તેનો યોગ્ય બદલો આપવામાં ન્યાય રહેલો છે.

ત્યાગ અને સંયમ: શાક્યમુનિની પેઠે 'સ્ટોઇક' લોકો અજ્ઞાનને માણસજાતનો દુશ્મન માનતા હતા; અને વાસના ઉપર વિજય મેળવવામાં માનવજીવનનો વિજય સમજતા હતા. પોતાની જરૂરીઆતો ઓછી કરવી એ જ ખરું ધન છે અને સંયમમાં જ ખરી સ્વતંત્રતા રહેલી છે.

એપિક્યુરસનો મત: પણ, એપિક્યુરસ ( Epicurus ) કહેતો કે માણસે સુખી થવા યત્ન કરવો જોઇએ; સદ્‌ગુણ પોતે જ માનવજીવનનું ધ્યેય નથી, પણ સદ્‌ગુણ સુખનું સાધન બને છે માટે તે ધ્યેય છે. કેમકે, સદ્‌ગુણી થવાથી માણસ દુઃખ અને ચિંતામાંથી મુક્ત રહે છે.

સહકારી સંયમનો સિદ્ધાંત: પોતાના આદર્શને એપિક્યુરસ 'ડાહ્યા માણસોનો આદર્શ' કહેતો; અને 'સ્ટોઇક' ના મત સાથે પોતાનો મત સરખાવતો. તે વધારામાં એમ કહેતો કે 'સ્ટોઇક' લોકો બેપરવાઇમાં ઊતરી પડતા હતા, પણ પોતાના આદર્શમાં સંપૂર્ણ સુખ મળતું હતું. વળી, તે કહેતો કે મારા આદર્શમાં જીવનના આવેશ અને ઊર્મિને સ્થાન છે; 'સ્ટોઇક' મતમાં એવી ધગશ નથી. ભોગ અને વાસનાને તે ધિક્કારતો નથી; પણ જ્ઞાનથી તેમને તાબામાં રાખીને, જીવનનો નાશ તે ન કરે તેવાં રાખવા સલાહ આપે છે.

સારાસાર વિવેકની પ્રાપ્તિ: પોતાના મતમાં તે ઘણો આગ્રહી છે, ને અમુક કામ અમુક તકે જ કરી નાંખવાની વ્યાવહારિક સલાહ તે આપે છે. એપિક્યુરસ પોતાના શિષ્યોને કહેતો કે મારા આદર્શ પ્રમાણે

રહેવાથી તમે, સહુ માણસોમાં દેવ જેવા બનશો; નસીબ તમને હરાવી શકશે નહિં. અને બધા સંજોગોમાં તમે સુખી રહેશો. કેમકે એપિકયુરસ અને 'સ્ટોઇક' મતવાળા-બેઉ એમ માનતા કે ડહાપણ (વિવેક શક્તિ) અમર છે; અને તે એક વખત મેળવ્યા પછી નાશ પામતી જ નથી. તેથી જીવનમાં અમુક મર્યાદિત વખત સુધી સુખ ભોગવાય કે અનન્તકાળ સુખ ભોગવાય-એ બેઉ સરખું જ છે; કેમ કે સુખનું સાધન-વિવેક બુદ્ધિ-કેળવાય એ જ મોટું સુખ છે.

આ રીતે જોતાં 'સ્ટોઇક' મતમાં અને એપિક્યુરસના મતમાં કેટલુંક સામ્ય છે. એરિસ્ટોટલના અવસાન પછી થયેલા બધા તત્ત્વચિંતકોમાં કેટલુંક સામ્ય જોવામાં આવે છે. પ્લેટોએ ખ્રિસ્તી ધર્મને અમુક ઊંચું તત્ત્વજ્ઞાન પૂરું પાડયું હતું; અને આવા બીજા નાના નાના પંથમાંથી પ્રેમનું તત્ત્વ ધીમે ધીમે વિકસવા લાગ્યું. પૃથક તત્ત્વજ્ઞાનમાં એકતા:

સ્ટોઇક લોકોનો અડગ સંયમ ખ્રિસ્તી લોકોમાં અમુક 'શિસ્ત' (Discipline) તરીકે દાખલ થયો છે; અને આ નવા શિક્ષકોએ અમુક સામાજિક નીતિ શિખવી તે પણ ખ્રિસ્તી મંડળોએ અનુકરણ કરીને અપનાવી લીધી. સ્ટોઇક મતનું ઋણ:



## ૮

ગ્રીકોના આદર્શો : ગ્રીક લોકોના આદર્શોને આવા કંઈક ઐતિહાસિક ક્રમથી સમજાવી શકાય છે. તેમનાં વ્યાવહારિક કામ તેમના આદર્શથી—આપણામાં પણ એમ જ બને છે—ઊતરતા થવા લાગ્યાં. હોમરના યુગમાં પ્રમાણિક માણસો હતા. હેસીઅડના યુગમાં સખત કામ કરનારા મહેનતુ લોકો હતા. ટ્યુકિડાઇડીઝે એથેન્સ ઉપર જેટલી પ્રશંસા વર્ષાવી હતી તેમાં તે આદર્શો મૂર્તિમંત થયા હતા; અને સ્પાર્ટાના શૂરવીરોની કબરો ઉપર કોતરેલા મૃત્યુલેખ તો ખાસ ધ્યાન ખેંચે તેવા છે.

તેમનાં દૂષણો : તેમ છતાં ગુલામી અને સૃષ્ટિવિરુદ્ધ કામ કરવાનો દુરાચાર આ લોકોમાં ટકી રહ્યો હતો એ નિન્દાપાત્ર છે. સ્વાર્થ અને વિષયવાસના તેના મૂળમાં રહેલાં હતાં. આખરે પ્રેમનો મંત્ર તેમને જડ્યો ત્યારે સ્વાર્થ અને વિષયવાસના ઉપર તેઓ વિજય મેળવી શક્યા.

સ્ત્રી સંબંધી વલણ : ગ્રીસના સાચા આદર્શ જોવા આપણે પ્લેટો, એરિસ્ટોટલ, ઝેનોફોન, ટ્યુકિડાઇડીઝ અને બીજા કેટલાક નાટ્યકારોનાં લખાણ વાંચવાં જોઈએ, તે સમયે ઊંચા કુટુમ્બનો માણસ

રાજ્યનિષ્ઠ રહેતો. અને પોતાની પત્ની તથા સ્ત્રીને એકાન્તમાં '( ઘરમાં ) જ રાખતો હતો, અને તેથી તે સમાજમાં કહેતો કે 'જે સ્ત્રી વિષે સમાજમાં થોડી જ વાત થાય તે સ્ત્રી ખરી સતી છે.' એકિલીઝ કહેતો કે દરેક ડાહ્યો અને સાચો માણસ પોતાની પત્નીને પવિત્ર રાખે છે ને ચાહે છે.

પણ તે પછીના યુગમાં ગ્રીક લોકોના આદર્શ પરિવર્તન પામે છે. તેઓ એમ માનવા લાગ્યા કે સ્ત્રીઓને અને પ્રેમના જુસ્સાને પોતપોતાનું યોગ્ય સ્થાન મળવું જોઇએ, તેથી એથેન્સનો વતની, પુત્ર ઉત્પન્ન કરવા માટે પત્ની સાથે સંબંધ રાખતો; પણ ચતુરાઈની વાતચીત કરવા માટે તથા યૌવનની ખૂબીઓ માણવા માટે તે પરસ્ત્રીને પોતાની માશુક તરીકે રાખતો. તોપણ તેની વાતચીતમાં વિવેક રહેતો હતો. વર્તનમાં સભ્યતા દેખાતી હતી. કોઈ ગ્રીક એમાં ભૂલ કરતો કે વાતચીતમાં વધારે છૂટ લેતો ત્યારે એથેન્સના સભ્ય માણસો તેને તરછોડી નાખતા. બદલાયેલો મત: વારાંગના-ની મૈત્રી:

એથેન્સની સ્ત્રીઓ પણ આ બાબતને ખાસ મહત્ત્વ આપતી હતી. તે સમયે સ્પાર્ટામાં બહાદુર અને મરદના ગુણો દેખાડે તેવી સ્ત્રીઓ હતી; તેઓ શરીરે કદાવર હતી. છતાં તે નિર્લજ્જ હતી. એથેન્સની સ્ત્રીઓ તેમને માન આપતી નહિં. જાપાનમાં પણ સ્ત્રીઓના પોષાકની ખામીઓ દેખાય તે કેટલીક ખ્રિસ્તી સ્ત્રીઓને ગમતું નથી. એથેન્સની સ્ત્રીઓ:

સ્પાર્ટાની બહાદુર સ્ત્રીઓ સ્વાભાવિક રીતે પવિત્ર હતી. તેથી તેઓ કહેતી કે અમારી નગ્નતા જોવાને કોઇ હિંમત કરતું નથી. પણ તેથી ઉલટું ગુપ્તતા રાખવાથી કુતૂહલ વધારે જાગ્રત થાય છે. અદ્યાપિ આવા મત-મતાન્તરોનાં યુદ્ધ ચાલ્યા જ કરે છે. જાતીય કુતૂહલ:

પાપી માને છે; અને ગ્રીક લોકો–એસ્કીલીસ વગેરે–કહે છે કે પાપ બહારથી પેઠેલું તત્ત્વ છે; અને માણસ તેની સજાઓ ભોગવીને તેમાંથી છૂટો થઇ શકે છે.

પાપ અને પૂર્વ જન્મ:

આધુનિક લોકો એમ માને છે કે એમાં માણસનો દોષ નથી. અને તેમાં દેવો પણ મહેરબાની કરી શકે એવું કાંઇ નથી; કેમ કે કરેલાં પાપનાં ફળ ભોગવવાં જ પડે છે. માણસે કાર્યકારણની સાંકળમાંથી છૂટવું જોઇએ. પ્લેટો પણ કહેતો કે પાપ કરવાથી જ માણસ મોટી ભૂલ કરે છે; અને ડહાપણથી તેમાંથી છૂટી શકે છે.

હિબ્રૂ મત :

**હિબ્રૂ લોકો એમ માને છે કે દેવ સામે–દૈવી પ્રેમ સામે–બળવો ઉઠાવવાથી પાપ જન્મ્યું છે. પણ** કોઇ પવિત્ર દેવદૂત એ પાપમાથી માણસને મુક્ત કરી શકશે નહિં; કોઇ પયગંબર પાપ ધોઇ શકતો નથી.

પરોપકાર અને ક્ષમા:

એથેન્સમા પરોપકાર અને ક્ષમા ધર્મ તરીકે ગણાતાં નથી; અગર જો કે યુરીપીડીઝ તથા સોક્રેટીસ જેવા મહાત્માના લખાણમા તે ઉચ્ચ ગુણો કહેલા છે: તોપણ, એકંદર **ગ્રીક** સમાજ, તે ગુણોની કદર કરી શકતો નથી.

ગ્રીક નીતિ બાહ્ય જીવનને સ્પર્શે છે :

ગ્રીક લોકોની નીતિ આધ્યાત્મિક નથી, પણ બાહ્યસૃષ્ટિમાં કામ લાગે તેટલી અને સમાજ તંદુરસ્ત રહે તેવી નીતિ છે. **દરેક વસ્તુનું માપ કાઢવા માણસ પોતે જ સમર્થ છે–** અને ઈશ્વર એ આદર્શ તરીકે મનાતો નથી; ક્ષુદ્ર અને સામાન્ય બાબતો ઉપર નિષ્ઠા રાખવાથી સમાજ રસહીન થાય છે.

**ગુલામીની પ્રથા:** ગુલામીની બાબતમાં એથેન્સના લોકો કબૂલ કરતા કે અમારૂં રાજ્ય ઘણું સખત અને જુલમી હતું. તેમ છતાં સ્પાર્ટાના લોકો એથેન્સને સારૂં કહેતા. કેમ કે તેઓ પોતે વધારે જુલમી હતા. કરુણ નાટકોમાં સતી સ્ત્રીઓ, બિચારી નિર્દોષ હોય છતાં ગોત પામે છે કે આખરે લોકોની પ્રશંસા મેળવે છે; તેમ, કેટલાક ગુલામો હોમર અને પેરિક્લીઝના યુગમાં સત્કાર્યો કરીને અમર થયા છે.

**કુટુમ્બ અને દેશની સેવા:** ગ્રીક લોકોમાં કોઇ વેળા કુટુમ્બભક્તિ ખૂટી પડતી નહિં; અને તેઓ દેશભક્તિ કરવા બહાર પડતા હતા એટલે કુટુમ્બની ભક્તિ અને દેશની ભક્તિ કરવામા એક સરખા આદર્શ પાળતા હતા—ને તેમના જીવનનો એક સંપ્રદાય થઇ ગયો હતો.

**નિષ્કામ કર્મનો અભાવ:** ગ્રીસમાં માણસ જે જે કામ કરે તેમાં નમ્રતા, વિવેક, ઇશ્વર તરફ પૂજ્યભાવ અને માણસ તરફ પરોપકાર કરવાની વૃત્તિ દેખાઇ આવતાં હતાં; તેમની મૈત્રી સારી હતી અને દુશ્મનાવટ ઘણી અટલ—તીવ્ર હતી. ચીના લોકો દરેક કામની કિંમત વ્યવહારિક યોગ્યતા જોઇને કરતા હતાઃ તેમ ગ્રીક લોકો પણ અમુક કામ કામની યોગ્યતા—ઉપયોગિતા જોઇને જ કરતા; નિસ્વાર્થ કામની કિંમત તેમને મન કાંઇ જ નહોતી અને નિસ્વાર્થતા સદ્ગુણ ગણાતો નહિં.

**પાપની ભાવના:** પાપ કયુ કહેવાય ? દેવતાઓ પોતે જ પાપમાંથી પૂરેપૂરા મુક્ત થાય નહિં ત્યાંસુધી ગ્રીક લોકોની પાપની માન્યતા દૃઢ થાય નહિં. એસ્કીલસ અને યુરીપીડીઝનાં લખાણમાં સૂચવેલા પાપના વિચારો હિન્દૂ લોકોની માન્યતાઓ જેવા છે. માત્ર તફાવત એટલો પડે છે કે હિન્દૂ લોકો માણસને સ્વભાવથી જ

પાપી માને છે; અને ગ્રીક લોકો–એસ્કીલીસ વગેરે–કહે છે કે પાપ બહારથી પેઠેલું તત્ત્વ છે; અને માણસ તેની સજાઓ ભોગવીને તેમાંથી છૂટો થઇ શકે છે.

આધુનિક લોકો એમ માને છે કે એમાં માણસનો દોષ નથી. અને તેમાં દેવો પણ મહેરબાની કરી શકે એવું કાંઇ નથી; કેમ કે કરેલાં પાપનાં ફળ ભોગવવાં જ પડે છે. માણસે કાર્યકારણની સાંકળમાંથી છૂટવું જોઇએ. પ્લેટો પણ કહેતો કે પાપ કરવાથી જ માણસ મોટી ભૂલ કરે છે; અને ડહાપણથી તેમાંથી છૂટી શકે છે. પાપ અને પૂર્વ જન્મ:

**હિબ્રૂ લોકો એમ માને છે કે દેવ સામે–દૈવી પ્રેમ સામે–બળવો ઉઠાવવાથી પાપ જન્મ્યું છે. પણ** કોઇ પવિત્ર દેવદૂત એ પાપમાંથી માણસને મુક્ત કરી શકશે નહિં; કોઇ પયગંબર પાપ ધોઈ શકતો નથી. હિબ્રૂ મત:

એથેન્સમાં પરોપકાર અને ક્ષમા ધર્મ તરીકે ગણાતાં નથી; અગર જો કે યુરીપીડીઝ તથા સોક્રેટીસ જેવા મહાત્માના લખાણમાં તે ઉચ્ચ ગુણો કહેલા છે: તોપણ, એકંદર **ગ્રીક** સમાજ, તે ગુણોની કદર કરી શકતો નથી. પરોપકાર અને ક્ષમા:

ગ્રીક લોકોની નીતિ આધ્યાત્મિક નથી, પણ બાહ્યસૃષ્ટિમાં કામ લાગે તેટલી અને સમાજ તંદુરસ્ત રહે તેવી નીતિ છે. **દરેક વસ્તુનું માપ કાઢવા માણસ પોતે જ સમર્થ છે–** અને ઇશ્વર એ આદર્શ તરીકે મનાતો નથી; ક્ષુદ્ર અને સામાન્ય બાબતો ઉપર નિષ્ઠા રાખવાથી સમાજ રસહીન થાય છે. ગ્રીક નીતિ બાહ્ય જીવનને સ્પર્શે છે:

---

# પ્રકરણ ૮ મું

## ગ્રીસનો આત્મા

### ૧ હોમર

(અ) આતિથ્ય :

બધા અજાણ્યા મુસાફરો અને ભીખારીઓ "ઝીયસ"ના છે તેથી માનપાત્ર છે.

'ઓડીસી' ૬; ૨૦૭

દિવ્યન્યાય: (આ) દિવ્ય ન્યાય* ( Justice ) :

એન્ટિનસ! કમનસીબ મુસાફરોને માર મારવો એ મહા પાપ છે. જો સ્વર્ગમાં ઈશ્વર હોય તો તને તેની સજા થવી જોઈએ. કેમકે દેવો અજાણ્યાના વેષમાં દૂર દૂરથી શહેર તરફ આવે છે અને માણસોનાં ખરાં ખોટાં કામની તપાસ રાખે છે.

'ઓડીસી' ૧૭; ૪૮૩.

* હિંદુઓનો જેવો ઈન્દ્રદેવ તેવો ગ્રીક લોકોનો 'ઝીયસ.'

(ઇ) પત્નીને યોગ્ય માન ( પતિવ્રતા સ્ત્રી ): સ્ત્રીની પવિત્રતા:

ડાયેના, તું તારું બાણ ચઢાવ ( ખેંચ ); અને મારું બીજું લગ્ન, મારી જાતને વટલાવે તે પહેલાં, મારા પતિને ભેટવા મૃત સૈનિકોમાં-મૃત્યુલોકમાં તું મને પહોંચાડ.

(ઈ) સેબાસ :

અગર જો કે મારું કામ કઠણ છે તોપણ મારું વૈર હું દાબી રાખું છું; જે કોઇ દેવને ભજે છે તેને દેવો આશિષ આપે છે. વેરનું શમન:

(ઉ) ઍતિ ( Ate ):

તેથી, એકિલિઝ, તું તારો અભિમાની ગુસ્સો શાંત કર; કોપ કરવો એ નિર્દય કામ છે; દેવતાઓ પણ ક્ષમા આપે છે. પાપ કર્યા પછી ધૂપ વગેરેથી પવિત્ર થઈ સોગંદ લેઇને, બલિદાન આપીને, કે પ્રાર્થનાઓ કરીને માણસો દેવોને પ્રસન્ન કરે છે. પરંતુ પશ્ચાત્તાપથી કરેલી પ્રાર્થનાઓ, ખરેખર, ઝીયસને પુત્રીઓ જેવી વ્હાલી છે. ક્ષમા ભૂષણરૂપ છે:

ઍતિ ( Ate )માં પગલાંને ઝીયસ અટકાવે છે. કેમકે તે બળવાન છે, ચપળ છે, બધી પ્રાર્થનાઓ પહેલાં તે જઇ પહોંચે છે અને પાપીને જમીન-દોસ્ત કરે છે-પાયમાલ કરે છે. પાપને શાંત કરવા બધી પ્રાર્થનાઓ ઊતાવળથી કરવી જોઇએ. જે કોઇ પ્રાર્થનાનો આશરો લે છે તેને તે બચાવે છે અને ઝીયસની પુત્રીઓ તેની વાત સાંભળે છે. કોપરૂપી ગાંડપણ:

પશ્ચાત્તાપનું પાવન ઝરણું: પણ જ્યારે કોઇ પ્રાર્થના કરતો નથી ત્યારે તેઓ પાછી આવી જાય છે અને તેઓ પોતાના ભાઇ ક્રોનોમ પાસે જાય છે; અને પછી ઍતિ ( Ate ) પ્રાર્થના ન કરે તેની ઉપર તૂટી પડે છે અને તેમને પાપની સજા ભોગવવી પડે છે.

એકીલીઝ, આ વાત તું ધ્યાનમાં રાખજે. તું ઝીયસની પુત્રીઓની પ્રાર્થના કરજે, બધા સારા અને સાચા માણસોનાં હૃદય, તેની તરફ જેવો પૂજ્યભાવ રાખે છે તેવો તું પણ રાખજે.

—ઓડીયસ ૯; ૪૯૬.

પતિનુ પત્નીવ્રતઃ (ક) ઝીયસ, જે વ્યભિચારી ગણાય છે તે પોતાની પત્ની તરફ પ્રેમ દેખાડે છે :—

વાદળાઓને એકત્ર કરનાર 'ઝીયસ' પછી પોતાની પત્નીને કહેવા લાગ્યો "ચાલ, આપણે પ્રેમની પુષ્પશૈય્યામાં મઝા કરીએ. મારા બળવાન હૃદયનું આકર્ષણ તે કર્યું છે તેટલું આજ પહેલાં કોઇ દેવીએ કે સન્નારીએ કર્યું નથી.

અનેક-પત્નીત્વનો એકરાર: ઇક્ષનની પત્નીને હું ચાહતો હતો; તે સ્ત્રીને પુત્ર અવતર્યો; પણ તે મને તારા જેટલી વ્હાલી લાગતી નહોતી. 'એક્રીસસની પુત્રી ડેની, ચળકતી ઘૂંટીઓ-વાળી હતી, તેને પુત્ર અવતર્યો તેનું નામ પર્સ્યૂસ; તે ડેની પણ મને તારા જેટલી વ્હાલી નહોતી. ફીનીક્ષને મીનોસ પુત્ર અવતર્યો: અને સેમીલી, અલરમીની સુકેશી ડેમીટર, લેટો ( Leto )–એ

બધી સ્ત્રીઓને એકેક પુત્ર અવતર્યો; પણ તે તારા જેટલી વ્હાલી લાગતી નહોતી. ને જ્યારે આજે મીઠી ઊર્મિઓ મારા હૃદયમાં જાગી છે ત્યારે તું મને જેવી મીઠી લાગે છે તેવી પહેલાં કદાપિ લાગતી નહોતી.

જે ઊંચું સ્થાન મેં મેળવ્યું છે તે હું ખોઇ નાંખવા માગતો નથી. તારો સદ્ભાવ મારે સાચવી રાખવો છે. 'ઝીયસ'ના પુત્ર, તને ગુસ્સે કરીને હું પાપી થવા માગતો નથી."

પાપનો પ્રતિકાર: નેસ્ટરનો પુત્ર ( એન્ટિલોકસ ) આમ બોલી રહ્યો; અને તેણે ઘોડી પાછી મેનેલેઅમને આપી દીધી. અને તેના અંતઃકરણમાં આનંદ થયો. મેનેલેઅસનો આત્મા એન્ટિલોકસ તરફ પ્રસન્ન થયો અને તુર્ત મેનેલઅમ બોલ્યો :—

અપકારનો બદલો ઉપકાર: 'એન્ટિલોકસ, તારી તરફનો મારો બધો કોપ હવે જતો રહ્યો છે. જુવાની ( મદ )થી ખોયેલી અક્કલ તેં પાછી મેળવી છે. હવેથી ચઢીયાતા લોકોનો સામનો કરતાં વિચાર કરજે; તારા દેશનો બીજો કોઇ યોદ્ધો આવી ભૂલ કરીને પાછો બચી શકત નહિ. પણ તે તારા ભાઇએ અને તારા પિતાએ મારે માટે ઘણું ઘણું વેઠ્યું છે. તેથી હું તારી વીનતી સાંભળું છુ. અને આ ઘોડી મારી છે તોપણ તને મુફત કરી દઉં છું; તેથી અહીં એકઠા થયેલા બધા લોકો સમજશે કે હું, મારે તાબે રહેનારનો, કટ્ટો વૈરી થઇ શકતો નથી.

—ઓડીયમ ૨૩; ૫૬૬–૬૧૧

## ૨ હેસીઅડ

### (અ) માણસનું કર્તવ્ય :

સાચુ કર્તવ્ય: 'તું આ વાત હંમેશાં યાદ રાખજે:ન્યાયને અનુસર; જુલ્મ તજી દે, 'ઝીયસ' નો આ હૂકમ છે.

પક્ષીઓ અને શિકારી પ્રાણીઓ પરસ્પરનો આહાર કરીને જીવે છે; પણ માણસને ઇશ્વરે વધારે સારાં કામ કરવાનાં કહ્યાં છે : ન્યાય કરવો અને તેદ્વારા ચડતી મેળવવી એ ઇષ્ટ છે.

—" કામ અને કાળ " માંથી ભાષાન્તર.

"મૂર્ખ વર્સિસ, હું તને તારા સારા માટે કહું છું. ઘણા માણસો ટોળે ટોળા મળીને અનાચારને રસ્તે જાય છે; પાપનું રહેઠાણ નજીક જ છે ને તેનો રસ્તો મનગમતો છે; પણ અમર દેવલોકો સદ્‌ગુણના રસ્તામાં કષ્ટ અને મહેનત આપે છે. તે રસ્તો લાંબો છે ને છાતી સામો આવે તેવો ઊંચો છે. પણ જ્યારે માણસ અમુક ઊંચાઇએ પહોંચી જાય છે ત્યારે એ વિકટ રસ્તો સહેલો થાય છે. પુણ્ય માર્ગ દોહ્યલો છે:

—" કામ અને કાળ " માંથી ભાષાન્તર.

જ્યારે માણસો અજાણ્યાને તથા પોતાના સગા-સંબંધીને ન્યાય આપે છે ત્યારે તેઓ એક વૃક્ષ પેઠે ફાલે છે. દેવો હંમેશાં તેમની પાસે જ રહે છે; જે પાપી લોકો અન્યાય કરે છે અને સ્વર્ગીય સત્તાનો સામનો કરે છે તેમને દેવો સજા કરે છે. પુણ્ય-બીજનાં ફળ:

## (આ) ઇશ્વર બધું જુવે છે :

તું એક ભવ્ય સત્ય જાણ; સર્વજ્ઞ દેવનો ન્યાય ફેરવવા કોઇ માણસ સમર્થ નથી!! * ઇશ્વરી ન્યાય :

(ર) પ્રોમીથિઅસ અને પેન્ડોરા :

જીવનની ઘટમાળ: ઇશ્વરે માનવજીવનનો આધાર દૈનિક રોટી મેળવવા ઉપર રાખેલો છે; એમ ન કર્યું હોત તો એક દિવસ કામ કરી ઘણું મેળવીને બીજા બધા દિવસ માણસ આળસમાં કાઢત.

—" કામ અને કાળ " માંથી ભાષાન્તર.

૩ પિન્ડાર

(અ) માણસ શું છે ? :

માનવ ક્ષુદ્રતા: જે કુમળી વયમાં સહેલાઇથી વિજય મેળવે છે તે ઘણી ઊંચી આશા રાખે છે. પરંતુ પુખ્ત માણસને ઘટે તેવાં પરાક્રમ કરવાથી જ માણસનું મન ભવ્ય થાય છે અને તે બાહ્ય ચિંતાથી મુક્ત રહે છે.

થોડી વારમાં માણસનો આનંદ બહુ વધી જાય છે; અને કમનસીબીની બીજી જ ક્ષણે તે જમીનદોસ્ત થાય છે.

દૈવી કૃપાપર જીવનાર જન્તુ: એક દિવસના જન્તુ જેવો માણસ શું છે ? માણસ એક પડછાયા સમાન છે; સ્વપ્ન છે !

જ્યારે સૂર્યનું એક કિરણ આકાશમાંથી કૃપામૃતરૂપે આવે છે ત્યારે તેનું જીવન શાંત અને સ્થિર રહે છે.

—પાઇથાગોરાસ. ૮.

(આ) દેવો અને માનવો સહુ સગા છે :

માનવમાંથી દેવ: દેવો અને માનવો–આપણે એક જ માતાનાં સંતાન છીએ. પણ સત્તામાં ઘણો તફાવત પડે છે.

માણસ તેની આગળ તો કાંઇ વિસાતમાં નથી; પણ દેવોની ભવ્ય રાજગાદી આકાશમાં ઝળહળતા સ્વર્ગમાં શોભે છે.

આત્માની સમાનતા:

તો પણ દેવો સાથે આપણે મનુષ્યો કાંઈક સામ્ય ધરાવીયે છીએ તે સામ્ય અંતઃકરણની ભવ્યતામાં રહેલું છે. અગર જો કે રાતદિવસ પરિભ્રમણ કરતાં આખરે આપણે કયાં જશું તે આપણે જાણતા નથી; તોપણ, આપણો આત્મા દેવો જેટલો મહાન છે.

—" નેમીસીસ " ૬.

## ૪ હેરેકલીટસ

### (અ) ધાર્મિકતા અને પાપ :

પાપ જ ન કરવું :

ડાયોનિસસના માનમાં જો ગ્રીક લોકો વરઘોડા (સ્વારી) કાઢે નહિં અને લિંગપૂજન કરે નહિં તો ઘણુ પાપ લાગે; અને તે શરમભરેલું કહેવાય છે. ડાયોનિસસ અને હેડઝ એઉના માનમાં મહોત્સવો કરે છે. લોહીથી પોતાને અપવિત્ર કરીને પછી પોતાની જાતને શુદ્ધ કરે તે પ્રયત્ન વ્યર્થ છે; જેમ કોઇ માણસ કાદવમાં ચાલેલો હોય તે કાદવ વડે પોતાના હાથ ધુવે તેમ, તે વ્યર્થ છે.

### (આ) શ્રમનો બદલો :

શ્રમસાધ્ય સુખની કીંમત :

માણસ જે જે ઇચ્છે તે તેને મળે તે સ્થિતિ સારી નથી. તંદુરસ્તીની કિંમત માંદગી પછી સમજાય છે; થાક પછી આરામની કિંમત સમજાય છે; અને દુઃખ પછી સુખની કિંમત સમજાય છે.

## ૫ આર્કિલોકસ

**ચિત્તની સ્વસ્થતા** (ઇ. સ. પૂર્વે ૬૭૦)

ચિત્તની સામ્યાવસ્થા : 'હે અંતરાત્મન્, દુઃખરૂપી તોફાનમાં ગોથાં ખાતો તું તારા આત્મસંયમરૂપી દોરડાને દઢતાથી વળગી રહેજે. તારા દુશ્મનોના ભાલાં સામે તું નીડરતાથી અને સ્વસ્થતાથી ઊભો થજે. વિજય મળે તો ગર્વ કરીશ નહિ; પરાજય થાય તો દિલગીર થઈશ નહિં. હર્ષદાયક વસ્તુઓ જોઇ હર્ષ પામજે; દિલગીરી દર્શાવવામાં તું સંયમ અને થોડું પ્રમાણ રાખજે. નસીબના ફેરફારો આરામ અને શાંતિ આપે છે'

## ૬ થ્યુકીડાઇડીઝ

**(અ) એથેન્સ તરફ ભક્તિભાવ :**

કર્તવ્યનિષ્ઠ પ્રજાજનો : ઓઓનો આવો અંત આવ્યો; છતાં તેઓ ખરેખર વીર પુરુષ હતા. જીવતા માણસો તેમનાથી (એથેન્સના શૂરવીરોથી) વધારે વીરત્વની આશા રાખી શકે નહિ. હરેકોઇ વ્યક્તિ કોઈ એક બહાદુરીભરેલા બચાવનું વર્ણન કરી શકે. તેને એકધ્યાનથી (એકાગ્રતાથી) સાંભળવા કરતાં હું તમને એથેન્સની મહત્તા જોવા કહું છું, ને આખરે તે માટે તમને જરૂર વ્હાલ ઉત્પન્ન થશે. જ્યારે તેના યશની તમારા મનમાં છાપ પડે ત્યારે તમારે ખૂબ મનન કરવું કે જે મહાપુરુષો પોતાનું કર્તવ્ય કરતા હતા અને જેઓ હિંમતવાન હતા તેમણે જ આ મહારાજ્ય બાંધ્યું છે. જો તેઓ

પરાજય પામે તો દેશને ખાતર આત્મબલિદાનની આહુતિ આપીને પણ તેઓ પોતાના દેશબાંધવો માટે સારાં દૃષ્ટાન્ત મૂકી જતા હતા.

જેમણે ભોગ આપ્યો હતો ને બધાને ઉજ્જ્વલ કીર્તિરૂપી યશ મળ્યો છે તેઓ બધા કીર્તિમંદિરનાં ઉમદા સ્મરણસ્થાનોમાં અમર થઈ રહ્યા છે. જ્યાં તેમનાં મૃતશરીરો પડેલાં છે તે કબરસ્તાન વિશે હું નથી કહેતો; પણ તેમની પવિત્ર યાદગીરી દરેક પ્રસંગે હૃદયમાં તાજી થાય છે. કીર્તિ-મંદિરમાં સ્થાન :

તેમની કબરપર કોતરેલાં સ્તુતિગીતથી તેઓ અમર થયા નથી—પણ તેમના કામની યાદગીરી માણસોનાં હૃદયમાં કોતરાઈ ગયેલી છે. દરેક માણસનું હૃદય એ મહાપુરુષોના સ્મરણમંદિર જેવું છે; તમે તેમની હિંમતનાં અને સ્વતંત્રતાનાં દૃષ્ટાન્તોને અનુસરો. લડાઈમાં મરતાં ડરશો નહિં. કામની યાદગીરી :

(આ) પ્રથમ હું આપણા પૂર્વજો વિષે કહેવા માગું છું. આવે પ્રસંગે તેમની પવિત્ર યાદગીરીને માન આપવું યોગ્ય લાગે છે. તેઓ તથા તેમના વંશજો આજ સુધી આ દેશનો વારસો ભોગવતા હતા; તેમણે પોતાના શૌર્યથી આપણને સ્વતંત્રતાનો વારસો આપ્યો છે. આપણા પૂર્વજો તથા પિતા પણ એટલા જ માનને યોગ્ય છે. 'પિતૃદેવો ભવ :'

હવે આપણે હિંમતવાન થયા છીએ અને સુધર્યા છીએ. લડાઇના સમયમાં તથા સુલેહના સમયમાં વડીલોની ક્રિયા-સિદ્ધિ :

હવે આપણો દેશ પોતાના પગ પર ઊભો રહે તેવો થયો છે. જે હિંમતથી આપણા પૂર્વજોએ ગ્રીકોના તથા બીજા પરદેશીઓના હુમલાઓ પાછા હઠાવ્યા તે તમો સહુ જાણો છો; પણ જે સંયોગોમાં આપણી ચઢતી થઈ તે હું તમને સમજાવીશ; અને આપણને સત્તા કેમ મળી તે પણ કહીશ. અને તે બધું અહીં યોગ્ય સ્થાને ગણાશે; અને બધા શહેરીઓને તે સાંભળીને કાંઇક લાભ થશે.

લોકશાસન અને બહુમતિનું રાજ્ય

આપણી રાજ્યવ્યવસ્થામાં આપણે બીજા રાજ્યનું અનુકરણ કરતાં નથી; પણ આપણે પોતે જ બીજા ઉપર દાખલો બેસે તેવાં કામ કરીએ છીએ. આપણા બંધારણવાળા રાજ્યમાં બહુમતિને સ્થાન છે, તેથી આપણે તેને 'લોકશાસન' કહીએ છીએ. અંગત કજિયામાં ન્યાય મેળવવાને સહુને સરખો હક્ક છે. માણસો અમુક દરજ્જાના કે કુટુમ્બના છે તે ઉપરથી તેમને આપણે રાજ્યમાં નોકરીએ રાખતા નથી; પણ તે અમુક સદ્‌ગુણ ધરાવે છે માટે નોકરીમાં રાખિયે છીયે. અજ્ઞાત કુળમાં જન્મ હોય અને તે ગરીબાઈમાં રહેતો હોય તેવા કારણથી, જો તે શહેરી તરીકે સારો હોય તો, તેને પાછો હઠાવવામાં આવતો નથી. સાર્વજનિક કામમાં આપણું દષ્ટિબિન્દુ વિશાળ છે, ઉદાર છે અને હંમેશના જીવનમાં જે દ્વેષ જોવામાં આવે છે તે તેમાં નથી; કેમકે આપણો પાડોશી પોતાને ઠીક લાગે તેમ કરે તેમાં આપણે કાંઈ હરકત કરતા નથી.

વર્તનમાં ઘણી સ્વતંત્રતા રાખવા છતાં, આપણે રાજ્યના કાયદા બરાબર પાળીયે છીએ. આપણે કોઇ ન્યાયાધીશનો હુકમ તોડતા નથી; જેઓ માંદાની માવજત કરે છે તેમને પણ આપણે માન આપિયે છીએ. જે લેખિત કાયદાઓ છે તે આપણે પાળિયે છીએ અને જે લખેલા નથી તેવા–પણ નીતિની દૃષ્ટિથી પાળવા જેવા છે તે–પાળયે છીએ. ચિરસ્થાયી નિયમ-પાલન :

મહેનત કર્યા પછી આપણા મનને આરામ જોઇએ તેટલો મળે છે : કેમકે આપણે ધાર્મિક ઉત્સવો અને અંગકસરતના ખેલો રાખ્યા છે. અને વર્ષમાં દરેક પ્રસંગે આપણે તે પાળિયે છીએ. આપણે ઘરને શણગારવા માટે સ્થાપત્ય કળા સાચવી રાખી છે. આથી ઉત્પન્ન થતા આનંદો એટલા વિવિધ છે કે તેથી આપણે આપણાં દુઃખો ભૂલી જઈએ છીએ. ઉત્સવો તથા કલાનો આનંદ:

વળી આપણા દેશમાં જમીનની પુષ્કળ આવક થાય છે. તેથી આપણા દેશની આવકના આપણે સહુ સરખા ભાગ પાડી લઇએ છીએ. ઉત્પન્નના સરખા ભાગ :

હવે આપણી લડાઇની તૈયારીઓ જોઇએ. દુશ્મનોની તૈયારી કરતાં આપણી તૈયારી જુદી જ જાતની છે. તેનાં કારણો નીચે પ્રમાણે છેઃ—આપણો દેશ સહુને માટે ખુલ્લો છે ને એવું ગુપ્ત કામ એકકે આપણે કરતા નથી કે જે દુશ્મનો જાણી જાય તો આપણે ભયમાં આવી પડીએ. અમુક તૈયારી અને છેતરપીંડી ઉપર આપણે કાંઈ વિશ્વાસ રાખતા રાજદ્વારી નીતિ :

નથી; પણ આપણા મજબૂત બાહુબળ ઉપર આપણે ઝૂઝિયે છીએ. સ્પાર્ટાના લોકો જીવન પર્યન્ત લશ્કરી કવાયત મેળવે છે; તે લોકો કરતાં આપણે વધારે સ્વતન્ત્રતા ભોગવિયે છીએ; અને હિંમત તથા શરીરબળમાં ચઢીઆતા છીએ; ઉદાહરણ તરીકે: લેસેડેમોનીઆના રહીશો 'એટિકા' (Attica)માં હુમલો કરી શકતા નથી.

**પરદેશ પ્રત્યે નીતિ:** પણ આપણે જ્યારેજ્યારે આપણી સરહદના પ્રાન્તો ઉપર હુમલાઓ કરીએ છીએ ત્યારેત્યારે તેમને તેમની જ રણભૂમિ ઉપર હરાવીએ છીએ. વળી આપણી સરકારનું પૂરું બળ કોઈ માપી શકતું નથી; કેમકે કોઈ વાર આપણે દરિયા પર કે જમીન પર લડાઈમાં જ રોકાયલા રહીએ છીએ. જ્યારે દુશ્મન આપણા એક ભાગના લશ્કર સાથે લડતો હોય ત્યારે તે એમ માને છે કે તે આપણા બધા લશ્કર સાથે લડે છે.

**નિશ્ચતા:** લાયની આગાહી કર્યા સિવાય આપણે રમતની જેમ રણજંગ ખેલીએ છીએ; અને આપણને વિજય મળે છે. કેમકે ભવિષ્યમાં આવી પડવાનાં સંકટોની સામે કેમ થવું તેની આપણને કોઈ તાલિમ આપતું નથી. અને આપણે તત્કાળ ઝંપલાવીએ છીએ અને વિજય મેળવીએ છીએ.

**ચારિત્ર્યનું બળ:** સૌન્દર્યપ્રેમમાં આપણે ઊડાઉ થયા નથી; અને ડહાપણ મેળવ્યા છતાં આપણે નામર્દ થયા નથી.

દ્રવ્યથી આપણે મગરૂબ વચનો બોલતા નથી; પણ તુર્ત કામ કરી દેખાડીએ છીએ. દરિદ્રતા પોતે જ કલંક સમાન નથી; પણ દરિદ્રતાને ફેંકી દઈને મહાન થવાની ઈચ્છા ન હોય તે કલંક કહેવાય છે.

ઘરસંસારમાં વધારે વખત જાય છે તોપણ આપણે રાજનીતિ અને વ્યાપાર ઉપર પૂરતું ધ્યાન આપીએ છીએ: કેમકે સંન્યાસી-જીવનમાં આળસ વધી જાય છે: તેને આપણે નિન્દીએ છીએ. કૌટુમ્બિક જીવન :

આપણે બીજાની ચર્ચા કરીએ છીએ અને આપણી રચના નવી રીતે કરીએ છીએ. એકલી ચર્ચા કરીએ ને કામ ન કરીએ તો તેથી કાંઇ અર્થ સરે નહિં. આપણે પ્રથમ જે જે ચર્ચા કરીએ છીએ તેની ઉપર, આપણી યુદ્ધકળા આધાર રાખે છે. દુશ્મનો અજ્ઞાનથી હિંમત અને સાહસ આદરે છે; ને જો તેનો વિચાર પહેલેથી તેઓ કરવા બેસે તો તેઓ ડરી જાય છે. નિન્દાખોરી :

પોતે પસંદ કરેલા કામમા વિજય મળતા સુધી મચ્યા રહેવાનો ગુણ આપણે કેળવ્યો છે. આવા નૈતિક દૃષ્ટિબિન્દુથી આપણે બીજા ઉપર સરસાઇ ભોગવીએ છીએ. આપણે બીજાની મહેરબાની મેળવીને મિત્રમંડળ સ્થાપ્યુ નથી; પણ બીજા ઉપર મહેરબાની કરીને-દેખાડીને આપણે તેમને મિત્રો બનાવ્યા છે. તેથી, આપણા ઉપકાર નીચે રહેલા મિત્રોની વફાદારી ઉપર આપણે વિશ્વાસ રાખીએ છીએ. કર્તવ્યનિષ્ઠા અને મૈત્રિ:

**એથેન્સની વ્યવસ્થા-શક્તિ :**

ટૂંકમાં કહીએ તો આપણી—એથેન્સની—વ્યવસ્થા જોવાથી સમસ્ત ગ્રીસની વ્યવસ્થા સમજી શકાય તેમ છે. અગર જો કે એક વ્યક્તિ તરીકે દરેક ગ્રીક ઘણાં જુદાં જુદાં અંગત લક્ષણો ધરાવતો હોય છે; તો-પણ તે બધાં તેના સમગ્ર જીવનને શોભાવે તેવાં હોય છે.

**કસોટી પ્રસંગે :**

અહિં હું કહું છું તે મિથ્યા ગર્વ નથી; પણ ખરેખરી વસ્તુસ્થિતિ છે; અને આપણે જે દેશો મેળવ્યા છે તે જોવાથી આપણા શૌર્યનો સાચો ખ્યાલ આવશે. આ દેશ કસોટીએ ચઢે છે ત્યારે પોતાનું શૌર્ય પૂર જોશમાં દેખાડે છે.

**દુશ્મનો પ્રત્યેની નીતિ :**

જે દુશ્મનો હારે છે તે આપણી તરફ ગુસ્સો કરતા નથી; તેમને તેમનું રાજ્ય કરવામાં આપણે બહુ અડચણ કરતા નથી. આપણી શક્તિના ઘણા બહોળા અને સ્પષ્ટ સમજાય તેવા આ પુરાવા છે. આપણા આધુનિક યુગમાં, હવે પછીના ભવિષ્ય-કાળમાં આપણે એક ચમત્કારી પ્રજા જેવા લાગશું. એવો એકે દેશ નથી જ્યાંથી આપણે સમૃદ્ધિ મેળવવા તેને ઉપયોગમાં લીધો ન હોય. ઘણા દેશોમાં આપણે આપણા વિજય અને પરાજયના સ્મરણો અમર કર્યાં છે.

અને તેના હિત માટે કામ કરવાનું આપણે સહુ ખુશીથી પસંદ કરીએ છીએ.

જેમને હું અહીં ઉત્તેજન તથા પ્રેરણા આપું છું તેમના પિતૃઓ! હું તમારી તરફ દયા દેખાડતો નથી; પણ તમારા દાખલાથી હાલની પ્રજાને પ્રોત્સાહન આપું છું. નસીબ અનેક રીતે ફળે છે. મૃત્યુ પછી બીજાને પ્રેરણારૂપ થવાનું મહાભાગ્ય તમને ફળે છે. જેમનાં બહાદુરીનાં કામો બીજાની વીરતાને પોષે છે તેમનું નસીબ ખરેખર ઊંચું છે. જે સુખ કદાપિ ભોગવ્યુ ન હોય તે ન મળે તો દિલગીરી થતી નથી; પણ ભોગવેલું સુખ હાથમાંથી જાય ત્યારે બહુ દુઃખ થાય છે. પોતે બીજાને પ્રેરણાદાન કરવું :

જેમને હજી પુત્રો થવાની આશા હોય તેમને હજી પુત્રો માટે દાખલો બેસાડવાની તક મળશે; કેમકે પોતાના પિતૃઓના મરણનું દુઃખ, પુત્ર પ્રાપ્ત થવાથી તેઓ ભૂલી જશે, તેથી દેશને સલામતી મળશે અને પહેલાં હતી તેટલી વસ્તી થઈ રહેશે. જેમને લડાઈમાં સાહસ કરવાની હિંમત નથી અને જેમને પુત્રો નથી તેઓ આપણા સલાહકાર થઈ રહેશે; અને તેમની સલાહથી વિજય થયેલો જોઈને તેઓ હર્ષ પામશે. પ્રત્યેકનો અંગત ફાળો :

યશ મેળવવાની ઇચ્છા કદાપિ વૃદ્ધ થતી નથી; અને વૃદ્ધાવસ્થામાં ધનથી જેટલું સુખ મળે છે તેથી વધારે સુખ કીર્તિથી મળે છે. ગત આત્મા- 'કીર્તિકેરા કોટડા':

ઓના પુત્રો ! તમારી સામે એક મહાયુદ્ધ ઝઝૂમી રહે છે. અને તમારાં હૃદય ઘણાં શૂરવીર હશે તોપણ રસ્તો વિકટ છે. જ્યારે માણસ જીવતો હોય ત્યારે તેના હરીફો ઘણા થાય છે, પણ મૃત્યુ પછી કીર્તિ આપવામાં કોઈ સંકોચ રાખતું નથી.

સ્ત્રીસન્માન

હવે, જે શૂરવીર લોકો મરવા તૈયાર થાય તેમની વિધવાઓને ઉદ્દેશીને બે શબ્દો કહીશ; તમારા જીવનમાં તમારે જાતીય શુદ્ધિ સાચવી રાખવી; અને પુરુષોનાં મંડળમાં તમારાં નામ સંભળાય નહિ તો સારું. "

—પેરિક્લીઝે કરેલું મરણોત્તરનિમિત્ત ભાષણ
" થ્યુસિડાઇડીઝ " ૨; ૩૫–૪૬
(સી. ઇ. રોબિન્સનના અંગ્રેજી ભાષાન્તરને આધારે)

## (ङ) એથેન્સની પડતી :—

એથેન્સની પડતીનાં કારણો :

મહેચ્છા અને સ્વાર્થ સાધવા તરફ બહુ લક્ષ આપવાથી એથેન્સમાં સંકટો ઊભાં થયાં; હરીફાઈ બહુ તીવ્ર થઈ. રાજનીતિજ્ઞ પુરુષો મોટા આડંબરી શબ્દો વાપરવા લાગ્યા. અને તેથી પ્રજાસત્તાક એથેન્સ પોતે નીમેલા નેતાઓને હાથે આંતર ખટપટનો ભોગ થઈ પડ્યું. એક બીજા ઉપર સરસાઈ ( supremacy ) ભોગવવા માટે તેઓ ગમે તેવાં હલકટ સાધનોનો ઉપયોગ કરવા લાગ્યા; પ્રતિસ્પર્ધી હરીફો એક બીજા ઉપર વેર લેવા લાગ્યા.

તેમાં સ્વદેશભક્તિ નહોતી અને અંતઃકરણનો અવાજ પણ નહોતો; માત્ર પરસપરસ સ્વાર્થની અથડામણ હતી. એમનું વેર શાંત કરવા માટે કોઇ વાર ઘણી ભારે સજા કરવાની તેમને જરૂર પડતી હતી. પક્ષાપક્ષીથી તટસ્થ રહે તેને બેઉ પક્ષના લોકો મારતા હતા; આવા પક્ષકારોના કજિયાથી ગ્રીક લોકો, નીતિની અધોગતિમા ઊતરી પડ્યા. અંગત સ્વાર્થની અથડાઅથડી :

આદર્શવાદમાં સચ્ચાઇ ( sincerity )ને ઊંચું સ્થાન આપવામાં આવતું—પણ વખત જતાં ગ્રીક લોકો સચ્ચાઇને હસી કાઢવા લાગ્યા; અને એક બીજા તરફ વ્હેમની નજરથી જોવા લાગ્યા; પરસ્પર સમાધાની કરવાનું કોઇને પસંદ ન હોતું; કેમકે ગમે તેટલાં વચનો કે સોગંદ લેવા છતાં, સામા પક્ષની સચ્ચાઇમાં વિશ્વાસ બેસતો જ નહિં. દિલની સચ્ચાઇનો અભાવ :

પછી બધા લોકો પોતપોતાના સ્વાર્થ સાચવી રાખવાના ઉપાયો કરવા લાગ્યા. તેમાં હલકટ વૃત્તિવાળા બહુ ફાવી ગયા. કેમકે સૌને પોતાની નીચતાનું ભાન હોવાથી તેઓ પોતાની જાતને સલામત માનતા નહોતા; અને ઊંચા કુલના અને બુદ્ધિમાન માણસોતરફ તેઓ ઘણું જ ક્રૂર વર્તન રાખતા હતા જે લોકો બળવાન હતા તેમણે પોતાની શક્તિમાં હદ કરતાં વધારે વિશ્વાસ રાખ્યો. તેથી તેઓ ગાફિલ રહ્યા અને અણધારી રીતે તેઓ દુષ્ટની જાળમાં ફસાઇ ગયા. સ્વાર્થસંરક્ષણના ફાંફાં :

થ્યુકીડાઇડીઝ. ૩; ૮૨.

(સી. ૪. રોબિન્સનના અંગ્રેજી ભાષાન્તર ઉપરથી)

## ૭ સાઇમનાઇડ્ઝ

### (અ) થર્મોપિલીની લડાઇમાં ખુવાર થયેલા સ્પાર્ટનો વિષે :—

સ્પાર્ટનોનું કર્તવ્ય-ભાન :

"સ્પાર્ટાના બધા લોકોને કહેજો કે તમારા કાયદાને માન આપીને અમે સહુ અહીં સમરાંગણમાં મરાયા છીએ.

### (આ) પ્લેટામાં મરી ગયલા એથેન્સના શૂરવીરો:—

સ્વદેશને ખાતર.

"જો મરવું એ જીવનનો ઉચ્ચ પ્રસંગ હોય તો તે ખરેખર અમને મળ્યો છે. ગ્રીસને સ્વતંત્ર બનાવવા અમે લડાઇમાં પ્રાણ આપ્યા છે. સદાકાળ ટકે તેવી અમરકીર્તિના અમે વારસ થયા છીએ,

### (ઇ) સદ્ગુણનું રહેઠાણ :—

સદ્ગુણનો વાસ :

સદ્ગુણ પોતાના ઘરમાં મોજ કરે છે—આનંદ માને છે એમ ઋસલના વખતના ડાહ્યા પુરુષો કહે છે. સદ્ગુણનું રહેઠાણ ઊંચી ટેકરી ઉપર છે જ્યાં સાધારણ માણસો ભાગ્યે જ પહોંચી શકે છે. ત્યાં તેના પ્રધાનો તેની આસપાસ તેજસ્વી ગંડળમા ગોઠવાઇને ઊભા રહે છે તેની દિવ્ય આકૃતિ જોવા, સાધારણ માણસો સમર્થ નથી. તે જોવા જતા માનસિક થાક અને મહેનત વેઠવી પડે છે. આ બધુંય તે ઊંચા આદર્શ તરફ લઇ જાય છે ને તે ( સદ્ગુણ ) માનવજાતનો સંપૂર્ણ આત્મા છે."

## એસ્કીલસ

### પ્રોમીથીયસે માનવજાતને આપેલી બક્ષિસો :—

" હવે, માનવીઓનાં સંકટો સાંભળો. કેટલીય વાર એ મૂર્ખાઓને મેં બચાવ્યા છે : તેમની બુદ્ધિ-શક્તિ ઉપર કાબુ રાખતાં મેં તેમને શિખવ્યું છે. માણસને હલકો પાડવા હું આમ કહેતો નથી; પણ મેં જે જે ઉદારતા દર્શાવી છે તે કહું છું. તેઓને આંખો હતી પણ તેઓ બરાબર જોઇ શકતા નહોતા; કાનથી સાંભળી શકતા નહોતા; અથવા જોયેલું અને સાંભળેલું એક જ છે એમ સમજતા. મળેલું સાચું જ્ઞાન :

તેમને ઈંટોનાં ઘર બાંધતાં આવડતું નહોતું. ઇમારતી લાકડાનો ઉપયોગ તેઓ શિખ્યા નહોતા. તેઓ અંધારી ગુફામાં પૂરાઇ રહેતા. શિયાળાનાં કે વસન્ત ઋતુનાં ચિહ્નો તેઓ સમજતા નહોતા. પાનખર ઋતુને ઓળખતા નહોતા; અને બરાબર સમજણ વિના બધું કરતા હતા. તેમને તારા અને ગ્રહોનું જ્ઞાન મેં આપ્યું; અને ઋતુઓનાં આગમન સમજાવ્યાં. કુદરતના મુખ્ય ચમત્કારો મેં સમજાવ્યા. કુદરત તથા સંસ્કૃતિનું જ્ઞાન :

મૂળાક્ષરોમાથી અક્ષરો ।। જોડકાંઓ, શબ્દો, સ્મરણશક્તિ અને સરસ્વતી ।। માતા જેવી બધી લલિત કળાઓ શિખવી. ભાષા તથા લલિત કલાનું

કૃષિ અને પશુપાલન :

મૂંગા પ્રાણીઓને ધૂંસરીમા જોડીને કામે લગાડવાનું મેં શિખવ્યું. તેમની મદદથી માણસને થોડું કામ કરવું પડે તેથી પ્રાણીઓને મેં ગાડામા જોડ્યાં. ઘોડાને ગાડીમાં જોડ્યા ને તેથી ધનવાન લોકો મગરૂબ થવા લાગ્યા.

વહાણ-વટાનું જ્ઞાન:

ખલાસી લોકોનો ધંધો–પાણીનાં તોફાનમા ઉછળવું–સઢરૂપી પાંખોથી ઊડવું–એ બધું માણસને મેં શિખવ્યું છે. માણસના હિત માટે મેં આવાં આવાં સાધનો યોજ્યા, પણ મને દિલગીરી થાય છે કે મારા દુઃખ મટાડવા કોઇ સમર્થ નથી!

—"પ્રોમીથીયસ વિન્કટસ"

સી. ઇ. રોબિન્સન કૃત અંગ્રેજી ભાષાતરમાંથી

## ૯ સોફોક્લીઝ

### (અ) કર્તવ્ય સાથે અથડામણમાં આવે તે પ્રેમ.

પ્રેમનાં કારસ્તાન :

"હે પ્રેમ, તું લૂટના વિભાગ પાડતો વિજેતા છે. કોઇપણ મરણાધીન માણસ તારી ઘેલછાથી મુક્ત રહી શકતો નથી. કુમારિકાના હૃદયમાં તારાં જાગરણ–વ્રતો સર્જાય છે, ને તું સમુદ્રના મોજાં ઉપર તથા ટેકરીઓનો ખીણમા પણ મળી આવે છે. તું તારી જાળ પર્ણકૂટીમા પણ પાથરે છે. તેં ન્યાય તથા સત્યને પણ તારા પાશમાં લીધાં છે. તારી ઇચ્છા પ્રમાણે તેઓ કામ કરે છે. તેં પિતાપુત્ર વચ્ચે અકુદરતી વૈર ઊભા કર્યાં છે.

પરણનારીનાં નેત્રમાંથી પ્રેમની જ્વાળા પ્રગટે છે; અને તેથી વિષયલંપટ માણસ મગરૂબ થઇ હસે છે. પણ દયા મારા હૃદયમાં ઉત્પન્ન થાય છે; અને તેથી આંસુની ધારા રોકી શકાતી નથી, તે વહે છે. તે પરણનારીને હું લગ્નની શય્યા તરફ જતી જોઉં છું; અને તે પ્રેમનું શયનગૃહ મરેલાઓનું રહેઠાણ છે એમ મને લાગે છે. —એન્ટિગોન. પ્રેમ નહીં પણ કામના:

(આ) કાયદા વિષે.

જો કોઇ માણસ એમ માનતો હોય કે પોતે કાયદામાં અને તેના ઉપયોગમાં—શબ્દમાં તથા તેના વ્યાવહારિક પ્રયોગમાં—બહુ પ્રવીણ હોય અને તે માટે મગરૂબ થઇને રહે તથા દેવસ્થાનોને માન આપે નહિ, તો તેવા માણસનું કમનસીબ તેની નજીક આવે છે. દુર્દૈવથી આવેલા તેના અભિમાનનો બદલો આપોઆપ મળે છે. કાયદાને માન આપવું:

પોતાના હાથ લાંચથી ખરાબ કર્યા સિવાય અને પવિત્ર ન્યાયને કલંક લગાડ્યા સિવાય તેને જે લાભ મળતો હોય તેજ તેણે લેવો જોઇએ. હવેથી જો કોઇ કાયદા જાણનાર આવાં કામ કરશે તો તેને સ્વર્ગમાં જવાનો અધિકાર રહેશે નહિ. જો તે માણસ બીજા માણસોનો માનપાત્ર થાય તો હું દેવોની શા માટે આરાધના કરૂં? દેવોએ એવા મનુષ્યોને સજા કરવી જોઇએ! —'ઓડિપસ' ન્યાયપુરઃસર જીવવું:

(ઇ. ડી. એ. મોરશેડના ભાષાન્તર ઉપરથી)

## ૧૦ યુરિપીડીઝ

### (અ) બદલો

પાપીને સ્વર્ગ ન ધટે :

શું તમે એમ ધારો છો કે પાપીઓ સ્વર્ગે જઇ શકશે ? શું તેમનાં નામો રાતાં પાનાં ઉપર લખાશે અને આખરે "જોવ" (ન્યાયી દેવ) ન્યાય કરતી વખતે તેમની ઉપર નજર નાંખશે ? જો ન્યાયી દેવ આપણાં પાપી કામ લખી રાખે તો આખું સ્વર્ગ તે માટે સાંકડું થઇ પડે એટલાં બધાં પાપે જગત ઊભરાઇ જશે ! તે એકલો બધાને સજા કરવા માટે પણ પૂરતો થશે નહિ ! આપણી આસપાસ આ જગતમાં જ ન્યાય છે. તમે જરા નજર કરશો તો દેખાશે.

—જે. એ. સાઇમોન્ડઝ.

### (આ) નીતિ અને સૂગ

રક્તપાત સર્વત્ર ભ્રષ્ટ છે :

દેવીની ફીલસુફીની દલીલો હું જુઠી પાડું છું. તે દેવી એમ કહે છે કે 'જો માણસ લોહીનો સ્પર્શ કરે, મરેલા શબને અડકે અથવા પ્રસુતિ થયેલી સ્ત્રીને અડકે તો મારો યજ્ઞકુંડ ભ્રષ્ટ થઇ જાય !' ત્યારે દેવીનો યજ્ઞ, માનવીનાં બલિદાનના લોહીથી નીતરતો હોય તે દેવીને ગમે છે ? ઝીયસની પત્ની લેટો ( Leto ) આવી મૂર્ખાઇ શરૂ કરે, તે હું માની શકતો નથી.

જગતની માતા બાલકના બલિદાનથી ન રીઝે :

ટેન્ટેલસના માનમાં જે ભોગ અને મહોત્સવ થાય છે તે રાક્ષસી છે—જુઠાણું છે. બાળકોનાં માંસથી દેવદેવીઓ વળી પ્રસન્ન થાય ? પાપી અને ખુની લોકો

પોતાનો ક્રૂર અપરાધ દેવદેવીને માથે ઢોળી પાડે છે. પણ માની લ્યો કે પવિત્ર દેવો કદાપિ અન્યાય કે પાપ કરે જ નહિં!

—"યુરીપીડીસના ઇનટોરિસ" ૩૮૦–૩૯૧.

(સી. ઇ. રોબિન્સનના ભાષાંતરમાંથી)

## (ઙ) ત્યજાયેલી પત્ની

"તારી સાથે સમુદ્રયાત્રા કરવા માટે મેં મારૂં ઘર અને મારાં માતપિતાને ત્યજી દીધાં! પરંતુ તું વધારે ચંચળ અને અસ્થિર નીકળ્યો. મને તેં છેતરી છે, મારો આ હાથ જે તેના હાથમાં મેં મેળવ્યો હતો ને મારા ઓષ્ટે જે ચુમ્બન લીધાં-દીધાં હતાં તે બધું જ વ્યર્થ ગયું છે! તમારા સોગંદ ધૂળમાં મળી ગયા છે. હું તેને મિત્ર તરીકે ગણીશ જેથી તે વધારે હલકટ દેખાશે. ત્યજાયેલી પત્નીના ઉદ્‌ગારઃ

તું મને કહે, હવે હું ક્યાં જાઉં? પિતાને ઘેર? સગાંને ઘેર? અરે! તે સહુ તારે માટે મારાં દુશ્મન થયાં છે. તે સહુ, એ વખત પહેલાં મારાં મિત્ર હતાં; પરંતુ તે સહુની પ્રીતિ ખોઇને, તારા જેવાની પ્રીતિ કરી તે મારૂં કમભાગ્ય! હે મારા આદર્શપતિ! મારા જેવી સ્ત્રીને મરતી બચાવીને પાછી તું મને ત્યજી દે છે! ને હવે તારી માશુકને તું મારી વાત કહીશ? પત્નીની નિરાધારીઃ

લુચ્ચાઓ કેમ ઓળખાય? અરે ભગવાન, સોનાં રૂપાંને ખરાં ખોટાં સમજવાની નિશાનીઓ તેં રાખી છે; પરંતુ લુચ્ચાઓને પરખવાની કાંઇ પણ નિશાની તેં રાખી નથી ? "

—મીડીઆ. ૪૮૩–૫૧૯

(સી. ઇ. રોબિન્સનના ભાષાન્તર ઉપરથી.)

## ૧૧ એરિસ્ટોફેનીઝ

### જૂનું અને નવું શિક્ષણ:

એથેન્સમાં પહેલાનું શિક્ષણ: અસલના વખતમાં એથેન્સમાં પ્રતિષ્ઠા અને લાજ પાળવામાં દરેક યુવક બહુ કાળજી રાખતો હતો; સંયમ અને શિસ્તનું સુંદર પાલન થતું હતું. પ્રથમ તો વિદ્યાર્થીઓને અમુક જગ્યાએ હાજર રહેવાની ફરજ પાડવામાં આવતી. અને ત્યાંથી તેઓ એથેન્સમાં ગાતા ગાતા અને કૂચકદમ કરતા પ્રવેશ કરતા હતા. વરસાદ પડે કે બરફ પડે તોપણ આ શહેરના બધા જ છોકરાઓ ઘણે દૂર જઇને જૂનાં પ્રાચીન ગીતો ગાતા ગાતા પાછા એથેન્સમાં આવતા. તેઓ અમુક લશ્કરી નિયમ પ્રમાણે સાથળો (જાંઘો) સાથે સાથે રાખીને કદમ લેતા હતા; અને એથેન્સની દેવી "પેલાસ એથેન"ની પૂજા કરવાનાં કવિતો બોલતા, અથવા કેટલીક વાર તો અસલના વીરપુરૂષોનાં વીરત્વનાં ગુણગાન કરતા હતા. જે લોકોએ મેરેથોનના ખૂનરેજીભરેલા યુદ્ધમાં પ્રાણ ખોયા હતા તેમની હિંમતના માન કરતા હતા.

હવે, તો નાનો છોકરો હોય તે પણ માણસ જેવાં કપડાં પહેરતાં શીખે છે અને જ્યારે 'પોનાથેનીઆ' તરફ આવું છુ ત્યારે તેઓ નાચતા અને ગમન કરતા ચાલ્યા જાય છે. "પેલાસ" ને હવે કોઈ માન આપતું નથી. તમારે સુખી થવુ હોય તો મારી સલાહ માનો. શિક્ષણના ધ્યેયમાં પરિવર્તન.

મેળાપના સ્થળો અને સ્નાનગૃહો તજી દો. આધુનિક ખોટા રિવાજ છોડી દો; તેવાં કામો કરવાં એ શરમભરેલું છે. જ્યારે કોઇ વડીલ પુરુષને દેખો ત્યારે તેને માન આપવા ઊભા થજો. પ્રેમથી અને પવિત્રતાથી તમારાં માતપિતાને પૂજો–તેમની આજ્ઞા પાળો અને ખરી નમ્રતાનું પ્રતિબિમ્બ તમારા અંતઃકરણમાં પાડો. વિલાસ તજી દો.

—"ક્લાઉઝ" ૯૬૧.

(બી. બી. રોજર્સકૃત ભાષાન્તર ઉપરથી)

## ઝેનોફોન

### સોક્રેટિસ વિષે—

સોક્રેટિસ સ્વર્ગીય ઇચ્છાથી વિરુદ્ધ કાંઇ કામ કરતો નહિ તે એવો ન્યાયી અને અદલ ઇન્સાફવાળો હતો કે તે કોઇનુ ખરાબ કરતો નહિં. તેણે એવો સંયમ કેળવ્યો હતો કે **પોતાને ન ગમે તેવો કડવો અનુભવ છોડીને, બીજા પ્રકારનો મીઠો અનુભવ કરવાનું તાકતો નહિં.** તે ડાહ્યો હતો. હંમેશાં સર્વોત્કૃષ્ટ વાત સમજીને તે પ્રમાણે સોક્રેટીસ સબંધી પ્રમાણપત્ર

તે વર્તતો હતો. તેને અમુક વિવેકશક્તિ પ્રમાણે કામ કરવાની કુદરતી ટેવ પડી હતી. તેથી હરવખત નિર્ણય કરવાની તેને જરૂર નહોતી રહેતી. પોતાના સંયમમાં દૃઢ હોવાથી બીજા લોકો ઉપર એ પોતાની છાપ પાડતો. તેમની પરીક્ષા કરતો અને તેમની ભૂલ દેખાડીને તેમને સદ્‌ગુણના માર્ગમાં દોરી લઇ જતો. આ બધાં કામોમાં તે માનવજાતની પરિપૂર્ણતાનો નમૂનો હતો.

શક્તિ-શાળીને શિક્ષણની હિમાયત

જેમનામાં કુદરતી બક્ષીસો વધારે પ્રમાણમાં હતી તેમને એ ખૂબ સમજાવતો કે તેમણે અવશ્ય કેળવણી લેવી જોઇએ. તે એમ કહેતો કે ઊંચી કોટિના વીરપુરૂષોને જો બચપણથી પલોટ્યા હોય તો જ તેઓ ઘણા ઉપયોગી થાય છે, નહિં તો તેમની શકિતઓ આડે માર્ગે વહી જવાથી, તેઓ નકામા અથવા ભયકર થાય છે શિકારી કુતરાનું પણ તેમ જ છે. બચપણથી કેળવણી મેળવે તો જ તેઓ સારા થાય છે, ન કેળવાય તો નકામા અને જંગલી રહે છે.

બુદ્ધિશક્તિને યોગ્ય વિકાસ માર્ગ આપો

શું કરવું તે ન સૂઝે ત્યારે ઘણા માણસો આડે રસ્તે જતા શિખે છે. પછી તેઓ ઉદ્ધત અને ગર્વિષ્ઠ બને છે, અને સુધરતા નથી. જેઓ જન્મથી જ શ્રીમન્ત કુટુમ્બના હોય છે તેઓ એમ માને છે કે ધનથી અંજાઈ જઇને બધા લોકો તેમને જરૂર માન આપશે; માટે સદ્‌ગુણી થવા તેઓ પ્રયત્ન કરતા નથી. એવા લોકોને સોક્રેટિસ કહેતો કે :—

'જે માણસ ગુણવિનાના ધનવાનને માન આપે છે તે માણસ મૂર્ખ છે; અને એવા લોકોનાં મન નહિ સમજનારા ધનવાન પણ મૂર્ખ ગણાય છે. 'જે જે ધામ્છીએ તે ધનથી મળે છે' એ માન્યતા જ ભૂલભરેલી છે. ધનવાન કરતાં ગુણવાન ચડે :

—"મેગોરાબીલા" પુસ્તક ૪, ૧.
(જે. એસ. વોટ્સન કૃત ભાષાન્તરમાંથી)

## ૧૩ પ્લેટો

(ગ) સ્વર્ગીય સુન્દરતા :—

હું માનું છું કે જો કોઇ વસ્તુ સુન્દર હોય તો તે આદર્શ સુન્દરતાને મળતી આવે છે. માટે જ તે સુન્દર છે. અમુક વસ્તુ તેના રંગ અથવા આકારથી સુંદર છે એમ તમે કહેતા હો તો હું તે વાત માનતો નથી. મને તે ખૂબ મૂંઝવે છે. પણ એટલું ખરૂં છે કે જે વસ્તુ આદર્શ સૌન્દર્યને મળતી આવે તે જ સુન્દર છે; અને આ આદર્શસમ્બન્ધ દેખાય ત્યારે જ હું અમુક વસ્તુને સુંદર કહું છું. આદર્શ સૌન્દર્ય :

—'ફીડો'

તરફ જવું જોઇએ: કેમકે સ્વર્ગમાં જવાથી ઇશ્વર જેવા થવાય છે.

ઇશ્વર શુદ્ધ અને મુક્ત છે:

ઇશ્વરના જેવા થવું એટલે સારા, પવિત્ર, ન્યાયી અને પ્રાજ્ઞ થવું. ઇશ્વર કોઇ રીતે અન્યાય કરતો જ નથી; તે તો ન્યાયમૂર્તિ છે. જે માણસ ઘણો ન્યાયી હોય તે તેના જેવો છે–આમ સમજવામાં જ ખરૂ ડહાપણ છે, ખરો સદ્‌ગુણ છે—આ વાતનું અજ્ઞાન તે મૂર્ખતા અને પાપ કહેવાય. —"થીએટેટસ" ૧૭૬

## (ટ) સૃષ્ટિનો સર્જનહાર ભલો છે–દ્વેષી નથી :

ઇશ્વર રાગદ્વેષથી પર છે :

આ જગતના સર્જક પિતાને ઓળખવો મુશ્કેલ છે; તેને ઓળખી બીજાને તેની સમજ પાડવી તે વળી સૌથી વધારે મુશ્કેલ કામ છે. આ દશ્ય જગત ઇશ્વરે શા માટે બનાવ્યું છે તે હું સહુને સમજાવું છું. તે પોતે ભલો–સત્ સ્વરૂપ છે; તેનામાં દ્વેષ નથી, દ્વેષથી તે રહિત હોવાથી તેણે બધી વસ્તુઓ પોતાના જેવી જ બનાવી. ત્યાં સુધી બધું સારૂં હતું. દ્વેષ ન હોતો.

પર વસ્તુ-ઓનું સર્જન :

તેણે બધી દશ્ય વસ્તુઓ સ્થિર સ્વરૂપમાં સર્જી નહોતી; અમુક યોજના સિવાય આમ તેમ ચાલ્યા કરે તેવી ગતિમાન વસ્તુઓ પહેલાં ઈશ્વરે બનાવી, પછી તે ગેરવ્યવસ્થામાંથી તેણે અમુક યોજના સ્થાપી –ઘડી કાઢી

બુદ્ધિ-સંમત વસ્તુઓ:

વિચાર કરતા તેને એમ લાગ્યું કે બધી તર્કસંમત (Rational) વસ્તુઓ તર્કવિરુદ્ધ વસ્તુઓ

( Irrational ) કરતાં વધારે સારી છે; અને તર્ક (વિવેક બુદ્ધિ) માત્ર સજીવન પ્રાણીઓના આત્મામાં જ રહી શકે છે.

૫ી તેણે આત્મામાં બુદ્ધિ (તર્ક)ની સ્થાપના કરી; અને આત્માની સ્થાપના શરીરમાં કરી જેથી તેનું કામ આ જગતમાં સૌથી સુન્દર થઈ શકે. તેથી આપણે કહી શકીએ કે ઇશ્વરી યોજનાથી એક વિવેકશક્તિવાળો આત્મા, સજીવન શરીરમાં મૂકવામાં આવ્યો. મનુષ્યોમાં બુદ્ધિ-શક્તિની વિશેષતા:

—'ટાઇમીસ.' ૨૭.

(ઈ) સત્ એટલે શું ?

દૃશ્ય અને જ્ઞાત પદાર્થોને જે સત્ય સ્વરૂપ આપે છે અને જ્ઞાતાને જ્ઞાન મેળવવાની શક્તિ આપે છે તે 'સત્' કહેવાય છે. જેટલે અંશે સત્ય અને વિજ્ઞાન જ્ઞાનમાં પરિણમે છે તેટલે અંશે તેઓ સત્ ઉપર અવલમ્બે છે. સત્ય અને જ્ઞાન બેઉ સુંદર છે, તેથી એ સત્ પણ સુંદર છે—એટલું જ નહિ પણ વધારે સુન્દર છે. પ્રકાશ અને આપણી નજર—બેઉ સૂર્ય જેવાં છે—તો પણ તેઓ પોતે જ સૂર્ય નથી. તેમ જ સત્ય અને જ્ઞાન બેઉ સત્ જેવાં ધારી શકાય; પણ તેઓ પોતે જ સત્ નથી; કેમકે સત્ ઘણું ઊંચું તત્ત્વ છે. 'સત્' એટલે શું?:

આનન્દ એ સત્ નથી. હવે, ઉપર કહેલો દૃષ્ટાન્ત જરા વધારે આગળ લંબાવીએ : સૂર્ય બધા દૃશ્ય પદાર્થોના પોષણ માટે તથા સ્વરૂપજ્ઞાન માટે સમર્થ સત્ જગતથી ભિન્ન છે :

છે:—અને બધી વસ્તુની ઉત્પત્તિ કરે છે; અગર જો કે એ પોતે જ ઉત્પત્તિ નથી. તેમ જ સત્, બધી વસ્તુના જ્ઞાન પોષણ અને સર્જન માટે છે. પણ તે પોતે અમુક સારભૂત વસ્તુ ( Essence ) કે સર્જન નથી. સત્ તો સર્જન કરતા ય ઊંચું છે.

—" રિપબ્લીક " પુસ્તક ૬.

(ङ) સત્ અને અસત્:—

સત્ અને અસત્:

જે જે વસ્તુ વિનાશકારક છે તે ' અસત્ ' કહેવાય છે; અને જે જે વસ્તુ રક્ષણ કરનારી તથા ફાયદાકારક હોય તે ' સત્ ' કહેવાય છે. આંખોને આંખના રોગ લાગુ પડે છે. શરીરને શરીરના રોગો લાગુ પડે છે; અનાજમાં ધનેડા થતાં સડો પેસે છે; લોઢું ને ત્રાંબુ કટાય છે : તેને કાટ ખાય છે, એટલે કે દરેક વસ્તુ તેને લગતા કાંઈક સડાથી નાશ પામે છે. આ સડાથી તે તે પદાર્થોને નુકસાન થાય છે; જો તે એવી કોઈ રીતે નાશ પામે નહિં તો બીજી રીતે તેનો નાશ થવાનો સંભવ નથી; કેમકે સત્ તત્ત્વ કોઈનો નાશ કરતું નથી. જે સત્ નથી અને અસત્ નથી એવું તત્ત્વ કોઇનો નાશ કરતું નથી.

નાશવંત તે અસત્

તેથી હાલ અસ્તિત્વ ધરાવતી બધી વસ્તુઓમાં જે વસ્તુ નાશ પામે તેવી લાગે તેમા અસત્નો પ્રવેશ થયો હશે. તે તેને નુકશાન કરશે; પણ તેનો છેક વિનાશ કરશે નહિં એમ આપણે માની શકીએ.

—રિપબ્લીક પુસ્તક ૧૦

## (ક) ખરું તત્ત્વજ્ઞાન :—

જ્યારે હું નાનો હતો ત્યારે મને ભૌતિક (પ્રાકૃતિક) જ્ઞાન મેળવવાની તીવ્ર ઇચ્છા થઇ હતી. દરેક વસ્તુનું મૂળ કારણ સમજવાનું કામ ઘણું રસિક લાગતું હતું. અમુક વસ્તુ શા માટે જન્મે છે? ટકી રહે છે? અને નાશ પામે છે? હું હંમેશાં સમજવા પ્રયત્ન કરતો કે સજીવન પ્રાણીઓ ઠંડી અને ગરમીના બાષ્પીભવનથી ઉત્પન્ન થતાં હશે? અને લોહીથી, હવાથી કે અગ્નિથી આપણે વિચારશક્તિ મેળવતાં હોઇશું?

*अथातो तत्त्व-जिज्ञासा।*

અથવા માત્ર મગજશક્તિથી જ આપણે સાંભળવાનો, જોવાનો, જ્ઞાન મેળવવાનો અને અભિપ્રાય બાંધવાનો અનુભવ કરીએ છીએ? યાદશક્તિ, જ્ઞાન, વગેરે બાબતો માત્ર શાંત મગજ ઉપર જ અવલંબે છે?

*ઇંદ્રિયો કોની આજ્ઞામાં છે?:*

એક દિવસ મેં એક માણસ પાસેથી તે વિષે સાંભળ્યું; તેમાં તેણે "એનેક્ઝેગોરસ" ના પુસ્તક ઉપરથી મને કહ્યું કે માણસમાં મન છે તે જ આજ્ઞા કરે છે; અને દરેક વસ્તુનું કારણમાત્ર મન છે. આ સિદ્ધાન્ત મને ગમે છે. પછી મેં વિચાર કર્યો કે જો મન, બધી વસ્તુઓ ઉપર કાબુ ધરાવે તો તે દરેક વસ્તુને બરાબર ગોઠવી શકે. વસ્તુઓની શ્રેષ્ઠ ગોઠવણી કરવી એ જ કામ મન કરે છે? તો અમુક વસ્તુઓ શા માટે છે અને બીજું કેમ નથી

*મન મનુષ્ય-માત્રની ક્રિયાશક્તિઃ*

કારણ કોઇ મને સમજાવવા તૈયાર હોય તો હું સમજવા તૈયાર છું; પણ આ બાબત હું પોતે સમજી શકતો નથી, અને બીજું કોઇ મને આ બાબત સમજાવી શકતું નથી.

—ક્રીટો

(૫) સુપ્રજનશાસ્ત્ર

વીશ વર્ષની ઉમરે સ્ત્રી જુવાન થાય છે અને ત્રીશ વર્ષની ઉમરે પુરુષ જુવાન થાય છે તે બાબતમાં તમે મારી સાથે એકમત થશો. સ્ત્રીએ વીશથી ચાળીસ વર્ષ સુધી પ્રજા અથવા સંતતિ ઉત્પન્ન કરીને રાજ્યને સોંપવી; અને માણસે પચાસ વર્ષ સુધી સંતતિ ઉત્પન્ન કરવાનું કામ ચાલુ રાખવું. ઉપર કહેલી વીશ વર્ષની ઉમરથી નીચેની સ્ત્રી અને ત્રીશ વર્ષની ઉમરથી નાનો પુરુષ આ કામમાં વચ્ચે પડશે ( પ્રજા ઉત્પન્ન કરશે ) તો રાજ્યના કાયદાવિરુદ્ધ કામ કરવા બદલ તેને સજા થશે. સુપ્રજન માટે નિયમન :

લગ્ન સંબંધી કરવાના યજ્ઞ તથા બલિદાન જેવી ધાર્મિક ક્રિયાઓ વગેરે સજીને અંધકારમાં જ જો સંતતિ ઉત્પન્ન કરવામાં આવે તો સમાજ છિન્નભિન્ન થઈ જાય; અને છોકરાંઓ માતપિતા કરતાં વધારે બળવાન જન્મે નહિ. માટે આ નિયમ લાગુ પાડ્યા છે. માણસ ઉમરલાયક હોય અને ધર્માધિકારી ( મેજીસ્ટ્રેટ )ની પરવાનગી સિવાય—ધાર્મિક ક્રિયા કર્યા સિવાય—તે કોઇ ઓથી સંતતિ અ-વિવાદિત સંબંધની અપવિત્રતા :

તેની સમજુતી મન આપી શકશે ? મને લાગે છે એ સઘળું જ મન ઉપર આધાર રાખે છે.

મન કંઇ આખરી સત્તા નથી : જગતમાં સહુને માટે શ્રેષ્ઠ સમજવા જેવું શું છે તથા સાધારણ શું છે તે બધુ મને તેણે સમજાવ્યું. પછી મેં તે ચોપડી તેની પાસેથી લીધી અને જગતમાં સહુને માટે શ્રેષ્ઠ શુ છે તે મેં વાંચ્યું. તે વાંચ્યા પછી મારી બધી ઉજ્જ્વળ આશાઓ ધૂળમાં ગઈ; કેમકે, લેખકે મનની ખરી કિંમત કરી ન હતી; અને જગતમાં વસ્તુઓની વ્યવસ્થા કેવી રીતે થઈ તેનું કારણ આપ્યું નહોતું. "માણસમાં હાડકાં, માંસ, સ્નાયુઓ અને લોહી વગેરે છે તેથી જ માણસ વિચાર કરે છે; પરંતુ શું શ્રેષ્ઠ છે તે સમજીને તે વિચારતો નથી."–આ પ્રમાણે કહ્યુ હોય તો આ સિદ્ધાન્ત છેક શિથિલ પડી જાત.

જગતનું આધારબિન્દુ કયું ? : એક માણસ એમ કહે છે કે પૃથ્વીની આસપાસ એક આધારબિન્દુ છે અને તેથી જ પૃથ્વી અડગ (અચલ) ટકી રહે છે. તે આધારબિન્દુ એટલે સ્વર્ગ. બીજો માણસ એમ કહે છે કે આ પૃથ્વી ચપટી અને સપાટ થાળી જેવી છે. તેની નીચે હવાનો અપાર સમુદ્ર છે તેમાં તે ટકી રહી છે.

દિવ્ય તત્ત્વની સત્તા : પણ આ પૃથ્વીની આસપાસ એક દિવ્ય તત્ત્વ છે અને તેની અપાર સત્તાથી આ જગત નભે છે એમ કોઇ કહેતું નથી. સતતી સત્તા ઉપર જગત ટકી રહ્યું છે એમ તેઓ વિચારી શકતા નથી. આનું

કારણ કોઇ મને સમજાવવા તૈયાર હોય તો હું સમજવા તૈયાર છું; પણ આ બાબત હું પોતે સમજી શકતો નથી, અને બીજું કોઇ મને આ બાબત સમજાવી શકતું નથી.

—ફીડો

## (પ) સુપ્રજનશાસ્ત્ર

સુપ્રજન માટે નિયમન :

વીશ વર્ષની ઉમરે સ્ત્રી જુવાન થાય છે અને ત્રીશ વર્ષની ઉમરે પુરુષ જુવાન થાય છે તે બાબતમાં તમે મારી સાથે એકમત થશો. સ્ત્રીએ વીશથી ચાળીસ વર્ષ સુધી પ્રજા અથવા સંતતિ ઉત્પન્ન કરીને રાજ્યને સોંપવી; અને માણસે પચાસ વર્ષ સુધી સંતતિ ઉત્પન્ન કરવાનું કામ ચાલુ રાખવું. ઉપર કહેલી વીશ વર્ષની ઉમરથી નીચેની સ્ત્રી અને ત્રીશ વર્ષની ઉમરથી નાનો પુરુષ આ કામમાં વચ્ચે પડશે ( પ્રજા ઉત્પન્ન કરશે ) તો રાજ્યના કાયદાવિરુદ્ધ કામ કરવા બદલ તેને સજા થશે.

અ-વિવાહિત સંબંધની અપવિત્રતા :

લગ્ન સંબંધી કરવાના યજ્ઞ તથા બલિદાન જેવી ધાર્મિક ક્રિયાઓ વગેરે સજીને અંધકારમાં જ જે સંતતિ ઉત્પન્ન કરવામાં આવે તો સમાજ છિન્નભિન્ન થઈ જાય; અને છોકરાંઓ માતપિતા કરતાં વધારે બળવાન જન્મે નહિ. માટે આ નિયમ લાગુ પાડ્યા છે. માણસ ઉમરલાયક હોય અને ધર્માધિકારી ( મેજીસ્ટ્રેટ )ની પરવાનગી સિવાય–ધાર્મિક ક્રિયા કર્યા સિવાય–તે કોઇ સ્ત્રીથી સંતતિ

ઉત્પન્ન કરે તો તે દંડને પાત્ર થાય છે; કેમકે એવી સંતતિ અપવિત્ર ગણી શકાય છે; અને તે સમાજની પડતી સૂચવે છે.

—રિપબ્લીક, પુસ્તક ૫

(વે) ખરૂં સૌન્દર્ય :—

અમર સૌન્દર્ય : શુદ્ધ, સત્ય, અને અમર સૌન્દર્ય જે જગતમાં નાશવંત માનવ વસ્તુઓથી ચઢીઆતું છે તે જોવાને માણસને આંખ હોત તો કેવું સારૂં ? ત્યાં દૃષ્ટિ રાખીને, સાચા દિવ્ય (Divine) સૌન્દર્ય સાથે વાર્તાલાપ કરીને આ જગતમાં તેવું જ દિવ્ય સૌન્દર્ય સર્જવાની શક્તિ માણસમાં હોત તો કેવું સારૂં ? માનસિક દૃષ્ટિથી આવું સૌન્દર્ય જોવા – સૌન્દર્યની મૂર્તિ માત્ર નહિં–પણ સત્ય સૌન્દર્ય જોવા અને સાચો સદ્‌ગુણ વિકસાવવા અને ઇશ્વરના મિત્ર થઇ મર્ત્યમાંથી અમર થવા માણસમાં શક્તિ હોત તો કેવું સારૂં ?

—" સિમ્પોસિયમ "

(ઓ) સોક્રેટિસ મોતની સામે થાય છે :—

જીવવાની નિશ્ચિત અવધ : " મારા મિત્રો ! તમે પણ આ બાબત તમારી દૃષ્ટિ સમક્ષ રાખજો. ને તેને સત્ય માનજો કે ભલા માણસને આ જગતમાં આફતો કાંઇ કરી શકતી નથી, મૃત્યુ સમયે તેમનો બચાવ પરમેશ્વર કરે છે. મારૂં આ નસીબ–જે મારે માથે આવી પડ્યું છે–તેમાં ઇશ્વરી સંકેત છે. હવે મારે મારૂં કામ છોડી જવું એ જ ખાસ જરૂરનું છે; તેથી જ મને પાછો

**આ જગતમાં જીવતો રાખવા માટે કોઈ લખાણ આવ્યું નથી : જેમણે મને મોતની સજા કરી છે તેમને માટે મારા મનમાં વૈરભાવ પ્રગટતો નથી.**

મારી ઉપર આરોપ લાવીને મને સજા કરાવવામાં તેમનો એવો વેર લેવાનો ઉદ્દેશ નહોતો. પરંતુ તેઓ ધારતા હતા કે તેઓ મને કાંઈક નુકસાન કરી શકશે,–આવો હેતુ રાખવા માટે તેઓ નિન્દા-પાત્ર છે. શત્રુઓ સાચાને કંઈ ન કરી શકે :

મારા મિત્રો, એક વાત યાદ રાખજો. મારા પુત્રો મોટા થાય ત્યારે તેઓ ભલાઈ તજી દઈને ધનનો લોભ રાખે તો તમે તેમને સજા કરજો. જ્યારે તેમનામાં કાંઈ જ લાયકાત ન હોય છતાં જ્યારે તેઓ લાયક છે એમ પોતાને માને ત્યારે તેમને સજા કરજો. "મેં પણ એવી જ રીતે તમને નમ્રતાના પાઠ શિખવ્યા છે. જો તમે આમ કરો તો જ મારી તરફ અને મારા પુત્રો તરફ સાચી ફરજ તમે બજાવી છે, એમ કહી શકાય. પુત્રોની ખાનદાની માટે કાળજી :

પણ હવે–જવાનો વખત થયો છે. હું મરણ પામું છું–તમે જીવશો. આપણામાંથી કોણ સારે ઠેકાણે જાય છે, તે ઈશ્વર સિવાય બીજું કોઈ જાણતું જ નથી !" આખરી વિદાય

—પ્લેટો

(ઈ. સ. પૂર્વે ૩૮૪–૩૨૨)

## ૧૪ એરિસ્ટોટલ

### (અ) સુખનું સાચું સ્વરૂપ :—

સુખનું સાચું સ્વરૂપ : શુદ્ધ—જો કે રાજનીતિમાં, ખાનદાનીમાં અને પ્રભાવમાં ઊંચું તત્ત્વ ગણાય છે, અને કોઈ વાર સત્ પ્રવૃત્તિ પણ ગણાય છે—તોપણ તેનો હેતુ જેમ યુદ્ધ કરવામાં જ પૂરો થઈ જતો નથી; તેમ જ શુદ્ધબુદ્ધિ ( તર્ક ) માત્ર તર્ક કરવામાં જ લક્ષ રાખતી નથી; પણ તેમાં એક એવો આનંદ છે જે માત્ર શુદ્ધબુદ્ધિ નથી. શુદ્ધ પ્રવૃત્તિઓ ઉપર જ આધાર રાખે છે એવી જાતનાં કામ કરવાથી માણસ માનવજાતને માથે આવી પડતાં સંકટોમાંથી બચી શકે છે. માનવજાતનું સંપૂર્ણ સુખ તર્ક અને આનંદમાં રહેલું છે; કલ્યાણ હંમેશાં સંપૂર્ણ હોય છે—અપૂર્ણ નહિ.

દૈવીજીવન જીવવામાં સાચું સુખ: આવું જીવન સાધારણ માનવજીવનથી ઊંચું હોય છે. માણસ ફક્ત માણસના ગુણ ધરાવે છે એટલા જ ઉપરથી તે જીવી શકતો નથી. પણ તેનામાં કાંઈક દિવ્ય તત્ત્વ હોવું જોઈએ; અને તે દિવ્ય તત્ત્વ તેના માનવસ્વભાવથી ઊંચું હોવું જોઈએ. માણસમાં શુદ્ધબુદ્ધિ વધારે ઊંચું તત્ત્વ છે; તેથી શુદ્ધબુદ્ધિ વડે પ્રેરાયલું જીવન સાધારણ માનવજીવન કરતાં ઊંચું છે. જેઓ માણસને ફક્ત માનવીઓના સ્વાર્થ તાકવાનું કહે છે તેઓ સારી સલાહ આપતા નથી. જો માણસે ઊંચા આદર્શ પ્રમાણે જીવવું હોય, અમરત્વ મેળવવું હોય

અને ખરું સુખ પ્રાપ્ત કરવું હોય તો તેને દિવ્ય જીવન જીવવાની તમન્ના હોવી જોઈએ.

—નીકોમેકીઅન નીતિશાસ્ત્ર.

(આ) પ્લેટો વિષે:—

પાયથેગોરાસના તત્ત્વજ્ઞાન પછી પ્લેટોની કૃતિઓ તુર્ત જ આવે છે. ઘણે અંશે એના મત સાથે મળતા આવતા હતા. આ બાબતમાં તે ઈટાલીયન લોકોથી છેક જ સ્વતંત્ર વિચારવાળો છે. ભરજુવાનીમાં તે ક્રેટિલસનો શિષ્ય થયો હતો અને હેરેક્લિટસના પંથમાં જોડાયો હતો. તે એમ માનતો હતો કે દૃશ્ય પદાર્થોનો પ્રવાહ હંમેશાં વહ્યા કરે છે અને તેનું સંપૂર્ણ જ્ઞાન થતું જ નથી. પ્લેટોની કૃતિઓ:

પછી સોક્રેટિસ આવ્યો; તે માત્ર નીતિ વિષે વાતો કરતો હતો અને દૃશ્ય જગત વિષે વાત કરતો જ નહિં. પોતાની નીતિવિષયક ચર્ચામાં તે હંમેશાં **સનાતન (Universal) સત્ય** વિષે વાત કરતો હતો, અને અમુક વસ્તુની વ્યાખ્યા અથવા લક્ષણ બાંધવાનું કામ તેણે પ્રથમ હાથમાં લીધું. સોક્રેટીસની વ્યાખ્યાત્મક ફિલસુફી:

તેની પછી પ્લેટો આવ્યો તેણે કહ્યું કે એવાં સનાતન સત્યો આપણી ઈન્દ્રિયોથી જોઈ શકાય તેવાં હોતાં નથી; પણ જુદી જાતનાં હોય છે. એટલે સાચા વિચારોની ભૂમિકામાંથી તે જડે છે; અને એ સત્યો એવાં છે કે તેમનું અસ્તિત્વ સ્વીકાર્યાં પ્લેટોનું અતીન્દ્રિય જ્ઞાન:

સિવાય આ જગતના કોઇ પદાર્થનું જ્ઞાન થવું સંભવિત નથી.

—" મૅગ્નામોરાલિઆ "—
" અધ્યાત્મજ્ઞાન " અ. ૬.

**(इ) ઉમદા મનવાળો માણસ :—**

મહાનુભાવ મનુષ્યનાં લક્ષણો : તે નાનાં જોખમોમાં ઊતરતો નથી; કેમકે થોડી જ વસ્તુઓ માટે તેને માન હોય છે. તે મોટા ભય સામે થઇ શકે છે; કેમકે એવે વખતે જીંદગી ત્યજી દેવી પડે તોપણ તે તૈયાર હોય છે. જીવનમાં કેટલાક એવા પ્રસંગો આવે છે ત્યારે તે હંમેશા બીજા ઉપર ઉપકાર કરે છે; પણ પોતે બીજાના ઉપકારમાં રહેતો નથી. ગર્વિષ્ઠ માણસનું એ જ લક્ષણ છે; તે કોઇ ચીજની માગણી કરતો નથી; તે ઉલટો બીજાને આપે છે. તે ગર્વથી સત્તાધારીઓ સાથે અક્કડતાથી ઊભો રહે છે; પણ સાધારણ લોકો આમવર્ગ તરફ દિલસોજી રાખે છે.

નિયમપ્રિય છતાં સ્વતંત્ર: પોતાની પ્રશંસા કે ધિક્કાર દર્શાવવામાં તે હંમેશા નિખાલસ દિલવાળો હોય છે. તે બોલવામાં નીડર હોય છે કેમકે તે સાચો હોય છે. બીજાની આસપાસ પોતાનું જીવન ચક્કરની જેમ ગોળ ફરતું રહે તે તેને પસંદ પડતું નથી; કેમકે તેમાં પરાધીનતા રહેલી છે. તે જેનીતેની સ્તુતિ કરતો નથી; કેમકે મહાન વસ્તુ કયી છે તે તેને ખબર છે. પોતાને કોઇ અન્યાય આપે તો તે ડરતો નથી; ને તે માત્ર વાતોડિયો હોતો નથી. તે ધીમે પગલે ચાલે છે, ધીર ગંભીર

વાણીમાં બોલે છે અને એકધારી સચોટ રીતે બોલે છે.

—'નીકોમેકીઅન નીતિશાસ્ત્ર' ૬–૩
(ઑક્ષફર્ડ ભાષાન્તર આવૃત્તિ ઉપરથી)

## ૧૫ એપિક્ટેટસ

### (અ) એપિક્યુરસ પોતે મોજશોખમાં પડયો નહોતો:

'મારે માટે તો ખોરાકમાં રોટલી અને પીવાને પાણી જ જોઈએ. તેમાં કોઈ વાર હું તેમાં માખણ ઉમેરું છું ત્યારે, મને સંપૂર્ણ સંતોષ થાય છે. જે આનંદમાં અજ્ઞાની વિષયલંપટ લોકો મજા માણે છે તે આનન્દને હું ધિક્કારું છું. જ્યારે મારી પાસે જવની રોટલી હોય છે તથા જવાર ઉકાળેલી હોય છે ત્યારે હું મારા ખાણાને ઝીયસદેવ (ઇન્દ્રદેવ)ના ખાણા સાથે સરખાવું છું. આપણી સાદાઈ આપણને નસીબના તડકા–છાંયડાથી નીડર બનાવે છે! ત્યાગપ્રિય એપિક્યુરસ:

—નીકોમેકીઅન નીતિશાસ્ત્ર. ૧૪; ૧૦.

### (આ) માનવજીવનનો ઉદ્દેશ આનન્દ તે મોજ–

એમ હું કહું છુ ત્યારે જે આનન્દ માટે (મોજશોખ માટે) બીજા લોકો તરફડિયાં મારે છે, જેની બીજા લોકો પ્રશંસા કરે છે અને જેની પાછળ તેઓ ભટકે છે–એ મોજશોખને હું આનંદ કહેતો નથી. શરીરે કષ્ટ ન સહેવું, મનમા મુંઝાઈ જવું નહિ વગેરે હું સચવું છું. કુદરત જ્યાં સુધી આપણી સાથે છે ત્યા સુધી આપણે આ નિયમ પાળવો જોઈએ. સાચા આનંદની શોધ:

—નીકોમેકીઅન નીતિશાસ્ત્ર. ૧૪; ૧

## ૧૬ ગ્રીક લોકોના ઉત્તરકાળમાં થયેલા વિચારોઃ–

વેશ્યાવાડાની વિરુદ્ધમાઃ

(અ) ડાયોક્રિસોસ્ટમઃ—(ઇસ્વીસનના સમય પછી) વેશ્યાવાડા વિષે બોલતાં આપણે અચકાવું ન જોઇએ; અને તે વાતમા શંકા લાવી શરમાવાની જરૂર નથી. કોઇ વ્યક્તિ ગુલામોની છોકરીઓ ને છોકરાઓના શરીરોને અર્પણ કરે–તેમની સાથે ગમે તેવી છૂટ લે તેની સાથે આપણે કાંઇ સંબંધ નથી. રસ્તા ઉપર અને ધર્માધિકારી (મેજીસ્ટ્રેટ)ની દૃષ્ટિ પાસે, નગરભુવન અને દેવભુવન પાસે, પવિત્ર વસ્તુઓમાં તેઓ ગ્રીક લોકોના શરીર સાથે ગમે તેવો વ્યવહાર કરે છે તે ખોટું છે. તેઓ પહેલાં આવા દુષ્ટ આશયોથી મુક્ત હતા. તેમને ઝીયસદેવ (ઇન્દ્રદેવ) પ્રત્યે અને દેવી હીરા (Hera) પ્રત્યે તેમને માન નથી.

વેશ્યાવૃત્તિની આજીવિકાઃ

આવી જાતની અયોગ્ય કમાણી કોઇ રાજાએ મંજૂર કરવી નહિં. જે દુર્ગુણ બહુ વધી ગયો છે તે ધીમે ધીમે દૂર થશે એમ માની તેની તરફ બેદરકારી રાખવી નહિં. જો એ બદી દૂર કરવામાં ન આવે તો તેનો પ્રચાર થયા જ કરે. ઇશ્વરે દરેક માણસને સ્વમાન આપ્યું છે; દરેકને શુદ્ધ બુદ્ધિ આપેલી છે. ઊચું સૌન્દર્ય અને હલકટપણું–એ એ બે વચ્ચે રહેલો મોટો ભેદ બધાં જોઇ શકે તો કેવું સારું ?

—ગુલામોની પ્રતિષ્ઠા "ભાષણ" ૭–૧૩૨–૪.

## (આ) જુઠ્ઠા સોગંદ ( આશરે ઈ. સ. ૧૦૦ માં )

જુઠ્ઠા સોગંદ:

"રોગ મટાડનાર " એપોલો " ના સોગંદ લઈને, એસ્લેપીઅસ અને હીજીરીઆ તથા સર્વ દેવદેવીઓના સોગંદ લઈને હું કહું છું કે મારા કુલની પ્રતિષ્ઠા પ્રમાણે હું આ સોગંદ અને કરાર પાળીશ. આજ્ઞા કરીને, ભાષણ કરીને અને દરેક રીતે ઉપદેશ આપીને હું મારા પુત્રોને વૈદકીય વિદ્યાનું જ્ઞાન આપીશ. મારા ગુરૂઓના પુત્રોને હું તેવું જ જ્ઞાન આપીશ. બીજા કોઇને નહિ આપું.

વૈદ્યની પ્રતિજ્ઞા:

" મારા દર્દીઓને હું મારી શક્તિપ્રમાણે પથ્ય પળાવીશ અને દવા આપીશ : કાંઇ જ નુકસાનકારક દવા નહિ આપું. કોઇ મને લલચાવે તોપણ હું કોઇને મારવા ઝેરી દવા આપીશ નહિ. કોઇ સ્ત્રીને ગર્ભપાત કરવાની દવા હું આપીશ નહિ. મારા ધંધાની પવિત્રતા હું સાચવી રાખીશ ને પવિત્ર જીવન ગુજારીશ. જે જે ઘરમાં હું પ્રવેશ કરીશ ત્યાં માંદાની સારવાર કરવા માટે જ જઇશ. ત્યાં જઇને કોઇ અયોગ્ય કામ નહિ કરૂં અને કોઇ સ્ત્રીનું અપહરણ નહિ કરૂં.

વૈદકમાં શિસ્ત-પાલન:

" મારા ધંધાને અંગે જે કાંઇ મારા સાંભળવામાં આવશે તે હું કદાપિ કોઇને ગુપ્તભેદ ખોલવા માટે કહીશ નહિ. કેમ કે એવી બાબતમાં મૌન રાખવું જોઇએ. જ્યાં સુધી હું આ સોગંદ પાળું ત્યાં સુધી આ ધંધાનો પ્રયોગ મને કરવા દો તેમાં હું સુખી

થઇશ, જો હું સોગદ તોડીને દુરાચાર કરૂં તો મારી ઉપર સંકટો આવી પડજો !"

## ૧૭ થીઓગ્નીસથી પેલેડાસ સુધી ગ્રીક વિચારોમાં રહેલી નિરાશા —

નિરાશાના વિચાર.

જગતમાં જન્મ ન થાય તે સૌથી સારૂં સૂર્યનાં કિરણોનું અજવાળું જોવું જ નહિં; પણ કદાચ જન્મ થયો તો પછી જેમ બને તેમ વહેલા યમપુરીના દરવાજામા જવું એ ઇષ્ટ છે

—થીઓગ્નીસ ઇ. સ. પૂર્વે ૫૦૦

જન્મ પરંપરા

પહેલા હું નહોતો મારી ઉત્પત્તિ થઇ. હુ જન્મ્યો છુ. કોણ કહે છે કે હવે હું જન્મ પામવાનો નથી ?

—( કર્તા અજ્ઞાત )

શૂન્યમા વિરામ

બધુ જગત હસવા સરખું છે–બધું ધૂળમાં મળી જવાનું છે. બધું શૂન્યમાં સમાપ્ત થવાનુ છે. આ બધું અજ્ઞાનથી થયું છે.

—( ગ્લેકન )

પ્રયત્નનો અર્થ શો ?

હું જગતમા નગ્ન જન્મ્યો છુ અને નગ્ન જ જમીનમાં દટાઇ જવાનો છું–બધો ભેદ સ્પષ્ટ જોવા છતાં હું શા માટે શ્રમ કરૂં ?

પૅલેડાસ ( ૩૫૦ ઇ. સ. પૂર્વે )

૧૮ ઉત્તરકાલનો ઉદાસીન મત :—( Stoicism )

( ઇ. સ. ૧૨૧–૧૮૦ )

ઇન્દ્રિયોની લાલસામાંથી છૂટવું, ગુસ્સાના જુલ્મમાંથી છૂટવું, મનની ભૂલોમાંથી છૂટવું અને શરીરની પરતંત્રતામાંથી છૂટવું–એનું નામ મૃત્યુ. મૃત્યુ એટલે શું?

ખુશ મિજાજમાં રહો. માણસોની મદદ અથવા તેમના સહવાસ ઉપર બહુ આધાર ન રાખો. બીજાની મદદથી આપણને થતો આનંદ બહુ કિંમતી નથી. પોતાના અંતઃકરણથી જ નિષ્કપટી રહેવું; બીજા પાસે જઇ સુધરવાનો વખત આવે જ નહિ તેમ વર્તવું. જે ભૂલ કરે તેનો દોષ જોઇ તેને નમ્રતાથી ઉપદેશ આપો. જો તને વિજય ન મળે તો તારી જાતનો જ દોષ કાઢ.' અંતઃકરણનો આનંદ શ્રેષ્ઠ છે:



# પ્રકરણ ૯ મું

## યાહુદી ( હિબ્રૂ ) લોકોનું નીતિશાસ્ત્ર,

" ઇશ્વરનો ડર મંાત કરવામાં લાગે ત્યારથી જ સાચા ડહાપણની શરૂઆત થાય છે.

૧

સેમાઇટ પ્રજાનો ઇતિહાસ:

અરબી સમુદ્ર અને પર્શિયાના અખાતની આસપાસના પ્રદેશમાં આરબ લોકો વસે છે. તેના વંશજો "સેમાઇટ" ( Semite ) લોકો તરીકે જાણીતા થયા છે. આશરે ઇ. સ. પૂર્વે ૩૦૦૦ વર્ષો પહેલાં તેમણે 'સુમેર' અને 'અક્કડ' પ્રાન્તો જીતી લીધા; અને બેબિલોનમાં પોતાની ગાદી સ્થાપી.

તેમનો પ્રથમ નીતિગ્રંથ:

ઇ સ. પૂર્વે ૨૧૮૦ જેટલા સમયમાં 'હમુરાબી' ( Hammurabi ) નામે પ્રથમ નીતિગ્રન્થ એમના સાહિત્યમાં જન્મ્યો. આશરે આ વખતે જ 'કેનનાઇટ' નામના લોકોએ 'એમોરાઇટ' ઉપર વિજય મેળવ્યો. આ પાછળ્યાગ વિજયનું માન સેમાઇટ લોકોએ મેળવ્યુ. પછી એમણે બીજો વિજય મેળવ્યો અને તેમા જૂના સમયના

એબિલોન તથા ઇજિપ્તનાં રાજ્યોનો કેનાન (Canaan) નામે પ્રાન્ત તેમણે તાબે કર્યો. હમુરાબી વાંચવાથી આપણને અસલના સેમાઇટ લોકોનો અચ્છો ખ્યાલ આવે છે.

ધાર્મિક ફરમાનનું બીજું પુસ્તક : અને, "ટેલ-એલ અમારના" [Tel-el-Amarna] નામે ઓળખાતાં ધાર્મિક ફરમાન વાંચતાં આપણને કેનનના રાજાઓ તથા તેમના અધિપતિ ચક્રવર્તી રાજાઓ વચ્ચે ચાલેલાં લખાણોનો સારો ખ્યાલ આવે છે. તેમાં રખડતી જંગલી પ્રજાઓના ભય વિષે તથા તેમનાં નાનાં નાનાં યુદ્ધો વિષે વારંવાર લખવામાં આવેલું છે; અને યાહુદી લોકો તથા તેમની મુખ્ય જાત 'બેડેઇન' [Bedewin] એ વખતે રખડતી હાલતમાં રહેતાં અને 'નોમડ' (Nomad) તરીકે તેઓ ઓળખાતા હતા. ઇજિપ્તના એકેશ્વરવાદી સાધુઓએ યાહુદી [Hebrew] લોકોનો ઉલ્લેખ 'Habiru' એ શબ્દ વડે કર્યો છે.

યાહુદી પ્રજાનો ધર્મ : મોટા ભાગના લોકો તે સમયે ઘણા દેવોની પૂજા કરતા; વ્હેમથી દેવદેવીઓની માનતા રાખતા; જાદુકપટ અને એવા બીજા જૂના વ્હેમથી, લિંગપૂજાથી અને મનુષ્યયજ્ઞથી ઇશ્વર પ્રસન્ન થાય છે એમ માનતા. કેટલેક સ્થળે પુરાણા અવશેષનું ખોદકામ કરતાં એવા પુરાવા મળે છે કે 'કેનન' પ્રાન્તના રહેવાસીઓ પિતૃપૂજામાં માનતા હતા અને પ્રેતને ભોજન આપી સંતોષ પમાડતા હતા. તેથી, તે સમયે તેમના નૈતિક આદર્શો વિકાસ પામ્યા હોય એવું ધારી શકાય નહિ.

કેનાન પ્રજાના ગુણાવગુણ : આરંભકાળમાં આવેલા એ "કેનાન" લોકો પાસેથી હિબ્રૂ લોકો ઘણું શિખ્યા હતા—તેમાં કેટલુંક સારું હતું અને

# ૨

હિબ્રૂ ઇતિહાસના ત્રણ યુગ :

હિબ્રૂ લોકોના ઇતિહાસને, આપણે નીચે પ્રમાણે ભાગ પાડી સમજાવી શકીએ :—

(૧) ઇ. સ. પૂર્વે આઠમાથી છઠ્ઠા સૈકા સુધીનો સમય છે તેને **પયગમ્બર યુગ** [Prophetic Period] કહીશું.

(૨) તે પહેલાંના કેટલાક સૈકાઓને એક જૂના યુગનામથી ઓળખાવી શકાય; અને

(૩) પયગમ્બર-યુગ પછીના યુગને 'નવા યુગ' તરીકે ઓળખી શકાય.

જૂનો યુગ ઇ.સ.પૂ. ૧૪૦૦ થી ઇ.સ.૧૦૦

જૂના યુગમાં ઇ. સ. પૂર્વે ૧૪૦૦-૧૦૦ સુધીમાં હિબ્રૂ લોકો જુદાં જુદાં ટોળાંઓમાં આવીને, કેનાનમાં વસ્યા; તેના બે ભાગ થયા—એક દક્ષિણ તરફનું રાજ્ય અને બીજું ઉત્તર તરફનું રાજ્ય. તેઓનું એક ટોળું ઇજિપ્ત (Egypt) માંથી આવ્યું.

યહવાની પૂજા :

તેઓ 'યહવા' નામના દેવને મોક્ષદાતા (Saviour) દેવ તરીકે માનતા હતા. એ દેવ સંપૂર્ણ ન્યાયી અને નીતિમાન છે એવું નથી; પણ તેમના મતે તે યહવા પૃથ્વીપરનો દેવ છે. ધીમે ધીમે પવિત્રતાની

કેટલુંક ખરાબ હતું. પણ **હિબ્રૂ લોકોમાં ઈશ્વર વિષે એવો મત હતો કે ઈશ્વરે હિબ્રૂજાત સાથે કરાર કર્યો છે; અને એ ઈશ્વર સંપૂર્ણ માનપાત્ર છે.**

હિબ્રૂધર્મનું લાક્ષણિક તત્ત્વ : 'સેમાઇટ' લોકો આવી માન્યતા રાખતા ન હોતા. એ માન્યતા માત્ર હિબ્રૂ ધર્મનું લાક્ષણિક તત્ત્વ છે. અને એમાં જ એમની મહત્તા રહેલી છે. એક રખડતી ટોળી જેવા હિબ્રૂ લોકો આવી માન્યતાને વળગી રહ્યા; અને **મોટાં મહારાજ્યો સાથે ધાર્મિક દૃષ્ટિથી અલગ રહીને તેમણે પોતાનો પંથ બળવાન બનાવ્યો: એ બાબત, માનવઇતિહાસમાં સુવર્ણ અક્ષરે લખીને યાદ રાખવા જેવી છે, ઉન્નતિ-પ્રેરક છે.**

ધર્માન્ધ અને અસહિષ્ણુ હિબ્રૂઓ : હિબ્રૂ લોકો દ્વેષ રાખનારા અને મતાન્તર સહન કરે નહિં તેવા ધર્માંધ છે–એ બાબત એમની ખોડ તરીકે નોંધવા જેવી છે. તે સમયના જંગલી રિવાજો અને ઘૃણાસ્પદ વ્હેમોથી દૂર રહેવા તેમણે આવી ટેક રાખી હશે. તોપણ તેમનો ઇતિહાસ વાંચતાં લાગે છે કે તેમણે **નીતિમાં ન ધર્મમાં અમુક સ્થિર પગલે ચોક્કસ પ્રગતિ કરી નથી. પ્રગતિની દૃષ્ટિથી તેઓ સર્પાકાર વાંકાચૂંકા રસ્તામાં ચાલે છે.**

પ્રાચીનતાનો સ્વાંગ : અને, પાછળથી જન્મેલા વિચારોને તેઓ આદિકાળનો સ્વાંગ પહેરાવવા યત્ન કરે છે. જ્યારે તેઓ ખેતીવાડીનું કામ કરતાં શિખી ગયા હોય છે ત્યારે તેઓ તેમની રખડપટ્ટીના સમયનો ઇતિહાસ લખવા બેસે છે; અને, તેમાં વચ્ચે વચ્ચે નૈતિક ઉપદેશો લખે છે. **બાઇબલ જેવા ગ્રન્થનો સમગ્ર વિચાર કરતાં કોઇ એને આધુનિક દૃષ્ટિથી 'ઇતિહાસ' નામ આપી શકશે નહિં.**

## ૨

હિબ્રૂ લોકોના ઇતિહાસને, આપણે નીચે પ્રમાણે ભાગ પાડી સમજાવી શકીએ :— હિબ્રૂ ઇતિહાસ-ના ત્રણ યુગ

(૧) ઇ. સ. પૂર્વે આઠમાથી છઠ્ઠા સૈકા સુધીનો સમય છે તેને પયગમ્બર યુગ [*Prophetic Period*] કહીશું.

(૨) તે પહેલાંના કેટલાક સૈકાઓને એક જૂના યુગનામથી ઓળખાવી શકાય; અને

(૩) પયગમ્બર–યુગ પછીના યુગને 'નવા યુગ' તરીકે ઓળખી શકાય.

જૂના યુગમાં ઇ. સ. પૂર્વે ૧૪૦૦–૮૦૦ સુધીમાં હિબ્રૂ લોકો જુદાં જુદાં ટોળાંઓમાં આવીને, કેનાનમાં વસ્યા; તેના બે ભાગ થયા—એક દક્ષિણ તરફનું રાજ્ય અને બીજું ઉત્તર તરફનું રાજ્ય. તેઓનું એક ટોળું ઇજિપ્ત (Egypt) માંથી આવ્યું. જૂના યુગ ઇ. સ. પૂ. ૧૪૦૦ થી ઇ સ ૮૦૦

તેઓ 'યહવા' નામના દેવને મોક્ષદાતા (Saviour) દેવ તરીકે માનતા હતા. એ દેવ સંપૂર્ણ ન્યાયી અને નીતિમાન છે એવું નથી; પણ તેમના મતે તે યહવા પૃથ્વીપરનો દેવ છે. ધીમે ધીમે પવિત્રતાની યહવાની પૂજા :

ભાવના તેની સાથે જોડાતી ગઈ અને તે 'અનન્ત' એવું નામ પામે છે. મોઝિઝ નામના પયગમ્બરે જે નીતિસૂત્રો સમજાવ્યાં છે તેના પાયા ઉપર હિબ્રૂમતનું ચણતર થાય છે. ખ્રિસ્તીઓમાં પણ કેટલાંક શ્રેષ્ઠ તત્ત્વો છે તે મોઝિઝનાં નીતિસૂત્રો ઉપર આધાર રાખે છે.

યહવા, ભયાનક દેવ તરીકે: ઘણા સૈકાઓ સુધી 'યહવા' માત્ર એક ટોળાનો ઇષ્ટદેવ રહે છે; અને ઈજિપ્તના લોકોને 'અમલેકાઇટીસ' ( Amalekites ) સામે ઉશ્કેરે છે અને કહે છે કે 'તમે એ લોકોથી જુદા રહેજો.' મૂળ ઇજિપ્તના લોકો 'યહવા' નો ડર ફેલાવે છે; અને દુશ્મનો 'યહવા' થી ડરતા રહે છે; વળી, યહવાને પોતાના કિંમતી ખજાના તરીકે સમજી તેઓ સાચવે છે. આ યહવાની ભાવના નીચે, તેમણે ( ઇજિપ્તવાસીઓએ ) આશ્ચર્ય, ભય, તથા પ્રેમની લાગણીઓને પોષી છે.

યહવાની માહાત્મ્ય-કથાઓ: જે લોકો ઇજિપ્તમાંથી બહાર નાસી છૂટ્યા તેમણે યહવાની કલ્પના નવા આવનાર હિબ્રૂ લોકોને આપી. પછી જ્યારે હિબ્રૂ લોકો બરાબર જામી ગયા અને ખેતીવાડી કરવા લાગ્યા ત્યારે રાત્રે તેમના ડેરાતંબુઓમાં પડાવ નાખી તેઓ પોતાના બાપદાદાની વાતો કરતા હતા; તો કોઇવાર કોઇ કૂવાની પાસે ઝાડની છાયામાં બેસીને પોતાનો પૂર્વ ઇતિહાસ યાદ કરતા હતા; ત્યારે તેમણે યહવાની વાતો વચ્ચે વચ્ચે દાખલ કરી દીધી; કેમકે તે તેમનો ઇષ્ટદેવ થયો હતો.

યહવાનું સૌમ્ય સ્વરૂપ: કેટલાંક ક્રૂર કામો કરવામાં પણ 'યહવા' તેમને સહાય આપતો એમ તેઓ કહેતા; પછી વખત જતા નીતિની સ્ફુરણા વધવા લાગી. ત્યારે તે જૂની વાતોને જરા ઓછી

ક્રૂર દેખાડીને તેને ધર્મનું રૂપ આપવાનું તેમણે શરૂ કર્યું. 'યહવા' પાપ અને પુણ્યથી પર એટલે અલિપ્ત રહે છે. તેથી યહવાનું અનુકરણ કરવું માણસને યોગ્ય ન લાગે; તો પણ યહવાના કામને હંમેશાં વખાણવું જ પડે અને તેનાથી ડરતા રહેવું પડે.

આ સમયે બે જાતના મુખ્ય ગ્રન્થો લખાયા હતા. ન્યાયાધીશો (Judges), સેમ્યુઅલ (Samuel) અને "આઈ" રાજાઓ (I Kings) તેમાંથી ખાસ કરીને નૈતિક ધ્યેયો પર્મદ કરવામાં આવ્યાં છે અને તેમાં બીજી કેટલીક પાછલા સમયની બાબતો પણ ઉમેરેલી દેખાય છે. હિબ્રૂઓના મુખ્ય ગ્રંથો :

ખરું કહીએ તો "જૂના કરાર" (Old Testament) તરીકે ઓળખાતું પુસ્તક અનેક સમયે ઊમેરા થવાથી જ એટલું મોટું થઇ શકયું હતું. "જૂના કરાર"નું પુસ્તક :

જ્યારે હિબ્રૂ લોકો ભટકતી ટોળીઓમાં રહેતા ત્યારે તેઓ પોતાના દુશ્મનો જેવા જ તિરસ્કારને પાત્ર હતા. આવી તેમની ભ્રષ્ટતામાંથી યહવાએ તેમને મહેરબાનીથી જરા ઊંચી સ્થિતિમાં મૂકયા. હિબ્રૂઓને મનુષ્ય બનાવનાર દેવ :

યહવા પણ કપટી, વેર લેનારો અને માણસોમાં કજિયા-કંકાસ કરાવનાર તરીકે જાણીતો થયેલો હતો; તે તેમને ખૂના-મરકી ફેલાવવા કહેતો; અને દુશ્મનો ઉપર વેર લેવામાં ગમે તેટલું લોહી રેડાય તોપણ તે કામ યહવાને મનગમતું થતું હતું. આ પ્રકારનો ધર્મ ઘણા જાડા સ્વરૂપમાં હતો એમ કહી શકાય; સુધરતી નીતિ તેમાં જલદી આવી મળવી જોઇએ. દેવને પણ ગમ્મેદ :

**હિબ્રૂઓનું સમાજ-જીવન:** હિબ્રૂઓ ઘણા સમય સુધી જમીનદારો જેવા રહ્યા; તેઓ સ્ત્રીઓને, વ્યવહારમાં સિક્કા અથવા ચલણી નાણાં તરીકે વાપરતા; અને એક માણસ ઘણી સ્ત્રીઓને એક સાથે પરણતો. દુશ્મનોની જે સ્ત્રીઓને તેઓ કેદ પકડી લાવતા તેમને તેઓ કેટલીક વાર એક સાથે બાળી મૂકતા, અથવા પોતાની રખાત કે વેશ્યા કરી જીવતી રાખતા. તેઓ બધા જીતાયલા લોકોને ગુલામ જેવા ગણતા; અને ગુલામોને ઘણો ક્રોધ ચઢે ત્યારે તેઓ માનતા કે તેઓ નાપાક (અપવિત્ર) ધર્મને માને છે. માટે તેમની એવી દશા કરવી જ જોઇએ. આવો હઠ તેઓ હંમેશાં આગ્રહથી પકડી રાખતા હતા. ડેવિડ અને સોલોમનના સમય સુધી આવું ચાલુ રહ્યું હતું.

**સમાજ-જીવનની ઊજળી બાજુ:** છતાં આ કાળી ભૂમિકામાં કેટલીક ઊજળી બાબતો પ્રકાશે છે: ડેવિડે કરેલાં ખૂનો તથા અત્યાચાર વિષે નેથને (Nathan) કરેલો વિરોધ; ડેવિડનો સાચો પશ્ચાત્તાપ, સૉલ (Saul) ની ઉદારતા, જોનાથન (Jonathan)ની સ્વાર્થરહિત મૈત્રી: **જૂના સમયનાં લોહીતરસ્યાં વેરને બદલે ઊંચી મૈત્રીના આદર્શ હિબ્રૂઓ સમક્ષ આવ્યો. ધર્મગુરુએ નીતિમાન થવું જરૂરનું લાગ્યું. તેણે ન્યાય આપવો જોઇએ. એલિ (Eli)ના પુત્રો, તથા ડેવિડ અને સોલોમનનાં ન્યાયવચનો (Judjments) આ બધુંય તે સમયની ઊજળી બાજુ રજૂ કરે છે.**

**હિબ્રૂ સંસ્કૃતિના સીમા-ચિહ્નો:** હિબ્રૂઓ ૧૧ મા સૈકામાં ચાલતા પોતાના 'દેવવાદ' (Theocratic Kingdom)ને જૂના ધર્મ–ફરમાનથી રહિત, અને અસ્તવ્યસ્ત સમય સાથે જ્યારે સરખાવે છે, ત્યારે તેઓ ખરૂં

કહે છે કે—" તે સમયે દરેક માણસ પોતાની નજરમાં સારું લાગે તેમ કરતો."

પછી ખેતીવાડીના યુગમાં તેમનામાં સ્હેજ નીતિ–બુદ્ધિ પ્રગટી હતી; પછી તેઓ કેનાન ( Canaan ) માં સ્થાયી વસવાટ કરીને રહ્યા હતા. ખેતીવાડીનો યુગ:

ત્યાંના મૂળવતનીઓનાં ધૃણાસ્પદ ધર્મ અને કામ જોઇને **હિબ્રૂ લોકોએ પોતાના ધર્મમાંથી એવી નિન્દાપાત્ર બાબતો કાઢી નાંખી અને તેનું પુનઃસંસ્કરણ કર્યું;** કેમકે ત્યાંના જૂના ધાર્મિક લોકો 'યહવા'ના ધર્મની અદેખાઈ કરી તેની ઉપર હુમલા કરતા હતા. **આવી અદેખાઈ ( Jealousy ) અથવા ઉત્સાહ ( Zeal ) સેમિટિક સિવાય બીજા લોકોથી સમજાય તેવાં નથી.** પરમત અ-સહિષ્ણુતા:

તેમાં કેટલાંક સારાં તત્ત્વો છે. તેમાં શત્રુઓ તરફ તિરસ્કાર અને જૂના મતને તોડવાનો પ્રચાર કરવામાં આવે છે; અને **આ નાની ટોળી આવો ઉગ્ર આગ્રહ રાખે નહિં તો તે સમયનાં પરિબળોને પહોંચી શકે નહિં.** જો તેઓ ખાસ આગ્રહવાળા અને ઝીણવટવાળા ન હોત તો જંગલી લોકો સામે તેઓ ટકી શક્યા ન હોત; અને 'ઈશ્વરી રાજ્ય' ( Kingdom of God ) એ શબ્દ કોઇના સાંભળવામાં આવત નહિં. ધાર્મિક ઝનૂનનો બચાવ:

એક મિત્ર-વિવેચકના આધારે મેં ઉપરનાં કથનો લખ્યાં છે; અને પોતાનેય પૂરી ખાતરી થાય છે કે **હિબ્રૂ લોકોએ પોતાના દુશ્મનો તરફ જુલ્મ અને ત્રાસ ફેલાવ્યો છે તે ખરેખર યોગ્ય જ હતો.** હિબ્રૂઓ પોતે ઇશ્વર સાથે કાંઇક હિબ્રૂઓએ લીધેલો માર્ગ:

" કરાર ધર્મ " ('Covenant ) પ્રમાણે ચાલે છે—એ ભાવના તેમને ઊંચો વારસો આપે છે અને તેમને મગરૂબ બનાવે છે.

સાચી ભક્તિનાં લક્ષણો. આવા અદેખાઇમાં રહેલી સાચી ભકિત અને અનન્ય ભાવ હિંદુઓ સમજી શકે છે. **'ઇશ્વરનો ડર' એ ભાવના સાથે ભક્તિને સંબંધ છે.** ઇશ્વરની હાજરી અને તેની સહાય ખોઇ બેસવાનો ભય; તેની ભકિત કરવામાં ખૂબ ઝીણવટ અને ઇશ્વર તરફ આશ્ચર્યભાવ—એ લક્ષણો ખરા ભકતમાં જોવામાં આવે છે.

"પ્રભુના માનીતા" હોવાનો દાવો: **ભક્તિ હિંદુ શાસ્ત્રનો સાર છે, તેમ જ પૂજ્યભાવ (Sophrosene) ગ્રીક લોકોનું ધર્મનું રહસ્ય છે અને હિબ્રૂ લોકો તેને બુદ્ધિ અથવા ડહાપણનો આરંભ અને અંત માને છે.** તેમાં હિબ્રૂ લોકોની પ્રતિભા ઝળકે છે. તેમાં તેમની કલા છે ને કવિતા છે. ઇશ્વરે તેમને " પોતાના " તરીકે પસંદ કરેલા છે; અને તે તેમની સાથે વાત કરે છે તથા તેમને એક બળવાન પ્રજા થવા પ્રેરે છે. તેઓ તેની દયા અને મહત્તા જોઇ દિઙ્મૂઢ થયેલા તેની સામે ઉભા છે.

પ્રભુનો અગમ્યહેતુ: " એક મહાન દેવ, વિશાળ હેતુપૂર્વક કામ કરે છે ને ઉદાર છે "—એ ભાવથી હિબ્રૂઓનું સંકુચિતપણું ઓછું થવા લાગ્યું.

જૂના પ્રચલિત ધર્મમાં સુધારો: બેબિલોનિયાની પુરાણકથાઓના આધારે, હિબ્રૂ લોકોએ સૃષ્ટિની ઉત્પત્તિ અને પ્રલયની બાબતો સમજાવી ત્યારે તેમને જૂના સેમીટીક લોકો અને પૂર્વજો વિષે બહુ માન પ્રગટયું. પણ જ્યારે તેમણે કેનાન પંથમાં પળાતા ફળદ્રૂપતાના મહોત્સવો અને બાલિમ ( Baalim )ની પૂજા, વગેરે ઘણી જંગલી લાગ્યાં. તેથી તેમણે બાલિમને સ્થાને યહવાને સ્થાપ્યો: કેમકે

તે યુદ્ધદેવ હિબ્રૂઓનો ઇષ્ટદેવ હતો. પછી તેમણે જુદા જુદા ધર્મપંથમાંથી કેટલુંક અપનાવી લીધું ને કેટલુંક નાલાયક ગણી કાઢી નાંખ્યું.

કેટલીક બાબતોમાં સ્ત્રીપુરુષના લિંગસંબંધી વિપરીત સૂચનાઓ આવતી હતી. સોડોમ અને ગોમોરાહની વાતમાં હિબ્રૂ લોકોએ લિંગસંબંધી તે બાબતોને ધિઃક્કારી કાઢી છે. પરન્તુ તે ઉપર, ઉપર કહેલ પંથવાળા લોકો ફરી ફરીને હુમલા કરતા હતા; ને આખરે જંત્રમંત્રવાળા લોકોની સામે થતા સોલ ( Saul ) જેવો મહાત્મા તેમની જાળમાં સપડાઇ ગયો હતો. જૂના ધર્મમાં જંત્રમંત્રનું જોર :

પછી "કેનાન પંથ"ના ગ્રન્થો સામે ઝુંબેશ શરૂ થઇ હતી; અને પ્રાથમિક યુગના હિબ્રૂઓએ તે વિષે બહુ લખ્યું નહિં હોય; પણ પાછળના યુગમાં હિબ્રૂ લોકોએજ એ ઝુંબેશ ઉપાડી હતી; અને પોતાના ગ્રન્થોમાં તેનો ઉલ્લેખ કર્યો હતો. કેનાન પંથ સામે ઝૂંબેશ :

આ સંક્રાન્તિકાળનાં નીતિસૂત્રો તપાસવાં કઠણ છે; યાહુદી મતનો નીતિવાદ ઘણો મોડો વિકાસ પામ્યો છે. એટલે પ્રથમ તો તેમણે બેબિલોન, કેનાન અને સેમિટિક 'સૂત્રો' ઉપર આધાર રાખ્યો હતો; તેમણે **'આરામનો દિવસ'** ( Sabath ) નક્કી કર્યો તે અસલના યાહુદીપંથની મુખ્ય માન્યતા તરીકે ગણી શકાય. આ સમયનાં નીતિસૂત્રો:

ખેતીવાડી ઉપર ગુજરાન ચલાવનાર દેશને જે ધારા લાગૂ પાડવામાં આવે છે, તે પણ પહેલાંની પ્રજાના રિવાજ ઉપર રચાયેલા દેખાય છે. હિબ્રૂઓ ઉપર આસપાસના લોકોની ઘણી સારી અસર થઈ હોય એવું હમુરાબી [ Hammurabi ] નામના ગ્રન્થ ઉપરથી સમજી શકાય છે. તેથી એમ પણ અસલી પ્રજા જંગલી નહોતી :

સમજાય છે કે તે સમયે "નૈતિક ચઢિયાતી" ભોગવવાનો હિબ્રૂઓ એકલા જ હક ધરાવે છે—એ વાત સત્ય નથી.

પ્રાચીનોનું ઋણ: માત્ર એક પક્ષ પોતાની દૃષ્ટિયો પોતાની વાત આગળ લાવતો હોય તેવું તે છે. તેઓ તે સમયના સુધારકપંથ [ Gentiles ] ને પ્રકાશરૂપ થાય છે, પણ તે પ્રકાશની મસાલ તેમણે તે સમયના સુધારક પંથ [ Gentiles ] પાસેથી જ પ્રગટાવી લીધી છે અને તેનો બહોળો પ્રચાર કર્યો છે.



## ૩

**પયગમ્બર પહેલાંના ધર્મગ્રંથો :**

પયગમ્બર થયા તે પહેલાંના યુગના ગ્રન્થોનો બીજો જથ્થો વાંચવાથી લાગે છે કે નીતિની બાબતો તેમાં વધારે આવે છે. હાલમાં તે પુસ્તકો (Exodus) 'મૂળ ઉત્પત્તિ,' (Genesis) "પાછળથી વધેલા" અને બાઇબલનાં બીજાં ચાર પુસ્તકો એ યુગમાં ફરી ફરીને એકત્ર કરવામાં આવ્યાં છે એમ સ્પષ્ટ લાગે છે.

**'પ્રાથમિક સત્યો'નાં પુસ્તકો :**

J અને E સંજ્ઞાથી ઓળખતી પ્રતો ખાસ કરીને પયગમ્બર પહેલાંના યુગની છે એમ સ્પષ્ટ સમજાય છેઃ એટલે કે તે ઇ. સ. પૂર્વે આઠમા સૈકામાં લખાયેલી છે. તેમાં આવતાં નીતિનાં ધોરણોને આપણે ગ્રીક હોમરનાં તથા હિન્દુ 'વેદ' ના આદર્શ સાથે સરખાવી શકીએ. તે બધામાં પ્રાથમિક સત્યો રજૂ થયલાં છે; તેમાં દેવોનાં અને યોદ્ધાઓનાં પરાક્રમો આવે છે તે ગાઇ સંભળાવવા માટે યોજેલાં છે.

**દેવની ભાવના તથા આચાર ધર્મ :**

ઝિયસ કરતાં યાહુવા જરા ઓછો નીતિમાન છે; અને વરુણ દેવ કરતાં તે ઘણો ઊતરતો છે; અને તે વખતે ધર્મનો અર્થ 'કર્મકાંડ' કરવામાં આવતો હતો

અને તેને નીતિ સાથે બહુ સંભવ નહોતો. હિંદમાં જેવી 'ऋत' (Rit) ની ભાવના છે; અને ગ્રીક લોકોમાં 'મોઇરા' (Moira)ની ભાવના છે, તેવું કાંઇ હિબ્રૂ ગ્રન્થોમાં લાગતું નથી, કેમકે તે ભાવનાઓ વડે ઇશ્વર અને માણસના સમ્બન્ધની સાંકળ ગૂંથાય છે.

કર્મકાડ અને નીતિનો દેવ : પણ હિબ્રૂઓમાં તો યાહવા-એ જ 'કર્મકાંડ' તથા "નીતિ" માટે પ્રમાણરૂપ ગણાય છે. આથી હિબ્રૂઓનું જોર તે સમયે બહુ વધવા લાગ્યું; પણ હાલના સમયની દૃષ્ટિથી જોતાં યાહવાના આદર્શો ઘણા નિર્બલ લાગે છે; અને કેટલેક સ્થળે તે ભાવનાઓ પાપમાં ઊતરી જતી દેખાય છે.

યાહવા દેવમા રાગદ્વેષનું આરોપણ : તે ફારાઓહ (Pharaoh) નાં હૃદયને સખત બનાવે છે; અને તે સખત થયું ત્યારે તે તેનો પરાભવ કરે છે-તેને હરાવે છે. અહબ (Ahab) ના પયગમ્બરની કચેરીમા તે જુઠું બોલનાર દૂતને મોકલે છે, અને વખત જતાં તેને તથા બધા અહબ લોકોને તે હરાવે છે. તે હમેશાં વૈર લેવાને તત્પર, અને લોહી, તરસ્યો, એક ટોળીના દેવ જેવો દેખાય છે.

પાપનો બદલો આપનાર દેવ : પછી તેના આ દુર્ગુણો, એક જાતના પાપ સામે "પુણ્ય પ્રકોપ" (righteous indignation) હોય તેવા, પાછળથી વર્ણવવામા આવ્યા છે. અને તેના કડક ન્યાયને હળવો કરીને તેમાં ધૈર્ય અને દયાના સિદ્ધાન્તો સમાયેલા હોય એવુ સમજાવવામાં આવ્યુ છે.

સ્ત્રીઓ સંબધી : એ સમયના માણસોની તપાસ કરતાં લાગે છે કે તેઓ સ્ત્રીઓ વિષે હલકો મત રાખતા હતા અને એક માણસ એકથી વધારે સ્ત્રીઓ પરણતો હતો. તો પણ મિરિયમ

( Mirium ) નામની એક સ્ત્રીને બહુ માન આપવામાં આવ્યું છે. તે પહેલાંના કાળમાં ડેબોરા ( Deborah ) ને, તથા તે પછીના યુગમાં રૂથ ( Ruth ) ને માન આપવામાં આવ્યું છે. તે વખતે કપટ બહુ ચાલતું હતું. અબ્રાહામે પોતાની પત્નીને બ્હેન તરીકે ઓળખાવી ચલાવ્યે રાખ્યું અને ફેરોએ ( Pharaoh ) તેને લઇ ગયો; તો પણ તેણે કાંઇ વાંધો લીધો નહિં.

જેકૉબ પણ કોઇ વખત સરળ દેખાતા લુચ્ચાનું કામ કરે છે. તો પણ આવી પુરાણકથામાં કોઈ સ્થળે સૌન્દર્ય, કોઇ સ્થળે કરુણા અને નીતિનાં તત્ત્વો ગૂંથેલાં છે. હાલમાં તો ઉપદેશ કરવા માટે જ એમનો ઉપયોગ થાય તેવાં તે પલટાઇ ગયાં છે; તે મૂળ તો ઇતિહાસ હતો; પણ તેમાં આગળ જતાં તત્ત્વજ્ઞાન ગૂંથી દેવાયું છે. — પુરાણ કથાદ્વારા નીતિ-ઉપદેશ:

આવાં તત્ત્વોને લીધે, તથા યાહવા તેમને મહાન કાર્ય કરવા પ્રેરે છે એવી માન્યતાથી, હિબ્રૂ લોકો પોતે 'ઇશ્વરની માનીતી પ્રજા' હોય એવો હક્ક ધરાવે છે. — 'ઇશ્વરની માનીતી પ્રજા'નો હક્ક:

પણ તેમના વર્તનની સામાન્ય તુલના કરવાથી આ હક્ક ખરો લાગતો નથી. તેમને પોતાના ભૂતકાળમાં ન્યાય અને દયા મિશ્ર થયેલાં લાગે છે. વૃદ્ધ થયેલો જેકોબ ( Jacob ) પોતાના ક્રોધી પુત્રોનાં કામ જોઇ અણગમો દેખાડે છે; તેમનાં નામ લેવી ( Levi ) અને સાઇમિયન ( Simeon ) હતાં. તેમણે પોતાની બ્હેનનું વેર લેવા માટે એક મોટું શહેર જુલમથી પાયમાલ કરી નાંખ્યું હતું ! — સામાન્ય મનુષ્ય જેવું વર્તન:

કેટલુંક અનીતિ-બોધક સાહિત્ય : બાકીના કેટલાક ભાગ એવા છે જે ઘણે અંશે મનુષ્ય-જાતની ઉત્પત્તિનો ઇતિહાસ લખનારને જ કામમાં આવે; તે તેમાં આવતી 'સંમતિઓ' (Sanctions) સમજાવી શકશે—જેમકે, એક વહાણને બચાવવા જતા જે માણસ તે વહાણને હાથ લગાડે છે તેની ઉપર ઇશ્વરી કોપ તુર્ત ઊતરે છે; પોતાને ઘેર આવેલા પરોણાનું જીવન બચાવવા જે માણસ પોતાની પુત્રી બીજાને સોંપી તેની સાથે સંભોગની છૂટ આપે છે તે માણસ પ્રસંસાપાત્ર બને છે !" ખરેખર આવી બાબતો બીજાને ઉપદેશ આપવામાં ચાલી શકતી નથી.

ઇશ્વરની કૃપા અને ધાર્મિક જીવન : "ચઢતી અને આબાદી એ જ ઇશ્વરની મહેર-બાની છે"—એ પણ હંમેશાં સત્ય નથી; ધાર્મિક જીવન-નું પરિણામ સુખકર જ હોય છે એ માન્યતા હંમેશાં ટકી શકતી નથી; કેમકે એમાંથી સુખી માણસો ધાર્મિક હોવાનો ઢોંગ કરતાં શિખે છે.

એકેશ્વર-વાદનો પ્રચાર : નીતિશાસ્ત્રની દૃષ્ટિથી જોતાં આવાં પુસ્તકો નીતિસમ્બન્ધી કાંઇક એકતરફી માન્યતાઓ રજૂ કરે છે; તેમાં યહવા એ મહાન દેવ છે ને તે પોતાના હિબ્રૂ લોકોને મહા ભાગ્યશાળી બનાવવા મથે છે. જેમ જેમ હિબ્રૂ લોકોની વૃદ્ધિ તથા ચઢતી થઇ, તેમ તેમ આ માન્યતા વધારે બળવાન થવા લાગી. પછી આ માન્યતાદ્વારા, ટૂંક સમયમાં, હિબ્રૂ લોકોએ "એકેશ્વરવાદ" —(Monotheism) નો પ્રચાર શરૂ કર્યો. આવા કેટલાક વિચારોના બીજભૂત ગ્રન્થ તરીકે જ ઉપર કહેલ ગ્રન્થો કિંમતી ગણી શકાય; અને એ દૃષ્ટિથી જોતાં જ એ ગ્રન્થો ઝળકી નીકળે છે.

જ્યારે જગતમાં વિશ્વવ્યાપી આફતો આવવા લાગી ત્યારે માણસોને સંપ રાખી રહેવાનું સૂઝયું-આ નિયમ પ્રમાણે જ્યારે ઍસિરિયા ( Assyria ) ના આક્રમણો શરૂ થયાં ત્યારે હિબ્રૂ લોકો પોતાના સંકુચિત કોમીવાદમાંથી એકદમ જાગી ઊઠયા. ઍસિરિયન આક્રમણોની અસર:

" ઍસિરિયાએ નાની કોમોને જડમૂળથી ઉખેડી નાંખી અને સાથે સાથે 'કોમીવાદ' નો નાશ કર્યો; "ઘણાં"ને દૂર હાંકી મૂકવામાં આવ્યાં; ને 'એક'નું માહાત્મ્ય વધારવામાં આવ્યું. આ સમયે ચારિત્ર્યવાન એક દેવની જરૂરિયાત લાગી હતી "-જ્યૉર્જ ઍડમ સ્મિથે એ વખતની સમાલોચના કરતાં ઉપર પ્રમાણે લખેલું છે. એક દેવનું માહાત્મ્ય:

તે વખતનાં સૂચક ચિહ્નો સમજવા માટે કોઇ એક પયગમ્બરની ધીરગંભીર વાણી જરૂરની હતી. **તે વખતે નવયુગની નોબત વાગતી હતી.** તે વખતનાં બે નાનાં રાજ્યોમાં સુધારાની બહુ જરૂર હતી. નવયુગનો ઉદય:



## ૪

વ્યાવહારિક ધર્મગ્રન્થોમાં નીતિનું ધોરણ : આ સમયે પ્રગટ થયેલા વ્યાવહારિક ધર્મના ગ્રન્થો તપાસતાં તેમાં નીતિનું ધોરણ ઊંચું લાગે છે. ગ્રન્થમાં આવતાં માત્ર વર્ણનો તપાસતાં આપણે તેમાં એવા કિંમતી સિદ્ધાન્તોની આશા કદાચ ન રાખિયે; રિવાજ પ્રમાણે સ્થાપિત નીતિ સુધી ક્રમે ક્રમે તેઓ કેમ આગળ વધે છે તે પણ એમાંથી સમજાય છે. પછી તેઓનું જીવન સ્થાયી બને છે.

ઐહિક સુખભોગની લાલસા પરન્તુ, **સ્થાયી** ( Settled ) **જીવનનાં લાભ અને ગેરલાભ બેઉ છે: તે સમયે સ્થાનિક ધર્મપંથોમાં ઘણો સડો હતો;** અને તેઓ આ જગતની સમૃદ્ધિ ઉપર એટલું બધું લક્ષ આપતા હતા કે તેઓ માત્ર ધન મેળવવામાં ને જાડા થવામાં તલ્લીન રહેતા! આવે વખતે, કોઇ સુધારકની ખાસ જરૂર હતી.

સેમ્યુઅલ રાજ્ય સંસ્થાપક: તે રૂપે **"સેમ્યુઅલ"** આવ્યો; ને તેણે કહ્યું કે **ચહુવાને બલિદાનની જરૂર નથી; પણ તેની બધી આજ્ઞાનું પાલન થવું જોઈએ.** એક સામ્રાજ્ય સ્થાપીને સેમ્યુઅલે હિબ્રૂ લોકોને સંપ અને એકતાનાં પાન પાયાં; અને બીજી પાડોશી

પ્રજાઓ તેને ગળી જાય નહિં તે તરફ ખાસ ધ્યાન આપ્યું. **મોઝિઝ પછી બીજો કોઇ રાજ્ય બાંધનાર થયો હોય તો તે સેમ્યુઅલ હતો.**

તેણે સ્વર્ગીય રાજ્ય સ્થાપ્યું. પાછળના સમયના પયગમ્બરોના સંદેશા કેટલેક અંશે તેના શબ્દો તથા કાર્યોદ્વારા સ્ફુરેલા હતા, ને તેથી પયગમ્બરોની લાંબી વંશાવળીનો સંસ્થાપક સેમ્યુઅલ હતો. તેનામાં 'એસ્કીલસ' (Aescylus)ની ભવ્યતા હતી. **અસલની વિનાશકારક લડાઈઓ અને સ્થાયી જીવનની શાંતિ—એ બેઉ વચ્ચે રહી, આશાનાં કિરણો પ્રગટાવતો પયગમ્બરી સૂર, એ જ સેમ્યુઅલ.** પયગમ્બરી વાણીનો પિતા:

તેનાં કેટલાંક સૂત્રો પાછલા જમાનાની નીતિ સૂચવે છે; તોપણ, તેણે દોરેલું ભવ્ય ચિત્ર હિબ્રૂઓના જીવનમાં તે સમયે ચિતરાતું હતું; અને સેમ્યુઅલના ગ્રન્થોમાં તે સ્પષ્ટ દેખાય છે. સેમ્યુઅલે કરેલા આ ભવ્ય આરંભથી માંડીને છેક ઇલિજા (Elijab) તથા ઇલિશા (Elisha) સુધી થયેલા બધા પયગમ્બરોએ ધાર્મિક ગંડા સામે તથા જુઠાણા સામે સતત યુદ્ધ ચલાવ્યું હતું. બીજા પયગમ્બરોનું ધર્મકાર્ય:

બાલ (Baal)ની પૂજાના ઉત્સવોમાં અહબ (Ahab) અને જીઝીબેલ (Jazebel) જેવા કામ કરતા હતા, તેમની ઉપર યહવાનો મહાન કોપ આવી પડશે—એવી સુધારકોની માન્યતા ફેલાવા લાગી. દયાધર્મનો વિજય:

ઇલિશા પોતે વાછરડાની પૂજા સામે વાંધો ઉઠાવતો નથી; **પણ લડાઈમાં કેદ પકડાયેલા કેદીઓને મારી નાંખવા નહિં—**એવો મત તેણે ફેલાવ્યો. દયા—ધર્મનો અહીં મોટો વિજય થયો.

કર્મકાંડ કરતાં નીતિ શ્રેષ્ઠ છે : વળી, ડેવિડના જીવનની તપાસ કરી, સુધારકોએ મત આપ્યો કે 'ડેવિડ' જેવો ખૂની ઇશ્વરનું મંદિર બાંધવા માટે નાલાયક છે; ને ધાર્મિક 'કર્મકાંડ' કરતાં નીતિમય જીવન ઇશ્વરની દૃષ્ટિએ વધારે કિંમતી છે.

પયગમ્બરો દ્વારા સુધારો : જૂનો ધર્મ અને સુધારો–એ બે વચ્ચે ચાલેલા યુદ્ધમાં એક એમોસ ( Amos ) નામનો અભણ ગોવાળ કૂદી આવ્યો; ને તેણે બદમાસ ધર્મગુરુઓને, અન્યાયી ધર્માધિકારીઓને અને ક્રૂર નેતાઓને ખુલ્લું લડાઇનું કહેણ મોકલ્યું. તે માનતો હતો કે ઇશ્વરી ન્યાયનાં વહેણ નિરંતર વહ્યા જ કરે છે; ને તેને પોતાના સિદ્ધાન્તોમાં બહુ વિશ્વાસ હતો. આ રીતે આઠમા **સૈકામાં હિબ્રૂ પ્રજામાં પયગમ્બરોદ્વારા સુધારો ફેલાવા** લાગ્યો.

**'ઇશ્વરની માનીતી પ્રજા' હતી કે દઃ**

તપાસ કરતાં એવું સમજાય છે કે પયગમ્બરો વડે જ હિબ્રૂ લોકો પોતાને 'ઇશ્વરની માનીતી પ્રજા' ગણે છે. આશ્ચર્યની વાત એ છે કે એ રીતે તેઓ પયગમ્બરો વડે મહાન કહેવાયા; તો પણ પયગમ્બરોને દુઃખ આપવામાં તેઓ કારણરૂપ થયા હતા; ને ઘણીવાર તેમની આજ્ઞાઓનું ઉલ્લંઘન કરતા હતા. તેમનો એકેશ્વરવાદ તથા નૈતિક આદર્શો તેમનાં કાયદાનાં પુસ્તકોમાં દેખાય છે. તેમાં પયગમ્બરના સમય પહેલાંના તેમના બધા જ આદર્શોનો સમાવેશ થાય છે.

**હિબ્રૂ-સ્વેચ્છાચાર**

હિબ્રૂઓ કાયદાથી ઘણે દૂર જઇ સ્વેચ્છાથી કામ કરતા; એ વાતની ખાતરી કરવા માટે ટેકોઆ (Tekoa) તરફ જે ધિક્કાર તેમણે દર્શાવ્યો તે જોવો બસ થશે. તે ગરીબ લોકોનાં હિત તરફ લક્ષ આપતો; ઉત્તર તરફના રાજ્યમાં કોઇ તેની તરફ લક્ષ આપતું નહિં. હિબ્રૂઓ ગરીબને કચરી મારતા અને ભિક્ષુકોને દેશનિકાલ કરતા હતા. ગરીબ લોકોને ઠગવી તેમની પાસેથી મેળવેલો પૈસો હિબ્રૂઓ મોજ-શોખમાં ને ઇશ્કમાં વાપરતા.

**વિવેક-બુદ્ધિનો નાશ:**

તેઓ ન્યાયને અન્યાય, અને અન્યાયને ન્યાય સમજતા. તેથી ઘણે વખતે તેમનામાં ન્યાય કે ખરૂં ખોટું સમજવાની બુદ્ધિ છેક નષ્ટ થઇ ગઇ; તેથી તેઓ હંમેશાં યાહવાની બંદગી કરીને એક એવા દિવસની આગાહી કરવા લાગ્યા જે દિવસે તેઓ યાહવાની મદદથી દુશ્મનોની ગરદન ઉપર પગ મુકી તેમને કચરી નાખે.

**[illegible]**

હિબ્રૂઓના દુશ્મનો એટલે મોઆબ (Moab) અને ફિલિસ્યા (Philistia)ના વતનીઓ; તેઓ ઇશ્વરને ક

માનતા હતા. ઇશ્વર તેમને કહેતો કે "ન્યાય કરો, દયા રાખો." **ખાસ કરીને ઇશ્વરની માનીતી પ્રજા તરીકે હિબ્રૂઓ ન્યાયી હોવા જોઇએ. માત્ર ધાર્મિક વિધિ કરવાથી–કર્મકાંડથી નીતિની ખોટ પૂરી પડતી નથી.**

સાચો ધર્મ

"ખરેખરો ધર્મ સમજવા માટે ન્યાય કરવો જોઇએ; ને તેમ કરવાથી જ યાહુવાની મહેરબાની મેળવી શકાય"–એમોસે (Amos) પ્રથમ આ સિદ્ધાન્ત હિબ્રૂઓને સમજાવ્યો.

પાપનો બદલો મળશે જ :

ધનવાન માણસોએ એમ ન સમજવું કે ધાર્મિક વિધિ કરવાથી પોતે કરેલાં પાપ ધોવાઇ જાય છે. "તને મેં જોયો છે. માટે તને તારા અન્યાય માટે ભારે સજા કરીશ. તેં તારે રહેવા માટે પથ્થરનાં ઘર બાંધ્યાં છે; પણ તું તેમાં રહી શકવાનો નથી. તેં તારે માટે ખુશકારક દ્રાક્ષના માંડવાઓ ઊભા કર્યા છે; પણ તું તેનો દારૂ પી શકીશ નહિ." કારણ કે યાહવાનો તે મહાન દિવસ નજીક આવી પહોંચ્યો છે કે જ્યારે તે પાપીને સજા કરશે, દેશમાં દુકાળ પાડશે ને પાપીને કેદમાં નાખશે.'

પશ્ચાત્તાપથી શુદ્ધિ :

**જો તેઓ પોતે કરેલાં પાપ માટે પસ્તાવો કરે તો તેઓ બચી શકે.**

એમોસ :

એક અભણ ગામડિયા જેવો એમોસ, પોતાની આંખે પોતાના જ દેશબંધુઓનાં પાપી કૃત્યો જોઇ શકે છે અને પોતાની કવિત્વવાળી વાણીમાં તેમને ધિક્કારે છે; આવો સુંદર દષ્ટાંત બીજે ક્યાંઈ ઇતિહાસમાં જડતો નથી.

હોસિયાની પાપી પ્રત્યે દયાવૃત્તિ :

ત્યાર પછી આવતો પયગમ્બર હોસિઆ દિવ્ય ધાર્મિક બાબતોને વધારે ઊંડાણથી તપાસતો હતો; ને માણસે કરેલાં પાપ તથા તેથી આવી પડતાં દુઃખોનો મનન વિચાર કરતો હતો.

**એક 'વર્ગ'નો માનવી મટી જઈ, અખિલદેશીય ( International ) ઈશ્વરની ભાવના સમજે તેવો પયગમ્બર છે;** તેનું સ્થાન, તેના મૃત્યુ પછી, ખરેખર સાચવનાર ફક્ત ઈસાઇ થયો છે.

પયગમ્બર ઇસાઇનું કાર્ય : પૂર્વે થઇ ગયેલા પયગમ્બરોએ અગાઉથી કહેલી પાપની સજા હિબ્રૂઓ ઉપર આવી પડી, તે ઈસાઇએ પોતાની નજરે જોયું. ઈ. સ. પૂર્વે ૭૨૧ માં સુમેરીઆ પડ્યું; અને પછી વીસ વર્ષે સેનાચેરિબે ( Sennacherib ) જ્યુડાપર ચઢાઇ કરી. **એમોસ હંમેશાં ન્યાય ઉપર ભાર મૂકતો હતો, હોસિઆ પ્રેમને અને ઇસાઈ પવિત્રતાને વધારે મહત્ત્વ આપતો હતો.**

પયગમ્બરને મળતી આગાહી : હિબ્રૂઓનું તેણે કહેલું ભવિષ્યકથન તેના ગહન અનુભવનું દિગ્દર્શન કરાવે છે. ઈશ્વરની સત્તાથી અને પવિત્રતાથી માણસને ભવિષ્યનાં સૂચન થાય છે. ભવિષ્યની આગાહી કરનારને પોતાની પ્રજાનાં તથા પોતાનાં પાપ બરાબર સમજાય છે :—"હું અપવિત્ર હોઠવાળો માણસ છઉં ને અપવિત્ર હોઠવાળી પ્રજામાં રહું છું.' આવી રીતે તે પસ્તાવો કરતો અને હિબ્રૂઓને પસ્તાવો કરવા કહેતો. પરન્તુ, દંભી અને અન્યાયી હિબ્રૂઓને હજી પાપની પ્રતીતિ થઇ ન હોતી.

ઈસાઇની 'ભવિષ્યવાણી' : તે તેમને કહેતો, "બેસતા મહિનાની તમારી મિજબાનીઓ હું ધિક્કારું છુ, તેવા પ્રસંગો ધિક્કારપાત્ર છે. તમે પાપ કરતા અટકો; સારું કરતાં શિખો. માબાપ વગરનાંને પૂરતો ન્યાય આપો. વિધવાઓનાં દુઃખો માટે દલીલથી બીજાના મનમાં દયા પ્રગટાવો." આવા વિષયો તેના પ્રથમ **'ભવિષ્યવાણી'** ( Oracle ) નામના ગ્રન્થમાં આવે છે.

એમોસ અને હોસિઆની પેઠે તે પણ ગરીબોનો પક્ષ લે છે; અને ધનિક, મોજશોખી તથા લાચરુશ્વત ખાનારને ખૂબ નિન્દે છે. આ પયગમ્બરોએ દોરેલું ઇશ્વરનું ચિત્ર એકસરખું જ છે; અને તેમણે સમજાવેલી નીતિની ભાવનાઓ ઘણી મળતી આવે છે. **ન્યાયથી જ ઇશ્વર સંતોષ પામે છે;** ગરીબ લોકો, ઇશ્વરના ખાસ માનીતા છે. બહારથી આવીને વસેલા લોકોને ઇશ્વર સહાય કરે છે—આવા વિચારો એમોસ પાસેથી હોસિઆએ લીધા; અને હોસિઆ પાસેથી ઇસાઇએ લીધા. ઇશ્વરનું સ્વરૂપ :

તેમણે સમજાવ્યું કે ઇશ્વર ન્યાયસ્વરૂપ છે અને **દયાથી તે સંપૂર્ણ રીતે શોભે છે; અને તે ઇશ્વર એક પ્રજાનો નથી, પણ બધી પ્રજાનો છે.** જ્યારે આપણે તેમનાં પુસ્તકોમાંથી અવતરણો લઈ તપાસીશું ત્યારે, સમજાશે કે એમોસે કહેલો અચૂક ( Inexorable ) ન્યાય ધીમે ધીમે હોસિઆના મતમાં અખૂટ પ્રેમ અને ન્યાયના સ્વરૂપમાં વિકસે છે; પછી ઇસાઇમાં તે જ મત ઘણો વિસ્તૃત બને છે. ન્યાયી છતાં દયાળુ :

અને માત્ર એક પ્રજા માટે જ નહિં પણ બધી પ્રજાઓ, અને સમગ્ર માનવજાત માટે પ્રેમ, ન્યાય અને પવિત્રતાના સિદ્ધાન્તો રજૂ કરવામાં આવે છે. અમુક પ્રજા નહીં પણ આખી સૃષ્ટિ તેની દયા અનુભવે છે :

સૌથી મોટો પયગમ્બર પોતાના ઉપદેશનો ટૂંકસાર નીચે પ્રમાણે આપે છે:—"ઇઝરાયલી (હિબ્રૂઓ) સાંભળોઃ આપણો ઉપરી–ઇશ્વર એક છે. તારે તારા સંપૂર્ણ અંતઃકરણપૂર્વક ઇશ્વરને ચાહવું જોઇએ; તારૂં મન, તારો આત્મા, તારૂં શરીર બધું–તારૂં સર્વસ્વ એકત્ર કરીને, તારે ઇશ્વરને ચાહવું જોઇએ." પયગમ્બરનો સંદેશો

" તારે તારા પાડોશીને તારી જાત જેટલો ચાહવો જોઈએ." આ બે મુખ્ય સિદ્ધાન્તો છે; તેની ઉપર પયગમ્બરોના બધા નિયમો અવલમ્બે છે.

નૈતિક કાયદાનું પુસ્તક: ડ્યુટરનામીક કાયદો ( Deuternomic Code ) નામના પુસ્તકમાંથી ઈસુ ( Jesus ) એ ઉપરનાં વચનો લીધાં છે. સાતમા સૈકાના મધ્યભાગમા માનેસા ( Manasseh ) ના ખરાબ રાજ્યમાં ઉપર કહેલું પુસ્તક લખાયું હતું. આ ગ્રન્થની અસર હિબ્રૂઓ ઉપર ઘણી થયેલી છે. જૂનો ધર્મ અને સુધારકોના ઉદ્દામ વિચારો—એ બેઉનું એકીકરણ તથા સમાધાન કરવા માટે એ ગ્રન્થ રચાયેલો લાગે છે. તેમાં ઘણું એવું છે કે તે સહુને લાગુ પાડી શકાય. નિર્દયતા સામે એમોસે જે ઝૂંબેશ ઉપાડી હતી તેનું સમર્થન થાય તેવું તેમાં ઘણું આવે છે. તેમાં કેટલુંક તો સ્થાનિક સંજોગોને લાગુ પડે તેવું જ છે; અને ઈસુએ તે ધિક્કારી કાઢ્યું હતું.

ધર્મગુરુનું દુર્ઘટ કાર્ય જે ધર્મગુરુએ હિબ્રૂઓ જેવી સખત શરીરબળવાળી પ્રજાને પયગમ્બરના મહાન સિદ્ધાન્તો શિખવ્યા તેને કેટલી બધી મુશ્કેલી પડી હશે તે આપણે સમજી શકીએ છીએ. તે પુસ્તકમાં તેનું કેટલુંક વર્ણન આવે છે. પ્રથમ, હિબ્રૂઓ સામે થયેલા અને તેમણે માનવા ના પાડી; નિબુચડનેઝારે (Nebuchadnezzar) તેમના દેવળનો નાશ કર્યો અને તે ઉચ્ચ વર્ગના લોકોને તથા પાદરી લોકોને બેબિલોન લઈ ગયો. આવાં સંકટોથી એવું ભાન થયું કે **" વ્યક્તિજીવનનું મહત્ત્વ છે જ; અને જે માણસ પાપ કરે છે તે જ મોતને આધીન થાય છે. "**—ઈઝીકીલ ( Ezekiel ) નામનો પયગમ્બર અને પાદરી ઉપર પ્રમાણે કહી ગયો છે.

'હિબ્રૂઓ એક દિવસ પોતાના દુશ્મનો ઉપર સંપૂર્ણ વિજય મેળવશે–' એવી સામાન્ય માન્યતા હતી; તો પણ, વધારે વિચારવંત સુધારકો કહેતા કે આધ્યાત્મિક જીવનની દૃષ્ટિથી હિબ્રૂઓ સામ્રાજ્ય ભોગવતા હતા; અને **મોટાં રાજ્યોમાં ઇશ્વર, રાજા અને ધર્મ એ જ કાયદો થઈ જાય છે. એવું રાજ્ય હિબ્રૂઓ રચી શકશે નહિ.** પયગમ્બર પછીના હિબ્રૂ ઉપદેશકો આ રીતે સોક્રેટિસ પછીના ગ્રીક જેવા લાગે છે. હિબ્રૂઓનું નૈતિક સામ્રાજ્ય:

એક પ્રજા તરીકે તેમની ઉપર સંકટો આવી પડતાં હતાં; તેથી તેમણે સંગઠન કરવાનું યોગ્ય ધાર્યું હતું. અને તેમણે **ફરીથી વિચાર કર્યો કે કયા હેતુ માટે યાહવા આ પ્રજાને તૈયાર કરે છે.** તેમનું સંગઠન:

પયગમ્બર પછીના સમયમાં થઈ ગયેલા ઇસાઇ નામના કવિએ 'સેવકનુ ગીત' ( Servant's Song ) લખ્યું છે; તેમાં ઉપરના પ્રશ્નનો જવાબ આવે છે. હિબ્રૂઓના ઊર્મિગીતો ઘણાં ઉન્નત અને નાટ્ય-છાયાવાળાં તથા સરળ ભાષામાં લખાયેલાં હોય છે; તેથી તેમના સાહિત્યમાં તે અણમોલાં રત્નસમાં ઝળહળે છે. સેવકનુ ગીતઃ

તેમાં એવો બોધ આવે છે કે ઇશ્વર પોતાની માનીતી પ્રજા ( હિબ્રૂઓ ) ઉપર દુનિયાનાં બધાં દુઃખો નાંખે છે; તે તેમને વિજય માટે પ્રેરતો નથી; પણ મોક્ષ તરફ દોરી લઈ જાય છે ઇશ્વર પોતાને તાબે છે:

ઘણા સૈકાઓ સુધી હિબ્રૂઓ આ અપ્રિય વાત કબૂલ રાખતા નહોતા. આવી માન્યતા કોઈ બીજે જ પ્રકારે તેમને સમજાવવામાં આવી. પછી **વખત જતાં પયગમ્બરી ભવિષ્યવાણીનું મહત્ત્વ ધીમે ધીમે ઘટવા લાગ્યું.** પયગમ્બરી વાણીનું માહાત્મ્ય:

"તારે તારા પાડોશીને તારી જાત જેટલો ચાહવો જોઇએ." આ બે મુખ્ય સિદ્ધાન્તો છે; તેની ઉપર પયગમ્બરોના બધા નિયમો અવલમ્બે છે.

નૈતિક કાયદાનું પુસ્તક: **ડ્યુટરનોમીક કાયદો** ( Deuternomic Code ) નામના પુસ્તકમાંથી ઈસુ ( Jesus ) એ ઉપગનાં વચનો લીધાં છે. સાતમા સૈકાના મધ્યભાગમાં **મોનેસા** ( Manasseh ) ના ખરાબ રાજ્યમાં ઉપર કહેલું પુસ્તક લખાયું હતું. આ ગ્રન્થની અસર હિબ્રૂઓ ઉપર ઘણી થયેલી છે. જૂનો ધર્મ અને સુધારકોના ઉદ્દામ વિચારો–એ બેઉનું એકીકરણ તથા સમાધાન કરવા માટે એ ગ્રન્થ રચાયેલો લાગે છે. તેમાં ઘણુ એવું છે કે તે સહુને લાગુ પાડી શકાય. નિર્દયતા સામે એમોસે જે ઝુંબેશ ઉપાડી હતી તેનું સમર્થન થાય તેવું તેમાં ઘણું આવે છે. તેમાં કેટલુંક તો સ્થાનિક સંજોગોને લાગુ પડે તેવું જ છે; અને ઈસુએ તે ધિક્કારી કાઢ્યું હતું.

ધર્મગુરુનું દુર્ઘટ કાર્ય: જે ધર્મગુરુએ હિબ્રૂઓ જેવી સખત શરીરબળવાળી પ્રજાને પયગમ્બરના મહાન સિદ્ધાન્તો શિખવ્યા તેને કેટલી બધી મુશ્કેલી પડી હશે તે આપણે સમજી શકીએ છીએ. તે પુસ્તકમાં તેનું કેટલુંક વર્ણન આવે છે. પ્રથમ, હિબ્રૂઓ સામે થયેલા અને તેમણે માનવા ના પાડી; નેબુચડનેઝારે (Nebuchadnezzar) તેમના દેવળનો નાશ કર્યો અને તે ઉચ્ચ વર્ગના લોકોને તથા પાદરી લોકોને બેબિલોન લઈ ગયો. આવાં સંકટોથી એવું ભાન થયું કે **"વ્યક્તિજીવનનું મહત્ત્વ છે જ; અને જે માણસ પાપ કરે છે તે જ મોતને આધીન થાય છે."**–ઈઝીકીલ ( Ezekiel ) નામનો પયગમ્બર અને પાદરી ઉપર પ્રમાણે કહી ગયો છે.

હિબ્રૂઓનું નૈતિક સામ્રાજ્ય :

' હિબ્રૂઓ એક દિવસ પોતાના દુશ્મનો ઉપર સંપૂર્ણ વિજય મેળવશે- ' એવી સામાન્ય માન્યતા હતી; તો પણ, વધારે વિચારવંત સુધારકો કહેતા કે આધ્યાત્મિક જીવનની દૃષ્ટિથી હિબ્રૂઓ સામ્રાજ્ય ભોગવતા હતા; અને **મોટાં રાજ્યોમાં ઇશ્વર, રાજા અને ધર્મ એ જ કાયદો થઈ જાય છે. એવું રાજ્ય હિબ્રૂઓ રચી શકશે નહિ.** પયગમ્બર પછીના હિબ્રૂ ઉપદેશકો આ રીતે સોક્રેટિસ પછીના ગ્રીક જેવા લાગે છે.

તેમનું સંગઠન :

એક પ્રજા તરીકે તેમની ઉપર સંકટો આવી પડતાં હતાં; તેથી તેમણે સંગઠન કરવાનું યોગ્ય ધાર્યું હતું. અને તેમણે ફરીથી વિચાર કર્યો કે કયા હેતુ માટે યાહવા આ પ્રજાને તૈયાર કરે છે.

સેવકનું ગીત.

પયગમ્બર પછીના સમયમાં થઈ ગયેલા ઇસાઇ નામના કવિએ ' સેવકનું ગીત ' ( Servant's Song ) લખ્યું છે; તેમાં ઉપરના પ્રશ્નનો જવાબ આવે છે. હિબ્રૂઓનાં ઊર્મિગીતો ઘણાં ઉન્નત અને નાટ્ય-છાયાવાળાં તથા સરળ ભાષામાં લખાયેલાં હોય છે; તેથી તેમના સાહિત્યમાં તે અણમોલાં રત્નસમાં ઝળહળે છે.

ઇશ્વર પોતાને તાબે છે :

તેમાં એવો બોધ આવે છે કે ઇશ્વર પોતાની માનીતી પ્રજા ( હિબ્રૂઓ ) ઉપર દુનિયાનાં બધાં દુઃખો નાંખે છે; તે તેમને વિજય માટે પ્રેરતો નથી; પણ મોક્ષ તરફ દોરી લઈ જાય છે

પયગમ્બરી વાણીનું માહાત્મ્ય :

ઘણા સૈકાઓ સુધી હિબ્રૂઓ આ અપ્રિય વાત કબૂલ રાખતા નહોતા. આવી માન્યતા કોઈ બીજે જ પ્રકારે તેમને સમજાવવામાં આવી. **પછી વખત જતાં પયગમ્બરી ભવિષ્યવાણીનું મહત્ત્વ ધીમે ધીમે ઘટવા લાગ્યું.**

ધર્મમંદિર સ્થાપવાની ઝંખના : તેમના અધઃપાતની લાંબી વાત કરવાને અહીં અવકાશ નથી. પયગમ્બરો પોતાના પુરાતન રવૈયા સાચવી રાખવાની હિમાયત કરતા હતા. છતાં ઇઝીકયલ જેવા કવિને પોતાનો પશ્ચાત્તાપનો વિષય તજી દેવો પડયો હતો; ન્યાય અને નીતિની વાત બાજુ ઉપર મૂકીને તે પાછો, જયુડા ( Judah ) પાછું મેળવવાની પ્રાર્થના કરવા લાગ્યો; અને ધર્મમંદિરની પુનઃ સંસ્થાપના થાય તેવી આશા રાખવા લાગ્યો.

પાપીને તિરસ્કાર કરતાં દિલાસો શુદ્ધ કરે છે : પાછળના સમયનો બીજો ઇસાઇ પયગમ્બર પણ આવી આશાઓમાં ગૂંથાઈ ગયો; અને હિબ્રૂઓને સુધારાનાં કડવાં વચનો કહેવા કરતાં તેમને દિલાસો આપવાનું જરૂરી લાગ્યું. આખરે પયગમ્બરી ભવિષ્યવાણીનો અર્થ છેક જ વિપરીત થયો; કેમકે સુધારાનો વિજય થવાને બદલે પેલો જૂનો હિબ્રૂ ધર્મ સતેજ થયો અને પાદરીનું મહત્ત્વ વધી ગયું.

'સ્તવનો' અને 'સ્તોત્રો' : આ પાછલા સમયમાં કેટલાક સુંદર "સ્તવનો"–ઇશ્વરની રાહ જોઇ, તેની આરાધના કરનાર એક ભક્તના ઉદ્ગાર તરીકે–આજે ય તે સ્તવનો જેવાં ને તેવાં જ ટકી રહ્યાં છે; અને તે સારી ય માનવજાતનો અમૂલ્ય વારસો છે. તેમાં શ્રદ્ધા છે ને શંકા પણ આવે છે. તેમાં પ્રેમ છે ને ધિક્કાર પણ આવે છે. તેથી તે માનવીની ઊર્મિની સાચી ને પ્રમાણભૂત પ્રાર્થનાઓ છે.

'સ્તવનો'-ના કવિઓ: તે સ્તવનો રચનાર કવિઓ, પયગમ્બરની જેમ દુઃખની ભઠ્ઠીમાં જ પાકીને પવિત્ર થયેલા હતા; પયગમ્બરની જેમ જ તેમણે ઘણી વાર સ્થાપિત ધર્મક્રિયા સામે, અને ગુનો કરીને પછી કરેલાં પ્રાયશ્ચિતો સામે ઝૂંબેશ ઉઠાવી હતી.

પ્રાર્થનાઓ વાંચતાં આપણને લાગે છે કે આપણે એ ભક્તનું આંતર જીવન ઊકેલિયે છીએ; ને તેમને સહન કરવાં પડેલાં ક્રૂર કષ્ટો જોઇ તેમનો સામનો કરવા તૈયાર થઇએ છીએ; કેટલીક પ્રાર્થનાઓમાં ઇશ્વરનાં ધાર્મિક ફરમાન તરફ પૂજ્યભાવ અને શ્રદ્ધા રહેલાં છે; કેટલીક પ્રાર્થનાઓમાં ભક્ત પોતે પશ્ચાતાપ કરે છે; અને પોતે ઇશ્વરથી છુટો પડયો એ જ પોતાનું સૌથી મોટું પાપ સમજે છે! પ્રાર્થનાઓના વિષય:

કેલ્વિન (Calvin) નામનો એક મહંત કહેતો કે, આ આ બધી પ્રાર્થનાઓ માનવીના આત્માના અનેક અવયવો અને સ્વરૂપોને સમજવાનું શાસ્ત્ર (Anatomy of soul) છે. તેમાં આપણે એટલું ઉમેરીશું કે તે આત્મા માત્ર ધાર્મિક ક્ષેત્રોમાં વિચરનારા બધા ધાર્મિકોમાં જોવામાં આવે છે: બીજામાં નહી. કેલ્વિનનો મત:

ભક્તિનાં સર્વમાન્ય પુસ્તકોમાં 'સૉલ્ટર' (Psalter)નું સ્થાન પહેલું આવે છે; ઇશ્વરદર્શન તરીકે આપણે તેને સમજી શકીએ તેવું છે. પયગમ્બરો પછીના યુગમાં હિબ્રૂઓની નીતિ અને ન્યાયના સિદ્ધાન્તો માટે એ જ મૂળ આધારરૂપ બને છે. ન્યાયી અને દુષ્ટની, તથા પ્રાજ્ઞ અને મૂર્ખની વિરોધાત્મક તુલના તેમાં આવે છે. જે લોકો ઇશ્વરમાં શ્રદ્ધા રાખે છે તથા તેનાથી ડરીને ચાલે છે તેઓ 'પ્રાજ્ઞ' કહેવાય છે. જે લોકો ઇશ્વરના અસ્તિત્વમાં માનતા નથી ને "પાપ કરવા બદલ સજા થાય છે"–એમ કબૂલ રાખતા નથી તેઓ, મૂર્ખ કહેવાય છે. 'સૉલ્ટર': પ્રાજ્ઞ અને મૂર્ખની મીમાંસા:

માણસ માટીનો બનેલો છે, નાશવંત છે; તેમ છતાં પરમેશ્વરે બધી જ વસ્તુઓ તેના (માનવીના) તત્વ-ચિંતન:

પગતળે મૂકેલી છે, અગર જો કે બધા માણસો જુઠ્ઠાબોલા છે ને કોઇ પરોપકાર કરતા નથી; તોપણ, ધાર્મિક માણસો નમ્રભાવનાવાળા હોય છે ને તેઓ ઇશ્વરપ્રત્યે તથા માણસોપ્રત્યે પોતાની ફરજ બજાવે છે; ને તેમ કરતાં ઇશ્વરી કરુણાનાં મીઠાં જળથી તેમનો આત્મા પુનઃ પુનઃ તાજો થાય છે. ઇશ્વર પોતાના માનવીઓનો બચાવ કરે છે, ને પાપીને સજા કરે છે; ન્યાયી જીવન એજ ન્યાયી જીવનનું ફળ છે. ( Righteousness is itself its own reward. )

'કહેવતો' નો અર્થ:

" કહેવતો " ( Proverbs ) એ નામનો ગ્રન્થ ઘણે અંશે નીતિબોધક છે. ' સૉલ્ટર ' ની જેમ આ ગ્રન્થ પણ પયગમ્બર પછીના યુગમાં રચાયો છે. તેમાં આમવર્ગના નીતિના આદર્શો દેખાય છે. " કહેવતો " માં તથા " ધાર્મિક વિધિ " માં આપણે ઇ. સ. પૂર્વે ત્રીજા સૈકામાં ચાલતાં ડહાપણનાં અને વ્યવહારજ્ઞાનનાં સૂત્રો જોઇ શકીએ છીએ. તેમાં ધાર્મિક પ્રજ્ઞાનાં ઊંચા ઉડ્ડયનો નથી–ને તેથી તેમાં ઊંચા આદર્શો પણ નથી; તોપણ તેમાં કેટલાક મૌલિક વિચારો એકસરખા જ છે.

ધર્મપાલન એ જ સાચું જ્ઞાન:

ને તે એ જ કે ધર્મપાલનમાં જ ખરું ડહાપણ રહેલું છે ને તેનો સારો બદલો મળે જ છે. પિતૃભક્તિ, વડીલો ને વૃદ્ધો તરફ માન, બધા તરફ પ્રેમ, ઉદ્યોગ, ગંભીરતા, કરકસર, સાવચેતી–આ બધા નૈતિક ગુણોની પ્રશંસા કરેલી છે. ડાહ્યા માણસો કહે છે તેવું તે નીતિ અને વ્યવહારનું જ્ઞાન છે. આવાં પુસ્તકો સંગ્રહી રાખવામાં કોઈ સંકોચ રાખતું નથી.

આવાં પુસ્તકોમાં ડહાપણ અને ન્યાયની વાત વારંવાર આવે છે. તેમાં યાહવાના ભયની વાત આવે છે—ને તેથી ધાર્મિક અન્યના ખજાના તરીકે તે વખણાય છે. "માનવીમાં સ્વભાવમાં સારું ને સાચું સમજી લેવાની પ્રાકૃતિક બુદ્ધિ છે—તેથી આવાં પુસ્તકો માન પામે છે. વ્યવહાર-જ્ઞાનનો ખજાનો:

**પાછલા યુગમાં હિબ્રૂમત પયગમ્બરી ધગશમાં ઝાંખો પડી જાય છે.** અને ઇશ્વરનો જ્વલન્ત વિજય વર્ણવવામાં જરા ઊતરતો લાગે છે; તો પણ, ધાર્મિક મતવાળા લોકોએ ધર્મ અને નીતિને વ્યાવહારિક જરૂરીઆતનો સ્વાંગ પહેરાવીને, તેમને સમાજમાં સજીવન રાખ્યાં છે. અગર જો કે આદર્શ ભાવનાઓ બહુ ઊંચે ઊડતી જોવામાં આવતી નથી; તો પણ તેમનું થોડુંક પ્રાથમિક સ્વરૂપ ટકી રહે છે. **ધર્મ અને નીતિ-સમાજના પાયા:**

હિબ્રૂમતનો પિતા 'ઇઝેકીયલ' ગણાય છે; બીજો ઇસાઈ પયગમ્બર જેવી રીતે ધાર્મિક વિધિમાં ગૂંચાઇ ગયો ને વ્યાવહારિક ન્યાય જોવા લાગ્યો ત્યારે તે મિકા (Micah) એ કહેલા **"પવિત્ર ધર્મ"** થી જુદો પડયો હતો; તેવી જ રીતે ઇઝેકીલનો હિબ્રૂમત બીજા ઇસાઇના "ધાર્મિક વિધિ" થી જુદો પડે છે. ઇસાઇ અને 'પવિત્ર ધર્મ':

પયગમ્બર પછીના યુગમાં હિબ્રૂઓના ધર્મનો વિજય થયો છે રૂથ (Ruth), મોરેબિટેસ (Morabitess), જોના (Jonah) જેવા **સર્વમાન્ય સંતો** આઠમી સદીમાં ધાર્મિક આચરણના અનુકરણીય નમૂનાઓ રજૂ કરે છે. બીજા સંતો:



## ૫

યહૂદવાના કાનૂનો : યહૂદવાનો ભય સમજાય ત્યાંથી જ હિબ્રૂમતનો આરંભ થાય છે, અને ત્યાં જ તેની પરિપૂર્ણતા આવી જાય છે એમ કહીએ તો ચાલે. યહૂદવાના કાનૂનોતરફ સંપૂર્ણ ઇર્ષા (Jealousy) રાખીને ઘણા પયગમ્બરો મહત્તા મેળવી શક્યા હતા; અને હિબ્રૂઓમાં દેખાતી મતાન્તર સહન કરવાની અસહિષ્ણુતા, યાહવા તરફ અતિશય માન હોવાથી પ્રગટી છે.

ન્યાય અને દયા : હિબ્રૂ-મતનાં ફળ: મોટા પયગમ્બરોએ સમજાવેલો ન્યાય અને ગરીબો તરફ રાખવાનો પ્રેમ—એ હિબ્રૂમતનાં મીઠાં અને હિતકારક ફળ છે. જુદી માન્યતાઓ અને દંભી પયગમ્બરો તરફ હિબ્રૂઓએ દર્શાવેલો તિરસ્કાર કદાચ યોગ્ય ગણાય; પરન્તુ, તેમાં જે કીનો અથવા વૈરવૃત્તિ જોવામાં આવે છે તે દૂર કરવા માટે ઘણા પયગમ્બરોએ યત્નો કર્યા હતા; ને ઇસુ પોતે પણ એ વૈરવૃત્તિ નાખી દેવાનું કહેતો.

વેરભાવના-થી હિબ્રૂ-પતન : જેવી રીતે અકુદરતી મોજશોખ અને ઉપભોગથી ગ્રીક પ્રજાની પડતી થઇ હતી, તેવી જ રીતે અકુદરતી વૈરવૃત્તિથી હિબ્રૂઓનું પતન થયેલું; હિબ્રૂઓનાં અસલી ગીતોમાં પણ વેર

લેવાનું આવે છે. જીલે ( Jeal ) એક અતિથિને દુષ્ટતાથી છેતર્યો; તેથી ડબીરા ( Debirah ) તેની પ્રશંસા કરે છે.

એક "ધનુષ્ય કમાનનું ગીત" (Song of the bow) છે. તેમાં હિબ્રૂઓએ દુશ્મનો ઉપર લાંબાકાળ સુધી સતત યુદ્ધ ચલાવ્યું તેનાં વખાણ આવે છે. 'આમલકાઇટસ' લોકોનાં ઢોરોને સૌલે માર્યાં નહિ, જીવતાં રાખ્યાં—એટલે આ ગુન્હા બદલ યાહવાનો કોપ સૌલ ઉપર ઊતરવો જ જોઇએ એમ એ ગીતમાં ગવાય છે. હાલના સમયમાં ગાવા માટે આવાં ઉત્કટ વૈરવૃત્તિવાળાં ગીતો ભાગ્યે જ યોગ્ય કહેવાય. શબ્દોના અર્થો કોઇ એક અલંકાર સમજવા માટે કરતા હોઇએ એ વખતે તેનો યોગ્ય અર્થ લાગે છે. 'Book of Denternomy' નામે એક પુસ્તક છે તેમાં નીતિબોધ વગેરે સારી પેઠે સમજાવ્યું છે. ગીતામાં કિન્નો:

તેમાં પણ એવું લખ્યું છે કે "જો દુશ્મન આપણી આંખ ફોડે તો આપણે તેની આંખ ફોડવી, ને આપણો દાંત તોડે તો તેનો દાંત તોડવો." ઇશુએ આ વેર ભાવનાને જડમૂળથી ઉખેડવા યત્ન કર્યો હતો. પાછલા સમયમાં લખાયેલા 'એસ્થર' (Esther) નામના ગ્રન્થમાં હિબ્રૂ સિવાય બીજા કેટલાક વર્ગો તરફ ઘણો જ ધિક્કાર દેખાડવામાં આવ્યો છે; અને હિબ્રૂઓ ઉપર આવી પડતાં ઘણાં દુઃખનું એ જ કારણ છે. વેરનો બદલો વેરથી લેવાનો હીણો મત:

હાલના સમયમાં પણ હિબ્રૂઓને દુઃખ આપવાનું એ જ કારણ છે કે તેમના મહા બુદ્ધિમાન પયગમ્બરો કોમીવિગ્રહ શિખવે છે. દુઃખ આપનારી પ્રજા તરફ જેઓ બળવાન પોકાર ઊઠાવે છે, તેઓ ખરેખર ન્યાય મેળવવા માટે બહુ તત્પર હોય છે. એએસના યુગથી માંડીને તે ઠેઠ કાર્લ માર્ક્સના યુગ સુધી થયેલા બધા મહાન પુરુષો ન્યાય મેળવવા મહેનત કરે છે. હિબ્રૂઓનો કોમી વાદ:

**ધાર્મિક ઝનૂન ?:** આમાં કેટલેક સ્થળે ધાર્મિક ઝનૂન પણ આવી જતું હશે. યાહવાને જેઓ ચાહે તેમની ઉપર આશીર્વાદ વરસે છે. દુશ્મનોનાં નાનાં બાળકોને જેઓ પથ્થર પર પછાડી મારી નાખે છે. તેવાઓને પણ બેબીલોનનાં જૂનાં ગીતોમાં વખાણવામાં આવ્યા છે!

**હિબ્રૂધર્મના ચઢતી-ઓટ:** હિબ્રૂઓના ધર્મમાં કે નીતિમાં સ્થિરતાથી વિકાસ થતો હોય એવું જોવામાં આવતું નથી. તેમાં કોઈ ઠેકાણે ઘણી ચઢતી, અને કોઈ ઠેકાણે પડતી થયેલી જોવામાં આવે છે. પણ, વિકાસનો રસ્તો સ્હેજ જ વાંકો હોવો જોઈએ. ઇજિપ્તને તાબે કરીને હિબ્રૂમતે ( Judaism ) આશરે ઈ. સ. પાંચમે (ઈ. સ. ૫૦૦) માં મહાન વિજય મેળવ્યો; ને તે જ હિબ્રૂમત આઠમા સૈકાના પયગમ્બરોને હાથે સચવાયો હતો.

**હિબ્રૂધર્મનો અંધકાર-યુગ:** ત્યાર પછીના સમયમાં માત્ર ધાર્મિક ક્રિયાકાંડમાં જ તે સમાઈ ગયો; અને ન્યાયનાં તત્ત્વો છેક જ ભૂલી જવાયાં; 'દૈવવાણી' ( Oracle ) દંભ તથા ઢોંગથી વિપરીત દશામાં આવી પડી.

**પયગમ્બરોનું કાર્ય:** આ શૌર્યવાળી પ્રજાનો ધર્મમત પડતી દશામાં આવ્યો તે સમયે કેટલાક બહાદુર આત્માઓ રહ્યા હતા જેમણે પોતાની પ્રજાની સંકુચિત દૃષ્ટિ નિન્દી કાઢી હતી: અને તેની ઉન્નતિ લાવવા યત્નો કર્યાં હતા; કેમકે તેઓ માનતા હતા કે યહવા તેઓને સજા કરશે જ. જે વખતે સુધરેલી કહેવાતી એ હિબ્રૂપ્રજાને એક મહાન નેતાની જરૂર હતી તે જ સમયે એક એવો મહાન પયગમ્બર પ્રગટયો, જેનાથી તેમને ઘણો ફાયદો થયો.

**હિબ્રૂધર્મનાં સનાતન તત્ત્વો:** હિબ્રૂઓનો ધાર્મિક ઇતિહાસ કાંઇક અંશે ઊંચો ધર્મ અને ઊંચા નીતિના આદર્શો તપાસવા મથે છે. એ દૃષ્ટિથી તેને હિન્દુઓના ધાર્મિક ઇતિહાસ સાથે સરખાવી શકાય. ઘણા સૈકાઓ સુધી યત્નો કરતાં ને દુઃખ વેઠતાં તેમણે સામાજિક

ન્યાય શોધી કાઢયો જે હજી પણ ઘણાં સારાં કામો પ્રગટાવી શકે છે; ને "ઈશ્વર પવિત્ર છે" એ તેમણે શોધી કાઢયુ.

'પ્રભુભક્તે સહેવું જ જોઇએ:'

તેઓ પોતે જ ખૂબ સંકટો વેઠતા હતા, તેથી તેમને સમજાયું કે પ્રભુના સેવક તરીકે કષ્ટો વેઠવામાં મહત્તા રહેલી હતી. સામાન્ય કોટિમાં જ્યાં જનસમુદાયની આકાંક્ષાઓ રજૂ કરવામાં આવે છે ત્યાં પણ તેમની ઇશ્વર-પ્રાર્થનાઓ અને લોકોક્તિઓ દ્વારા હિબ્રૂઓ જગતના ધાર્મિક સાહિત્યના ઇતિહાસમાં ઊંચું સ્થાન પામ્યા છે.

સેમિટિક પ્રજાનો સાસ્કૃતિક ફાળો:

**સેમિટિક લોકો વિજ્ઞાન અને કળામાં ખ્યાતિ પામ્યા નથી;** અને માણસનું, આ જગતનું સુખ વધારવાનાં સાધનોમાં તેમણે કાંઈ ફાળો આપ્યો નથી. ગ્રીક લોકોના શિલ્પકામ સાથે સરખાવી શકાય તેવું કાંઈ તેઓ મૂકી ગયા નથી: તેમ ચીન લોકોનાં કુદરતી સ્થળસૌન્દર્યનાં ચિત્રો ( Landscape painting ), ગ્રીક લોકોના ગંભીર વિચારો, બેબીલોનનું ખગોળ-શાસ્ત્ર વગેરે બાબતોમા સરખાવી શકાય તેવું કાંઈ પણ સેમિટિક લોકોએ ઉપજાવ્યું નથી.

ઐહિક જ્ઞાનપ્રત્યે ઉદાસીનતા

જોસફ અને મોઝિઝ ઇજિપ્શિયન લોકોનું તત્ત્વજ્ઞાન શિખતા હતા એવું કહેવાય છે; પણ તેવો પુરાવો જડતો નથી. અને વિદેશી વિજ્ઞાન અને કલાઓ તરફ હિબ્રૂ લોકોનો તિરસ્કાર અને વિરોધ એટલો બધો વધેલો દેખાય છે કે તેઓ એ બાબતોથી અલગ રહ્યા હોય એ વધારે સંભવિત છે. ખાસ કરીને ધર્મ-ગુરુઓ અને દેવળની બાબતોમાં હિબ્રૂઓ પરદેશી લોકોથી જુદા જ રહ્યા છે. પાછળના જમાનામાં આરબ અને હિબ્રૂ વિદ્વાનો જે કાંઇ શિખ્યા છે તે ગ્રીક અને હિંદુ સંસ્કૃતિના મધ્યમાર્ગમાં રહીને સહગામથી શિખ્યા છે. જે ગ્રીક સંસ્કૃતિ

રોમનોએ બહોળે હાથે સ્વીકારીને અપનાવી લીધી તે જ સંસ્કૃતિ તરફ હિબ્રૂ વિદ્વાનો, અલગ રહેવામાં અપમાન નહિં સમજતા હોવાથી, બેદરકાર રહી શક્યા હતા.

સુધરેલાની દૃષ્ટિએ હિબ્રૂઓ 'જંગલી' છે:

યાહુદી અને હિબ્રૂ લોકો આ કારણથી, ગ્રીકોની દૃષ્ટિથી, જંગલી જડસા જેવા ( barbarian ) ગણાતા હતા. અને યાહુદી અને હિબ્રૂની દૃષ્ટિથી ગ્રીકો નાપાક મૂર્તિપૂજકો ગણાતા હતા. યાહવા ઘણો જ પવિત્ર છે એ ભાવનાની સાથે તેઓ ( હિબ્રૂઓ ) સૌથી અલગ રહેવામાં પોતાની મોટાઇ સમજતા હતા.

હિબ્રૂઓનાં નીતિધ્યેય અને ઇશ્વરની ભાવના:

નીતિના ધ્યેયનો વિકાસ કરવા માટે તેમને ઘણું સહન કરવું પડેલું. ઇશ્વર વિષે હિબ્રૂ લોકોએ બાંધેલો મત ઊંચો જ છે. માત્ર તે ઇસુ ( Jesus ) ના મતથી થોડો ઊતરતો છે-" "તું એટલો પવિત્રતાવાળો છે કે પાપને નજરે જોવા તું ઇચ્છતો નથી." યહવાની ભાવનાનો વિકાસ થાય છે તેની સાથે સાથે તેમની સામાજિક નીતિ વિકસે છે-અને કોઇ સ્થળે નીતિ વધારે ઝડપથી આગળ વધે છે. ખેતીવાડી ઉપર ગુજરાન ચલાવતા અસલના, રખડાઉ ટોળી જેવા વર્ગમાંથી જ તેની શરૂઆત થાય છે. તેમાં તે વખતે મહેમાનનું સ્વાગત, સત્કાર, તથા આંતરિક દૃઢતા મેળવવા પ્રથમ પ્રયત્નો થયા હતા; ને તે વખતે પ્રસરેલી બંધુત્વની ભાવના હાલના રાષ્ટ્રીયવાદ કરતાં વધારે જોશવાળી અને હિતકારક હતી.

વરછોડા-પેલી પ્રજા:

તેમના લેખિત ઇતિહાસના પુરાવા જોતાં લાગે છે કે તેઓ પોતાનું ધ્યેય પૂર્ણ રીતે પ્રાપ્ત કરી શક્યા નહોતા. તેમની

વાતના આરંભમાં જ તેઓ હોશ વખતથી જોબ (ઈદ) ઈશ્વરના હાથ એવું આવે છે; પછી ઘણાં વર્ષો સુધી સુખ-ચેનમાં જીવન જીવે છે. આ રીતે તેઓ વેરાગ્યો સુધી દુઃખ અને ત્રાસ વેઠતા આવે છે.

પેરિક્લીઝ ( Pericles ) ના સમય પછી ગ્રીસમાં 'સોક્રેટ કાળ' આવ્યો હતો, ત્યારે એસ્કીલસ ( Aeschylus ) જેવો વિદ્વાન, આફતોમાંથી ઉપદેશ લેતાં શિખ્યો હતો; તેમજ હોસી ( Hose ) અને જર્મી ( Jeremiah ) જેવા હિબ્રૂ ઉપદેશકો કહેતા કે ઈશ્વર જેને ચાહે છે તેની ઉપર વધારે આફતો લાવે છે. વિપત્તિનો પ્રશ્ન ઉઠાવ્યો છે:

યાહુદી લોકોનું સાહિત્ય-ઝવેરાત દેખાડતો ગ્રન્થ 'બુક ઓવ જોબ' ( Book of Job ) છે; તેને આપણે ગ્રીક લોકોની કરુણ નાટિકા સાથે સરખાવી શકીએ. ખાસ કરીને પ્રોમિથિઅસે 'અદૃષ્ટ' માં શ્રદ્ધા દેખાડી છે તે એવી ઊંચી અને આશ્ચર્યકારક છે: 'અગર જો કે તે મારી કતલ કરે તોપણ હું તેનો ભરોંસો રાખીશ!' ઈશ્વર ઉપર અડગ ભરોંસો, અને તે જે કષ્ટો નાખે તેમાં માણસનો સુધારો અને ઉન્નતિ સમાયેલાં છે—એવી પ્રતીતિ હિબ્રૂઓએ માનવજાતને પહેલી જ વાર કરાવી આપી. ઈશ્વરની સત્યતા અને તેનું સાન્નિધ્ય તથા 'તેનું નેવત્વ—એ સઘળું આમાં આવી જાય છે. આદર્શ ભક્તિભાવનો ધર્મગ્રંથ:

જેમ જેમ હિબ્રૂ લોકો પોતાની આસપાસની દુનિયાના સમાગમમાં આવ્યા તેમ તેમ તેઓ પોતાનો બધો વ્યવહાર પોતાની કોમમાં જ વધારવા લાગ્યા; બીજાથી જુદા જ રહેવાની તીવ્ર ઇચ્છા સેવવા લાગ્યા; બેબિલોનિયા અને પર્શિયાના કેદીઓએ તેમનું અલિપ્ત જીવન:

તેમને અનેક નવી સંસ્કૃતિના વિચારો તેમને કહ્યા હશે. પણ હિબ્રૂઓએ ઇજિપ્તનું કાંઈ પણ નવું દેખી અપનાવી લીધું નહિં.

ઇઝરા બીજો મોઝિઝ · ઈઝરા (Ezra) એ જ એમનો બીજો મોઝિઝ (Moses). જે વખતે એથેન્સની સંસ્કૃતિ વિકાસક્રમના શિખરે પહોંચી હતી તે વખતે ઇઝરા, પૂર્વમાંથી જેરૂસલેમમાં આવ્યો. **યવન** ( Yavan ), આયોના ( Iona ), ગ્રીક વગેરે લોકો તે સમયે **યાહવાથી** અજાણ, અને તેની કીર્તિ નહિં સમજનારા તરીકે ઓળખાતા હતા. આ સમયે ઇઝરાએ ઇશ્વર વિષે નવો મત શિખવવાનો આરંભ કર્યો.

ઇશ્વરનું જ્ઞાન એજ સાચો પુરૂષાર્થ. એક યાહુદી લેખકે કહ્યું છે કે–ઇશ્વરનું જ્ઞાન એ જ હિબ્રૂ લોકોમાં ડહાપણ ગણાય છે; પ્રભુની સેવા એ જ ખરો સદ્ગુણ ગણાય છે; ઇશ્વરને ભેટવા માટે આત્માની તાલાવેલી એ જ ખરી કવિતા કહેવાય છે; ઇતિહાસ એક જાતનું એવું નાટક છે જેમાં ઇશ્વર, ન્યાયની તુલા હાથમાં લઈ જુદી જુદી પ્રજાઓ વચ્ચે ન્યાયી સમ્બન્ધો રચે છે. ઇશ્વરની ભાવના એ જ ખરૂં તત્ત્વજ્ઞાન છે; તેથી જુદી પડતી કોઇ વિચારશ્રેણી 'તત્ત્વજ્ઞાન'નું નામ મેળવવા માટે લાયક નથી."

સદ્ગુણોની કદર: ન્યાય, દયા, પરોપકાર અને માયાળુપણું–એ ગુણો જ ખરી કિંમત કરવા લાયક છે. આવા ગુણોની કદર સમજી શકે તે જ હિબ્રૂધર્મની કદર કરી શકે. ન્યાય અને દયાને તેઓ 'ચેઝડ' (Chesed) કહે છે; પરોપકાર અને માયાળુપણાને તેઓ 'ઝિડકન' ( Zedakan ) કહે છે: આ **યાહુવાના** પોતાના જ ગુણો છે; જે ભક્તો તેની આરાધના કરે તેઓ એ ઊંચા ગુણો મેળવે છે.

## ૬

ગ્રીક અને હિન્દૂમતની તુલના નીચે પ્રમાણે થઇ શકે છેઃ— ગ્રીક અને હિન્દૂમત-એકસામ્યઃ

" માનવ જાતે પહેલાં બે માર્ગો, જીવનપ્રવાહો રચ્યા છે. તેમનો એક માર્ગ ગ્રીકોની સંસ્કૃતિ; તેનું નામ ' હેલાસ '– ( Hellas ): તેને આપણે માનવીની આયા ( Nurse ) કહી શકીએ; બીજો માર્ગ તે હિન્દૂ સંસ્કૃતિ. તેનું નામ 'જ્યુડીઆ' ( Judaea ) તે સગર્ભા સ્ત્રી કહી શકાય; તેને પેટે સજીવન પ્રભુ અવતાર લેશે. "

હિન્દૂઓનો દેશ આત્માની જન્મભૂમિ છે; ને ગ્રીસ તો માત્ર મનનું જન્મસ્થાન છે. હિન્દૂઓ આત્માવડે ઈશ્વરને ચાહે છે; ગ્રીકો તો બધી માનસિક શક્તિઓ લઈ પ્રભુને શોધવા તત્પર થાય છે. આ બન્ને શોધ એકબીજાની સહાયક છે. તેથી વ્યક્તિત્વ (Personality) રચાય છે; અને આખરે માણસને ઈશ્વર તરફ લઇ જાય છે. પ્રેમ અને પ્રકાશના પંથ આપણને તેણે જ દેખાડ્યા છે. બન્ને દેશના આદર્શો પરસ્પરના પૂરક છેઃ

આ બે માર્ગમાંથી પરિણમતા બીજા વિચારો માનવીના નૈતિક જીવન સાથે બહુ સમ્બન્ધ ધરાવે છે. હિન્દૂઓએ કહેલો બે મળી સંપૂર્ણ સંસ્કૃતિ બને

સામાજિક ન્યાયનો સિદ્ધાન્ત, રાષ્ટ્રના અને વ્યક્તિના જીવનનો હેતુ, વ્યક્તિગત પવિત્રતા અને પ્રામાણિકતા માટે ઘડેલા નિયમો–આ બાબતો ગ્રીકની સંસ્કૃતિમાં ઉમેરવામાં આવે તો જ ગ્રીક સંસ્કૃતિ સંપૂર્ણ થઇ શકે છે.

સંપૂર્ણ સંસ્કૃતિનો સંભવ: ગ્રીકની સંસ્કૃતિમાં સપ્રમાણતા, સંયમ, અડગ સત્યાન્વેષણ, પ્રજ્ઞા અને સ્વતંત્રતાની ઝંખના–એ તો છે જ. પછી તેમાં હિબ્રૂ સંસ્કૃતિના ગુણો ઉમેરાય ત્યારે તે કોઈ માનવ-સમાજ માટે પરિપૂર્ણ સંસ્કૃતિ કહી શકાય.

બન્નેનો સમાવેશ ખ્રિસ્તી-ધર્મમાં છે. પાશ્ચાત્ય સંસ્કૃતિનાં આ અમૂલ્ય રત્નો છે, અને યાહુદી તથા ગ્રીક સંસ્કૃતિને ખ્રિસ્તીઓએ અપનાવી લીધી છે. નીતિમાં ગ્રીકના વિચારો વધારે ઊંડાણમાં સમજીને વિકસાવ્યા છે, અને ઇશ્વરમાં તલ્લીનતા થવાથી માનવીનું ગૌરવ, પ્રતિભા અને આદર્શો પરોપકારના ઉપદેશથી વિશાળ કરવામાં આવ્યાં છે. વ્યક્તિ તથા સમાજ–બેઉને લક્ષમાં રાખીને, જગતનું અસ્તિત્વ સ્વીકારીને તથા તેમાં ગૂંચાઇ ગયા સિવાય, આત્મસંયમ મેળવવા ઉપદેશ આપવામાં આવ્યો છે. કાયદો અને સ્વતંત્રતા, આદર્શવાદ અને તુર્ત આવી પડતાં કર્તવ્યો કરવાની તત્પરતા–એ બેઉ વાત સમતોલ રાખીને ખ્રિસ્તીમત જગતમાં વિચરે છે.

**સેવાનો મંત્ર:**

ગ્રીકનો સુવર્ણમંત્ર એટલે 'સૌન્દર્ય,' હિબ્રૂઓનો મુખ્ય ધર્મ 'આજ્ઞાપાલન,' અને ઇસુ ખ્રિસ્ત પોતે એવી મિત્રતા શિખવે છે કે જેના પરિણામે સેવામાં જ મોક્ષ પ્રાપ્ત થાય છે.

**ઇસુના જીવનમાં બન્ને લોકોનું હિત સમાયું છે:**

માનવ-જીવનને ઇસુ ખ્રિસ્તના જીવન સાથે ગૂંથીને, ખ્રિસ્તીઓ હિબ્રૂ તથા ગ્રીક ધર્મનાં સારાં તત્ત્વો લઇ શકયા છે; કેમકે હિબ્રૂઓ માત્ર ઇશ્વર તરફ જ લક્ષ રાખતા હતા ને ગ્રીકો માત્ર આ જગતનાં માનવીનાં સુખ વધારવા માટે, મનની ઉન્નતિ કરવાનું લક્ષ રાખતા હતા. તે બેઉ તત્ત્વો ઇસુના જીવનમાં ગૂંથાયેલાં છે. તેના જીવનમાં, ખરેખર, હિબ્રૂ સંસ્કૃતિ અને ગ્રીક સંસ્કૃતિ સમાઇ જાય છે.

**સેવાધર્મનો ખ્રિસ્તી ઉપદેશ:**

પાશ્ચાત્ય દેશની પ્રજાઓ હજી સુધી ઇસુ ખ્રિસ્તને સંપૂર્ણ સમજી શકી નથી; કેમકે જે તત્ત્વોમાંથી ખ્રિસ્તી ધર્મ પ્રગટયો તે તરફ-તેની ઉત્પત્તિ તરફ-તેઓ બહુ લક્ષ આપે છે. પણ તેના જીવનની મહત્તા તેના મહાન સેવાધર્મમાં સમાયેલી છે. એશિયા યુરોપનું તત્ત્વજ્ઞાન વખાણે છે; સામાજિક ન્યાય મેળવવાના તેમના ઉદાર પ્રયત્નોને પણ એશિયા વખાણે છે. આ બધું માન ઇસુ ખ્રિસ્તના જીવનનાં પુણ્ય ઝરણાને આભારી છે.

**ઇસુનું જીવન: પૂર્વ પશ્ચિમની સંયોગી કડી**

જો એશિયા ખ્રિસ્તીઓને નિન્દે તો ખ્રિસ્તી લોકોએ જવાબમાં કહેવું જોઇએ, "અમને અમારા ઇસુ ખ્રિસ્તને સંપૂર્ણ સમજવા તમે સહાય કરો." ખરેખર, ઇસુનું સંપૂર્ણ જીવનરહસ્ય પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિને સંકલિત કરે છે.

**જગતને હિન્દુમતનો ફાળો:**

હિબ્રૂઓનો વારસો માત્ર ધર્મની બાબતમાં નથી. તેમની દેવસમ્બન્ધી મન્તવ્યોની અસર યુરોપમાં પણ પ્રસરેલી હતી, અને તેની અસર કેટલીક વાર સારી હતી. જગતમાં દરેક

વસ્તુને કાંઈક હેતુપૂર્વક ઈશ્વરે યોજેલી છે, અને આ જગતમાં સામાજિક ન્યાય એ ખરું સત્ય છે—આ બે મન્તવ્યો હજી યે ઘણી પ્રજાઓને પ્રેરણા આપે તેવાં છે.

ઘણા સમયથી માત્ર ધર્મમાં પૂરાઈ રહેલી **હિબ્રૂઓની કલ્પના–શક્તિ હવે તો સામાજિક, વૈજ્ઞાનિક અને રાજ્યદ્વારી બાબતોમાં પણ સારું કામ કરે છે.** કલામાં, સંગીતમાં અને એવી બીજી બાબતોમાં જૂના વહેમને ત્યજીને તેમણે પ્રગતિ મેળવી છે. હિબ્રૂ લોકો કલાના ઊંચા પર્યેષક નથી; પણ તેમણે કાવ્યમાં શબ્દો વડે કલાની મૂર્તિ ખડી કરી છે; સત્યાન્વેષણ કરતાં તેમણે સૌન્દર્ય શોધ્યું છે. પણ ગ્રીક લોકો સૌન્દર્યાન્વેષણમાં કોઈવાર સત્યને બાજુએ મૂકી દેતા હતા. સત્યની શોધ એ જ સાચી કલા

વિજ્ઞાનના વિષયમાં અવલોકન, પૃથક્કરણ, તુલનાશક્તિ–વગેરે ઊંચા માનસિક ગુણો જરૂરી હોય છે: તે હિબ્રૂ લોકોમાં નહોતા. પરંતુ, ગહન શક્તિઓ વડે સત્ય સમજી જવાની તત્પરતા, અને પોતાનું માંહોમાંહે ગાઢ સંગઠન કરીને બળવાન થવાની પ્રતિભા—એ બે ઉમદા ગુણો તેમણે કેળવ્યા હતા. વિજ્ઞાન પ્રત્યે અકૌશલ:

હિબ્રૂઓના ધાર્મિક અને નૈતિક આદર્શો સમજીને આપણે તેમને સંપૂર્ણ સમજી શકીએ. ઈશ્વરને શોધવાના પ્રયત્નોમાં હિબ્રૂઓએ માત્ર બળવાન માનવી જ શોધી કાઢયો—સંપૂર્ણ માનવતાના અંશવાળો **માનવી** શોધી કાઢયો. ગ્રીક લોકોના આદર્શોમાં આવી સજીવ માનવતા જોવામાં આવતી નથી. પ્રભુમય માનવીની શોધ:

સત્ય, સૌન્દર્ય અને **સર્જનતા**—એ જ ખરાં તત્ત્વો છે; અને કોઈ વિરલ, અવતારી પુરુષમાં જ એ ત્રણે તત્ત્વો સપ્રમાણ અંશે ગૂંથાયેલાં જોવામાં આવે છે. અવતારી પુરુષના ગુણો:

# પ્રકરણ ૧૦

## હિબ્રૂઓનો આત્મા

## ૧

## આતિથ્ય અને વૈર

### ખેતીવાડીનું જીવન–તેના આદર્શો

*આતિથ્ય સાથે વેરનું નમૂન:*

હેબર, કેનાઇટની પત્ની જાએલ ( Jael ) સહુ સ્ત્રીઓમાં સુખી અને ધન્ય છે. તંબુમાં રહેનારી સઘળી સ્ત્રીઓમાં તે શ્રેષ્ઠ છે. તે પાણી માગતો ત્યારે તે દૂધ લાવીને આપતી હતી. તે એક મોટી રકાબીમાં તેને માટે માખણ લાવતી હતી. તે પોતાને હાથે ખીલી બેસાડતી ને હથોડાથી ટીપતી હતી. તેણીએ પોતાના હથોડાવડે સિસેરાને ( Sisera ) માર્યો. તેના માથામાં પ્રહાર કર્યો; તેનું કપાળ ભેદીને તેને મારી નાંખ્યો; અને તે તેના પગ પાસે નીચો નમીને પડી ગયો. જ્યાં તે નમન કરતો હતો ત્યાં જ ગતપ્રાણ થઇને પડ્યો!

સિસેરોનું અકુદરતી મૃત્યુ: તેણીએ બારી-બહાર જોયું. તે સમયે સિસેરોની મા બહાર બૂમો પાડતી હતી; કેમકે સિસેરોનો રથ ત્યાં બહુ વાર શાથી અટકી રહ્યો હશે તે સમજાતું ન હોતું. તેની ડાહી સખીઓએ તેને કહ્યું "શા માટે સિસેરોનો રથ હજી પાછો ફરતો નથી ?"

તેની માતાના વિચાર: સિસેરોની માતાએ જવાબ આપ્યો, "લૂટમાં મેળવેલી સ્ત્રીઓ શું હજી તેઓ સરખે ભાગે વહેંચી શકયા નથી ? દરેક માણસ બબ્બે સુંદરીઓ લે. સિસેરો જુદી જુદી જાતનાં ભરત-કામ લેશે-બેઉ બાજુએ ભરેલાં ભરત કામ લેશે. હે પ્રભુ, સિસેરોના બધા દુશ્મનો નાશ પામજો. પણ જે તેના મિત્રો હોય-તેને ચાહતા હોય-તે સહુ સૂર્યની પેઠે ઝળકી નિકળજો !"



## ૨

# ઉદારતા અને અહંકાર

## (જોસફ અને તેના બાંધવો)

પોતાની પાસે બધા ઊભા હતા, તેમ છતાં જોસફ પોતાની ઉપર કાબૂ રાખી શકયો નહિ; તે બોલી ઊઠયો, "મારી પાસેથી દરેકને કાઢી મૂકો." પછી ત્યાં કોઈ માણસ ઊભો રહ્યો નહિ. પછી જોસફે પોતાના બંધુઓ પાસે પોતાની ઓળખાણ કરાવી. પછી તે ખૂબ રડયો. ઇજિપ્તના રહેવાસીઓએ તેનું રડવું સાંભળ્યું. પેરાહ [ Pharaoh ]ના વંશજોએ પણ તેનું રડવું સાંભળ્યું. આત્મ-મન્થન:

પછી જોસફે પોતાના બંધુઓને પોતાની પાસે બોલાવ્યા તેઓ તુર્તજ આવ્યા. જોસફે કહ્યું, 'હું તમારો ભાઇ છું. તમે મને ઇજિપ્તમાં વેચી દીધો હતો. હું ઇશ્વરની ઇચ્છાથી પાછો તમારી પાસે આવ્યો છુ. તમે દિલગીર થશો નહિં. ગુસ્સો કરશો નહિં. બે વર્ષથી આ દેશમાં દુકાળ છે; અને હજી બીજાં પાંચ વર્ષ સુધી ત્યાં ખેતીની આબાદી નહિં થાય. ઇશ્વરે મને તમારી પાસે મોકલ્યો છે. તમે બધા બચી જશો. ઇશ્વરે લાગણી-વાળું હૃદય :

મને પેરોહના વંશજોનો પિતા બનાવ્યો છે; અને મને ઇજિપ્તનો રાજા બનાવ્યો છે. તમે બધા મારા પિતા પાસે જાઓ અને તેને કહો કે તારા પુત્ર જોસફને ઇશ્વરે ઇજિપ્તનો રાજા બનાવ્યો છે; તમે વિલંબ કરો નહિં.

પિતાને સંદેશો : "તેને (પિતાને) કહો કે "હવે તારે પણ ગોશેન [ Goshen ]ની ભૂમિમાં રહેવા જવું પડશે." અમે બધાં છોકરાંઓ સહિત સુખી થશું. ઘેટાં, બકરાં અને ઢોરનાં ટોળાંઓ સહિત અમે ત્યાં સુખમાં રહેશું. પાંચ વર્ષ સુધી દુકાળ રહેશે; તોપણ ઇશ્વર અમારું પાલન પોષણ કરશે.

ભાઇપ્રત્યે ઉદારતા : "મારા ભાઇ બેન્જામિન ! [ Benjamin ] તું જો, કે હું મારે જ મુખેથી બોલું છું. તું અને તારાં છોકરાંઓ–તમે સહુ ત્યાં આવજો. તમે મારા પિતાને મારા વિજય વિષે કહો અને આ બધું જોયેલું વર્ણવો. જલદી મારા પિતાને મારી પાસે બોલાવી લાવો."

( જેનિસિસ ૪૫; ૧-૧[illegible] )

## સ્થાયી જીવનના આદર્શો

### નેથને [ Nathan ] ડેવિડને ઠપકો આપ્યો.

અને ઇશ્વરે ડેવિડ તરફ નેથનને મોકલ્યો. તે તેની પાસે ...વ્યો અને કહેવા લાગ્યો, "કોઇ એક શહેરમાં બે માણસો ...તા હતા. એક શ્રીમંત અને બીજો ગરીબ હતો. પેલા ...મંત માણસ પાસે ઘેટાં બકરાંનાં ટોળે ટોળાં હતાં; ને પેલા ...રીબ પાસે માત્ર એક નાનું ઘેટાનું બચ્ચું હતું. તે તેણે ઘણી ...ફેલીથી ખરીદ્યું હતું ને તેને તે પોતાનાં છોકરાંની જેમ ...હાલથી રાખતો હતો. તે તેનાં છોકરાં સાથે રમતું અને મોટું ...તું હતું. તે તેની થાળીમાંથી ખાવાનું ખાતું હતું ને તેના જ ...ાલામાંથી પાણી પીતું હતું; ને તે આખો દિવસ તેની સાથે ' બાળકની પેઠે રહેતું હતું. ગરીબનો પ્રાણી પ્રત્યે બાંડુ પ્રેમ :

એક દિવસ પેલા ધનિક માણસને ઘેર કોઇ પરોણો આવ્યો. ...નિકે પોતાનાં બધાં ઘેટાં બકરાં સાચવી રાખ્યાં; પણ પેલા ...રીબ માણસનું વ્હાલું બચ્ચું તેણે પકડાવ્યું અને તેને હલાલ ...રી તેનું ભોજન પેલા પરોણાને આપ્યું. ગરીબીનો ભોગ :

આથી ડેવિડ ઘણો ગુસ્સે થઇ ગયો અને તેણે નેથનને કહ્યું કે પેલા ધનિકે તે ગરીબ માણસને બદલામાં ચાર ઘેટાં આપવાં જ પડશે. તેણે આ ઘણું ક્રૂર કામ કર્યું કહેવાય !

વિચારથી ઠગારો આચાર : તેના મર્મ વચનમાં નેથને કહ્યું, "તું પણ પેલા ધનિક જેવો જ ક્રૂર છે—એમ હિબ્રૂઓનો દેવ ઇઝરાઇલ કહે છે. જો, સાંભળ. 'ઈઝરાઇલે તને બધા હિબ્રૂઓનો ઉપરી બનાવ્યો અને સૌલ [ Saul ]ના હાથમાં જતો તને બચાવ્યો. તારા માલિકનું ઘર અને તેની પત્ની તને મળ્યાં, જ્યુડા અને ઇઝરાઇલનાં ઘર પણ તને આપવામાં આવ્યાં છે. તોપણ ઇશ્વરની નજરથી જે કૃત્ય ખરાબ છે તે કરતાં તું ડરતો નથી.

અક્ષમ્ય ઘાતકીપણું "તેં ઉરીઆહ [ Uriah ]ને તલવારથી મારી નાખ્યો છે; ને તેની પત્નીને તેં તારી કરી લે. એમનાં છોકરાંની તલવાર તું લઇ આવ્યો ને તે વડે તે ઉરીઆહને મારી નાખ્યો !

—૨. સેમ્યુઅલ ૧૨, ૧–૯

## ૪
## ધાર્મિક આજ્ઞાઓ

'ઇશ્વરે આ બધું કહેલું છે. હું ઇશ્વર છું. મેં તને ઇજિપ્તમાંથી અહીં લાવી મૂક્યો છે. ત્યાં તું કેદખાનામાં હતો ત્યાંથી મેં તને છોડાવ્યો છે. તારે હવે બીજા કોઇ દેવને માનવાની જરૂર નથી. અનન્ય ભક્તિ :

'તારે કોતરેલી મૂર્તિ બનાવવી નહિ. સ્વર્ગમાં જે આકૃતિ છે તેનું અનુકરણ કરી કાંઇ જ કોતરવું કે ચિતરવું નહિ. પૃથ્વી પર, પાણીમાં કે પૃથ્વી નીચેના પાતાળ લોકમાં જે કોઇ રહેતું હોય તેને તારે નમવું નહિ; અને તેમની સેવા કરવી નહિ. મૂર્તિપૂજાનો નિષેધ :

'તું બીજા કોઇને નમે તેની મને બહુ ઇર્ષ્યા આવે છે. [I thy Lord, thy God, am a jealous God.] જેઓ મને ધિક્કારે છે તેમનો હું વિનાશ કરું છું. તેમનાં છોકરાંનો ને છોકરાંનાં છોકરાંનો પણ વિનાશ કરું છું. જેઓ મારી આજ્ઞાઓ પાળે છે તેમની તરફ મહેરબાની દેખાડું છું. તારા ઇષ્ટ દેવની (મારી) તેં કરેલી સ્તુતિ કદાપિ વ્યર્થ જશે નહિં. ઇર્ષ્યાળુ ઇશ્વર :

પવિત્ર તહેવારનું પાલન: 'તારે આદિત્યવાર [ Sabath Day ] પવિત્ર તહેવાર તરીકે પાળવો. તારે છ દિવસ મહેનત કરવી પણ સાતમો દિવસ ઇશ્વરનો છે, ને પવિત્ર છે. તે દિવસે તારે કાંઇ કામ કરવાની જરૂર નથી.

માતૃ દેવો ભવ પિતૃ દેવો ભવ: 'તારે તારા માતપિતાને માન આપવુ જ જોઇએ. તેથી આ જગતમાં તારું આયુષ્ય વધશે.

* * *

તારે કોઇનું ખૂન કરવું નહિં.

* * *

તારે પરસ્ત્રી સાથે વ્યભિચાર કરવો નહિં.

* * *

ધર્મ-શાસનો: તારે કોઇની કોઇ વસ્તુ ચોરવી નહિં.

* * *

તારા પડોશી કે મિત્ર સામે કાવત્રું રચી જુઠી સાક્ષી આપવી નહિં.

* * *

તારે તારા પાડોશીનું ઘર લેવા મહેનત કરવી નહિં.

* * *

તારા પાડોશીની પત્નીનો પ્રેમ મેળવી વ્યભિચાર કરવો નહિ.

* * *

તેના નોકરને તારો નોકર કરવો નહિં. તેનું ગધેડું, તેનો બળદ કે તેની કોઇ વસ્તુ તારી કરવા યત્ન કરવો નહિં.

—( એક્ઝોડસ ૨૦; ૧-૧૭ )

## ૫

## પહેલાંના સમયના પયગમ્બરો
## —તેમની ભાવનાઓ અને આદર્શો

### (અ) પાપ તરફ એમોસનો ધિક્કાર

ઇશ્વરે નીચે પ્રમાણે કહેલું છે :—' માણસે ઇશ્વરની આજ્ઞાવિરુદ્ધ કરેલાં ચાર પાપોની હું કદાપિ ક્ષમા આપીશ નહિં :— માણસનો વહેવાર :

૧ ભક્ત, ન્યાયી અને ગરીબ માણસોને શ્રીમન્તો પૈસાના લોભથી વેચે છે. કોઇ વાર તો એક પગરખાંની જોડ માટે એક ગરીબ માણસને વેચી દેવામાં આવે છે. માણસ વેચવું તે મહાપાપ છે.

૨ કોઇ એક માણસ અને તેનો પુત્ર બેઉ એક જ રખાતની સાથે વ્યભિચાર કરે છે આ મોટું પાપ છે. વ્યભિચાર :

૩ ધર્મની યજ્ઞવેદિ પાસે જ્યાં જ્યાં ખાનપાન ને લૂગડાં દાનમાં મળે ત્યાં લોકો લોભથી નીચા નમીને પ્રણામ કરે છે. આ એક મોટું પાપ છે. લાલચુ ભક્તિ :

**પાપનું દ્રવ્ય :**

૪ ઈશ્વરના મંદિરમાં પાપીનો દંડ કરી વસુલ કરેલા પૈસાથી ધાર્મિક કહેવાતા લોકો દારૂ પીએ છે. આ પાપોની માફી આપી શકાય નહિ.

—( એમોસ ૨; ૬–૮ )

* * *

**ન્યાયનાં ઝરણની શ્રેષ્ઠતા :**

હું તમારી મિજબાની અને મેળાવડાઓ ધિક્કારું છું. હું તેમાં ભાગ લેવા ઇચ્છતો નથી. તમે યજ્ઞમાં હોમેલો પ્રસાદનો વધારો મને આપવા આવશો, પણ હું તે સ્વીકારીશ નહિ. તમારાં ગીતોના ઘોંઘાટ મારે નથી સાંભળવા. તમારી વાંસળીઓના સૂર મને ગમતા નથી પાણીની પેઠે સરળતાથી ન્યાયનાં ઝરણાં વહ્યા કરજો, તે જોઇ હું બહુ હર્ષ પામું છું.

—( ૫–૨૧–૨૪ )

* * *

**કોનું અનુકરણ કરવું ? :**

સાધુતાનું અનુકરણ કરોઃ દુષ્ટતાનું નહિ. તેમ કરવાથી ઇશ્વર તમારી સાથે રહેશે. દુષ્ટોને ધિક્કારો, સજ્જનોને ચાહો. ન્યાયને તમારે દરવાજે સ્થાપો. જોસફના બાકી રહેલા વંશજોને ઇશ્વર ચાહશે, ને મહેરબાની દેખાડશે.

—( ૫; ૧૪–૧૫ )

* * *

**ગરીબોના શોષણનું પાપ :**

ગરીબોનું શોષણ કરનાર, અને અનાથો ઉપર જુલ્મ કરનારાં તમે, સાંભળોઃ " અમાવસ્યા ક્યારે

જશે અને અમે અમારો પાક, અનાજ વગેરે વેચી શકીએ? આદિત્યવાર ગયા પછી અમે ઘઉં વેચી શકશું. "જુઠાં ત્રાજવાં અને તોલ માપમાં દગો કરીએ"—આવાં વચનોથી તમે ગરીબ લોકોને ત્રાસ આપો છો.

—( ૮; ૪–૫ )

* * *

(આ) હોસીઆ; હિબ્રૂઓપર ઈશ્વરનો પ્રેમ

"હિબ્રૂઓ, તમે ઈશ્વરનાં વચનો સાંભળો; આ દેશમાં રહેનારા લોકો સત્ય વગરના, દયા વગરના અને ઈશ્વર સંબંધી અજ્ઞાનમાં રહે છે. તેઓ માત્ર સોગન લીધા કરે છે; અને પાછા વિશ્વાસઘાત કરે છે. તેઓ ખૂન કરે છે, ચોરી કરે છે અને પરસ્ત્રી સાથે વ્યભિચાર કરે છે. તેઓ લડે છે ને લોહી રેડે છે. આવાં કારણોથી ઈશ્વર તમારી સામે વિવાદ કરશે. વ્યભિચારી લોકો:

( હોસીઆ ૪; ૧–૨ )

* * *

"અરે, ઇબ્રાહિમ, હું તારે માટે શું કરું? અરે, જ્યુડા, હું તારે માટે શું કરું? તમારી સજ્જનતા પ્રભાતના વાદળા જેવી છે; ને તે, થોડીવારમાં ઓસરી જતાં ઝાકળના ટીપાં જેવી છે. પયગમ્બરોનાં ને મારાં વચનોથી તમારી સજ્જનતા અમે નિહાળી શકતા નથી. પણ તમારાં ન્યાયસત્રો તો પ્રકાશનાં પૂર જેવાં જળહળે છે. હું આત્મભોગ આપી શકું તેવો સમર્થ નથી. મારે કૃપા-યાચના:

તો તમારી દયા ને મહેરબાની જોઇએ. બલિદાન અને પ્રમાદ માટે મને જરાય લોભ નથી.

—( હોસીઆ ૬; ૪-૬ )

* * *

## (૬) ઇસાઈ પ્રજાઓ વિષે ઇશ્વરનો નિર્ણય: તેની ક્ષમા

યજ્ઞ હિંસાથી પ્રભુ પ્રસન્ન થતો નથી :

"સુદામ [ Sodom ] ના રાજાઓ ! ઇશ્વરનું વચન સાંભળો. ગોમોરાહ [ Gomorrah ] ના લોકો, આપણા ઇશ્વરનો કાયદો ધ્યાન દઇને સાંભળો. તમે ઘણા યજ્ઞો કરો છો તેનો હેતુ શો છે ?" એ ઇશ્વર તમને પૂછે છે: 'મેંઢાના ભોગ અને ઢોરના ભોગથી હું પૂરેપૂરો ભરાઈ ગયો છું. બકરાનાં, બળદનાં, કે ઘેટાનાં લોહીથી હું પ્રસન્ન થતો નથી !'

—( ઇસાઈ ૧; ૧૦-૧૧ )

* * *

સાફ દિલની વાત :

'તમે પાપો ધોઈ નાખો; તમે પવિત્ર થાઓ. મારી આંખથી દૂર દૂર તમારાં પાપ રાખો. પાપ કરતાં અટકો. ભલું કરતાં શિખો. વિવેકશક્તિ કેળવો, દુ:ખીનાં દુ:ખ નિવારો. માબાપ વગરનાંને બચાવો અને વિધવાના હક્ક માટે દલીલ કરો.

ઇશ્વર પોતે કહે છે :—" આવો, આપણે સહુ સાથે મળી વિચાર કરીએ; અગર જો કે પાપથી તમે ઘેરા, રાતા રંગના થયા હશો તો પણ તમે ઉજ્જ્વળ અને નિર્મળ થશો. જો તમે સદાય ઇચ્છતા હશો, અને તે માટે આજ્ઞા પાળશો તો તમે આ દેશનાં સુખ ભોગવી શકશો."

—( ૧૦; ૧૭-૧૮ )

* * *

રાજાઓ ભંડખોર થયા છે ને ચોરોના સાગરીતો થયા છે. દરેક પાસેથી ભેટ ને બક્ષિસ એ ચાહે છે. માબાપ હોય તેનો કોઈ ન્યાય કરતું નથી, અને તેઓ વિધવાના ન્યાયી હક્ક વિષે પણ કાંઈ બોલતા નથી. — રાજાઓનો લોભ

—(૧-૨૩)

* * *

જે લોકો સવારમાં વ્હેલા ઉઠીને દારૂ પીએ છે તેમને ધિક્કાર હો. જે લોકો મોડી રાત સુધી જાગે છે ને દારૂમાં ચકચૂર રહે છે તેમને ધિક્કાર હો! — દારૂ વ્યસનની નિંદા

* * *

હાથથી વાગે તેવાં વાજિંત્ર, મુખથી વાગે તેવી વાંસળી, ઢોલ અને શરણાઈ તેમની મિજબાનીઓમાં વાગે છે પણ તેઓ ઈશ્વરને માન આપતા નથી. તેમ તેનાં કામ વિષે કંઇ જ્ઞાન તેમને હોતું નથી. જ્ઞાન ન હોવાથી મારી પ્રજા ખરેખર બંધનમાં પડેલી છે. તેમના માનપાત્ર પુરુષો ભૂખથી અધમુઆ થઇ ગયા છે ને લોકોનાં ટોળેટોળાં પાણી ન મળવાથી ટળવળે છે! — વિલાસમાં પ્રભુભક્તિ ભૂલાય છે:

—(૫, ૧૧-૧૩)

* * *

**મહાન મોક્ષદાતા**

જેસીના વંશમાં એક મહાન પુરુષ પ્રગટશે. તેની ઉપર ઈશ્વરનો અંશ ઊતરી આવશે. ડહાપણ ને સમજશક્તિ, બોધ આપવાની શક્તિ અને સત્તા, જ્ઞાન અને — અવતારી પુરુષનો જન્મ:

ઇશ્વરનો ડર – આ બધુ તેનામાં આવશે જ. ઇશ્વરથી ડરવામાં તે આનંદ માનશે. તે માત્ર બાહ્ય નજરે જોઇને તેનો નિર્ણય કરશે નહિં; તમે માત્ર કાનથી સાંભળેલું બધુ ખરૂ માનશો નહિં.

અવતારનું કર્તવ્ય : પણ જગતમાં ગરીબ લોકોને, તથા અનાથ બાળકોને ખાસ ધ્યાનપૂર્વક તે ન્યાય આપશે. તે પોતાની વાણી વડે પૃથ્વીનું પ્રભુત્વ મેળવશે; પોતાના વચનથી દુષ્ટોને મારશે. ન્યાય એજ તેનો કમરપટો ને વફાદારી એ જ તેના રાજ્યની લગામ થશે.

( ઇસાઈ ૧૧; ૧–૫ )

* * *

### (ઈ) મિકા: ઇશ્વરના નીતિનિયમો

બલિદાનોથી પ્રભુ રીઝતો નથી : ઇશ્વર પાસે હું શુ લઇને આવીશ ? અને શી ભેટ મૂકી તેને ચરણે પડીશ ? શું હું એક વર્ષના કોમળ વાછરડાનો ભોગ – બલિદાન આપવા જઇશ ? શું ઇશ્વર હજાર ઘેટાંથી કે દશ હજાર તેલનદીઓથી રીઝી શકે ? શુ હું મારા આત્માના પાપ માટે મારો પહેલા ખોળાના પુત્રનો ભોગ આપીશ ?

હે મનુષ્ય, સારું શુ છે તે તને તેણે સમજાવ્યું છે ? હવે તારે ન્યાયથી કામ કરવુ, દયા દેખાડવી અને ઇશ્વરની સાથેસાથે રહીને આ જગતમા નમ્રતાથી ચાલવુ.

( મિકા, ૬; ૬–૮ )



## ૬

## બીજો કાયદો.

છોકરાંને માટે પિતાનું મોત નિપજાવવું ન જોઇએ; અને પિતા માટે છોકરાંનું મોત નિપજાવવું નહિં. દરેક માણસ પોતાના પાપથી જ મોતને—વિનાશને પામે છે. કેટલીક આજ્ઞાઓ :

તારે અનાથ અને અજાણ્યાનાં વચનો જોરજુલમથી લેવાં નહિં. અને વિધવાનાં વસ્ત્રાભૂષણ વગેરે બાના ( Pledge ) તરીકે રાખવાં નહિં.

( ડયુટહોનોમી ૨૪ ૧૬–૧૭ )

* * *

જ્યારે તું વ્હાલા ઇશ્વરના નામથી સોગંદ લે ત્યારે તારે તે પાળવામાં ઢીલા રહેવુ નહિં. 'એ વચન તારે પાળવું જ' એ ઇશ્વરી ફરમાન થઇ જાય છે; તે નહિં પાળવાથી પાપ લાગશે. પણ જો તું સોગંદ લેવાનું મૂકી દઇશ તો પછી તે બંધનકર્તા થશે નહિં. જે તારા મુખમાંથી નીકળી ગયું છે તે તો તારે પાળવુ જ જોઇએ. તે પ્રમાણે તારે ઇશ્વરને છેટલું બલિદાન આપવાનુ ફરમાન છે; અને તારે તે ખુશી થઇને પાળવું. પ્રભુના સોગંદ પાળ્યે છૂટકો :

( ૨૩–૨૧–૩ )

* * *

અનાથોનું પોષણ: દરેક ત્રણ વર્ષને અંતરે તારે તે વર્ષના વધારાના બધા જ કરવેરા (tithe) ગણવા જોઈએ. અને તેનો સંગ્રહ કરવો જોઈએ. પછી ઉડાઉ લોકો, અજાણ્યા અને અનાથ બાળકો અને વિધવાઓ જેઓ તારા રાજ્યની હદમાં છે તેઓ ત્યાં આવશે અને તેમાંથી ખાઈને સંતોષ પામશે.

(૧૪, ૨૮–૨૯)

*　　*　　*

લડાઈને સ્થાને સુલેહ કર: જ્યારે કોઈ શહેર સામે લડવાનું પાસે આવે ત્યારે લડાઈને બદલે ત્યાં સુલેહ ફેલાવ. સુલેહનો જવાબ સુલેહથી જ આપવામાં આવે તો તે બધાય તારા ખંડિયા રાજા જેવા થઈ રહેશે. પણ જો તેઓ સુલેહ કરે નહિ તો તારે તે શહેરને ઘેરો નાંખવો; તારે બધા મરદોને મારી નાંખવા પણ સ્ત્રીઓને, બાળકોને તથા ઢોરોને મારવાં નહિ. શહેરની બીજી માલમત્તા તારે લૂંટી લેવી.

(૨૦–૧૦–૧૪)

## ૭

## પાછલા સમયના પયગમ્બરો

### (અ) જરમિયાહ

કરે તે જ ભોગવે :

પિતાએ ખાટી દ્રાક્ષ ખાધી—અને તેથી જ બાળકના દાંત અંબાઈ ગયા ( ખટાઈ ગયા ) એવું તે વખતે કહેવાતુ નહોતું. પોતાના કરેલા અન્યાયના ફળરૂપે દરેકે પોતે જ ભોગવવું જોઈએ. જે માણસ ખાટી દ્રાક્ષ ખાય તેના પોતાના જ દાંત ખાટા થઈ જાય છે.

( જરમિયાહ, ૩૧, ૨૯—૩૦ )

*        *        *

### (આ) ઇઝેકિલ

વ્યવહારનો સાચો માણસ :

પણ જો માણસ ન્યાયી હોય અને કાયદેસર કામ કરતો હોય, પર્વત ઉપર ખાતો ન હોય, પોતાના પડોશીની સ્ત્રી સાથે આડો સંબંધ રાખતો ન હોય, કોઈને નુકસાન કરતો ન હોય, દેવાદાર લોકોનું દેવું બરાબર ચૂકવે છે, જેના નાણાંથી ભૂખ્યાને પેટપૂરતું અનાજ

ખાવા મળે છે ને લુગડાં પહેરે છે, જે માણસ નાણાંની મોટી રકમ વ્યાજમાં રોકતો નથી, વધારો લેતો નથી, લક્ષ્મીવાન માણસો સાથે જેમણે ન્યાયનું પાલન કર્યું હશે–જેમણે પોતે ભૂખ્યા રહીને બીજાને આત્મદાન ( પ્રાણદાન ) આપ્યું છે, જેણે ભૂખ્યાને રોટલો આપ્યો છે, જેણે મારી આજ્ઞા પાળી છે તેઓ જ ખરા શૂરવીર છે. જેમણે સર્વ રીતે બીજા લોકો સાથે ચોકખો વ્યવહાર રાખ્યો છે તેઓ ખરા સુખી છે.

(ર) પાછલા સમયનો ઇસાઈ; જીવનની ઉત્પત્તિ

સર્વ-શક્તિમાન ઈશ્વર: તે સાંભળ્યું નથી ? તેં જાણ્યુ નથી ? એ સનાતન દેવ કોઈ દિવસ સૂતો નથી. એ કોઇ દિવસ મોહ પામતો નથી. તેની બુદ્ધિને કોઇ પહોંચી શકતું નથી.

પ્રવૃત્તિ કરો કરઃ તે નબળાંને શક્તિ આપે છે. જેને બળ નથી તેનું બળ તે વધારે છે. જુવાનો પણ થાકી જાય અથવા ઊંઠ જમીન પર પડી જાય: પણ જેઓ ઇશ્વરની ઉપાસના કરે છે તેમનું બળ દિનપ્રતિદિન વધતું જાય છે. તેઓ ગરુડ જેવી પાંખ વડે જાણે કે ઊંચે ઊંચે ઊડતા રહે છે. તેઓ દોડશે પણ થાકશે નહિં. તેઓ ગમે તેટલું ચાલશે પણ થાકશે નહિં.

ઇસાઈ ( ૪૦ ૨૮–૩૧ )

* * *

(ઇ) સેવક–ભક્ત

પ્રભુના પ્રિય સ્વજનો: હું જેને મદદ કરું છું એવા મારા ભક્તને જો. તે મારો મનપસંદ આત્મા છે–હું તેમાં જ રહું છું. મેં

તેનામાં જે અંશ મૂક્યો છે તે વડે તે જેન્ટાઇલ ( Gentiles ) લોકો પાસે મારી આજ્ઞાઓનું પાલન કરાવશે. તે કદી બૂમો પાડી રડશે નહિ. તેનો અવાજ શેરીઓમાં સંભળાશે નહિં. સડી ગયેલી સોટીને પણ તે ભાગશે નહિં. તે કદાપિ બીડી પીશે નહિં. તે સાચો ન્યાય કરશે. જગતમાં ન્યાય સ્થાપતાં તે થાકશે નહિં. ડરશે નહિ અને તેના ઉમદા કાનૂન માટે પૃથ્વી ઝંખના કરતી રહેશે.



## ૮

# ગીતો અને કહેવતો

સન્માર્ગનું પાલન.

(અ) જે દુષ્ટની સલાહ માનતો નથી, તે પ્રમાણે કામ કરતો નથી અને પાપનો રસ્તો દૂરથી જ તજે છે તે ખરો ધન્ય છે. તે પાપીને ધિક્કારતો નથી. ન્યાય આપે છે. ઈશ્વરી ન્યાયનું તે રાતદિવસ મનન કરે છે.

ભક્તનું સુખ:

નદી કિનારે જે ઝાડ રોપેલું હોય તે અમુક ઋતુ આવે ત્યારે આપોઆપ પાણી સિંચ્યા વિના, ફળ આપે છે—ને તેનું એક પાંદડું સરખુંય સૂકાતું નથી; જે ભક્ત છે તે એવો સુખી હોય છે. દુષ્ટોને આવું સુખ નથી હોતું.

દુષ્ટોની સ્થિતિ.

દુષ્ટ લોકો તો વંટોળિયામાં ઊડતા કચરા ને ફોતરાં જેવા હોય છે. તેઓ સત્યનાં ફરમાન પાળતા નથી. સંત પુરુષોની મંડળીમાં પાપીને માટે સ્થાન નથી. ઈશ્વર સત્યનો માર્ગ જાણે છે. પાપીનો વિનાશ થાય છે.

—ગીત–૧.

*   *   *

" પ્રભુ ! તારા દિવ્ય મંદિરમા કોણ પ્રવેશ કરી શકે ? તારી પવિત્ર ટેકરી ઉપર કોણ રહી શકે ? જે ન્યાયથી ચાલે, પવિત્ર આચરણ કરે ને અંતઃકરણમાં સાચે સાચું બોલે તે જ તારા મંદિરમાં આવી શકે. — પ્રભુ-ધામનો અધિકારી કોણ ?

તે કોઇની નિન્દા કરતો નથી. મિત્રનું ખરાબ બોલતો નથી. અને પડોશી સાથે લડાઇ કે લઢવાડ કરતો નથી. વંઠેલાને તે ધિક્કારે છે ને ઇશ્વરથી ડરનારને તે માન આપે છે. તે પોતાના હૃદયમાં અમુક પ્રતિજ્ઞા કરીને તે પ્રમાણે ચાલે છે. તે પૈસાનું વધારે વ્યાજ ઉપજાવવાનો લોભ કરતો નથી. નિર્દોષને પીડતો નથી. આવું આચરણ કરનાર માણસ જ અચળ ને અડગ રહે છે.

—ગીત-૧૫.

* * *

ડીન ઇન્જના મત પ્રમાણે તપાસતાં નીચેના ભજનમાં એક ' અંગ્રેજ સદ્‌ગૃહસ્થ ' નો આદર્શ રહેલો છે :

## (આ) પશ્ચાત્તાપનાં ભજનો

' પ્રભુ, તારી પ્રેમલ કરુણામય નજરથી મને માફી આપ. તારાં અનન્ત દયાળુ કામમાં, મારાં પાપોની માફી એક તારૂં દયાળુ કામ હોજો. હું મારાં પાપો કબૂલ કરું છું. મારાં પાપી ને અન્યાયી કામો ધોઇ નાંખ. તારી સામે મેં ઘણા પાપો કર્યાં છે. તને જે પાપથી ભરેલું લાગે છે તેવું મેં કર્યું છે. તેની તરફ તું નજર કરીશ નહિં-તારું મો મારાં પાપો સામે રાખીશ નહિં. પછી ન્યાય આપતી વખતે તેં એ જોયું જ — અપરાધ-ક્ષમાપન સ્તોત્રો :

નથી એમ કરજે–જેથી તું બરાબર ન્યાય આપી શકીશ અને પવિત્ર રહી શકીશ.

પવિત્ર હૃદયની માગણી: 'પ્રભુ, મને પવિત્ર હૃદય આપજે. મારો આત્મા પવિત્ર રહેજો. મને તારી પાસેથી દૂર કાઢી મૂકીશ નહિં. મારામાંથી તારો પવિત્ર અંશ ખેંચી લઈશ નહિં. મોક્ષનો આનન્દ મારી ઉપર વરસાવ. મને પવિત્ર ને સ્વતંત્ર બનાવ.

પ્રભુની ખાતર બધાં ગાન: 'પછી, ભૂલેલાને પણ માર્ગ દેખાડવા હું સમર્થ થઈશ, ને મારી જીભ તારાં જ ગાન ગાશે ને પાપીઓ તે સાંભળવા ન્યાયને રસ્તે ચાલશે. પ્રભુ! એવાં ભજન ગાવા મારા ઓઠ અને જીભ જાગૃત થાઓ–સચેતન થાઓ! હું તારાં જ કીર્તિગાન ગાઈશ. તું યજ્ઞથી તૃપ્ત થતો નથી. જો તું તૃપ્ત થતો હોત તો હું યજ્ઞ કરત: પણ તું આહુતિ અને બળિદાન ચાહતો નથી. તારા યજ્ઞ કરવા તે ભગ્ન આત્માઓનું કામ છે. પશુ પશ્ચાત્તાપથી રીબાતા, પીડાતા આત્માને તું ચાહે છે.

ભજન (૫૧–૧–૪; ૯–૧૭)

* * *

'પ્રભુ! મારાં કૃત્ય સામું ન જોશો'! "હે દેવ! ઊંડાણમાંથી હું તારી મદદ માટે પોકાર કરું છું. પ્રભુ, મારો સાદ સાંભળ. મારી યાચનાઓ સાંભળવા માટે તું તારા કાન તૈયાર રાખ. પ્રભુ! જો તું અન્યાયની ગણતરી કરીશ તો કોઈ પણ તારી મદદને પાત્ર લાગશે નહિં. પણ તારામાં ક્ષમાનો ગુણ છે, અને તેથી જ તારો ભય પણ લાગે છે. મારો આત્મા હજી

રાહ જુવે છે; ને તેનાં વચનમાં મને ભરોસો છે. મારો આત્મા ઇશ્વર માટે ઝંખના કરે છે. રાત્રે કામ કરનારા રક્ષકો, જેટલી આતુરતાથી સવારની રાહ જુવે છે તેટલી આતુરતાથી હું તારી મદદની રાહ જોઉં છું.

પ્રભુકૃપાની ઝંખના:

હિબ્રૂઓ, ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખો. આશા રાખો. ઇશ્વર પાસે જ દયા રહેલી છે. તેની પાસે જ મોક્ષ રહેલો છે. હિબ્રૂઓને, બધાં પાપમાંથી તે જરૂર બચાવશે.

—ભજન ૧૩૦

* * *

## (૬) મહર્ષિઓનાં સૂત્રો

અમર શું છે?

સદ્ગુણની યાદગીરી તે જ ખરું અમરપણું છે. દેવોમાં અને માનવીઓમાં તેનું મહત્ત્વ સમજાય છે. જ્યારે સદ્ગુણ (સદ્ગુણી માણસો) નજર સામે જ હોય છે ત્યારે માણસો તેનું અનુકરણ કરે છે; અને જ્યારે તે જતો રહે છે ત્યારે લોકો તેના સમાગમ માટે ઝંખના કરે છે. યુગ યુગના ઇતિહાસમાં ય સદ્ગુણનો વિજયી વાવટો સદાય ફરકતો રહે છે. જે પવિત્ર પુરુષાર્થ ગણાય છે તે મેળવવામાં સદ્ગુણ કદાપિ પાછો પડતો નથી.

સદ્ગુણનાં સ્મરણો:

ભલાં વહેલાં મૃત્યુ પામે છે:

સદ્ગુણી માણસ અકાળે મોત પામે તો પણ પરમ શાંતિ મેળવે છે. 'જે વધારે વખત ટકી રહે છે તે પૂજ્ય છે—' એમ માનવું હંમેશાં ખરું નથી. અમુક અમુક સદ્ગુણી માણસ ઇશ્વરની દૃષ્ટિમાં સારો લાગે;

અને માણસોમાં રહેવાથી પાપમાં ઊતરી પડે એવું લાગે ત્યારે પ્રભુ તેને પોતાની પાસે બોલાવી લે છે.

–("વિઝડમ ઓવ્ સોલોમન", ૪. ૨,૭–૧૧, ૧૩–૧૪)

**ગૌરવ અને જ્ઞાનયુક્ત ઘડપણ :** જુવાનીમાં તેં કાંઇ એકઠું કર્યું નથી તો પછી વૃદ્ધાવસ્થામાં તને ક્યાંથી મળે? વૃદ્ધ માણસો પોતે ન્યાયથી જ શોભે છે; વડીલો સલાહ આપી શકે તો જ શોભે છે; અને તે સલાહમાં માન અને ગૌરવ હોવાં જોઇએ. ઘણો અનુભવ એ જ વૃદ્ધાવસ્થાનો મુગટ છે; અને ઈશ્વરનો ડર એ તેનો વિજય છે.

**સ્ત્રીનું શીલ:** શરમિંદા ચહેરાથી સ્ત્રીના સૌન્દર્યમાં ઘણો વધારો થાય છે; અને તેમ જ જે આત્મા બ્રહ્મચર્ય પાળે છે તેની કિંમત મૂલવી ન શકાય તેટલી મોટી છે. જેવી રીતે સૂર્ય પૂર્વ દિશાને અજવાળે છે તેવી રીતે સારી ગૃહિણી (પત્ની) ઘરને શોભાવે છે. જે દીવો મંદિરમાં પવિત્ર મીણબત્તીઓ ઉપર પ્રગટે છે તે શોભે છે; વૃદ્ધાવસ્થામાં ચહેરો એ પવિત્ર દીવા જેવો જ શોભે છે.'

એક્લીઝિઆસ્ટીક્સ ૨૫; ૩–૬–૨૬; ૧૫–૧૭.

* * *

હે પુત્ર, મારાં વચનો સાંભળ–તારી નજર પાસેથી મારો ઉપદેશ દૂર કરીશ નહિં. તને હંમેશાં તારા હૃદયમાં જ રાખ. જેઓને તેમાંથી ચેતન સ્ફુરે છે તેને તે ખરેખર ચેતનરૂપ થાય છે. ને તેમના શરીરને પણ આરોગ્ય આપે છે. તારું હૃદય ખંતીલું કર–જીવનના ખરા માર્ગો તેમાંથી જ સૂઝે છે. વધારે પડતું

બોલવું બંધ કર; અને કોઇને દુઃખ થાય તેવું આડું કદાપિ બોલીશ નહિ.

તારાં આંતર ચક્ષુ, હંમેશાં તારી આત્મપરીક્ષા કરવામાં જ વાપરજે; અને તારાં બહારનાં નેત્ર હંમેશાં સીધી નજરે જોવામાં જ વાપરજે. તારો માર્ગ સરળ કરજે. તારી બધી રીતભાત અમુક સ્થાપિત માર્ગમાં જ રાખજે. જમણી બાજુએ કે ડાબી બાજુએ—ક્યાંય વળી જઇશ નહિં. પાપના રસ્તા તરફ પગ મૂકીશ નહિં. આત્મ-નિરીક્ષણ:

—પ્રોવર્બ્ઝ. ૪; ૨૦–૨૭.

* * *

### ( ઈ ) મૈત્રી અને ડહાપણની સલાહ

વફાદાર મિત્ર એક મજબૂત બચાવ કરવાનું સાધન છે. જેને વફાદાર મિત્ર હોય તેની પાસે એક ખજાનો છે એમ સમજવુ. વફાદાર મિત્રને ત્યજી દઇ તેના બદલામાં લેવા જેવું બીજું કાંઇ નથી. તેની કિંમત કોઇ મૂલવી શકતું નથી. સાચો મિત્ર જીવનભર એક ઔષધ છે. જેઓ ઇશ્વરથી ડરીને ચાલે છે તેમને જ સાચો મિત્ર મળે છે–ને તેઓ જ સાચા મિત્રની કદર કરી શકે છે. મિત્રની વફાદારીનું મૂલ્ય:

હે પુત્ર, જો તારી ઇચ્છા હશે તો તને ઉપદેશ મળશે જ; ને જો તું તારો આત્મા ઇશ્વરને શરણે સોંપીશ તો તું ડહાપણ મેળવીશ. જો તારે બોધ સાંભળવાની ઇચ્છા હશે તો તું બોધ મેળવીશ. તું 'તારાથી વધારે સારાનો સંગ રાખ. તેમને તું વળગી રહે. બધી દિવ્ય સલાહ સાંભળવા તત્પર રહે. સમજ શક્તિમાં સંતનો સંગ શ્રેયસ્કર છે:

હું ડહાપણ (પ્રજ્ઞા) છું. સૂક્ષ્મ બાબતોમાં મારો વાસ છે. હું જ્ઞાન અને વિવેક મેળવવા મહેનત કરું છું. ઈશ્વરથી ડરવું એટલે કે પાપને ધિક્કારવું. ગર્વ, ઉદ્દતાઈ અને દુષ્ટતાનો સહવાસ ન કરવો. બહુ બોલવું મને ગમતું નથી. હું સલાહ આપું છું. મને પાકું જ્ઞાન છે. મારામાં વિવેકશક્તિ છે, સત્તા છે. મારી મદદથી જ રાજાઓ રાજ્ય કરે છે અને ન્યાય આપે છે. રાજપુત્રો, ન્યાયાધીશો અને સર્વ ખરી સત્તાવાળા મને ચાહે છેઃ હું તેમને ચાહું છું. જેઓ મને ખંતથી શોધે છે તેમને મારો મેળાપ થઈ જાય છે. પ્રજ્ઞાનો વાસ :

મારામાં ધન અને માન બેઉ રહેલાં છે—સાચું ધન અને ન્યાય રહેલાં છે. મારું ફળ સોના કરતાં વધારે સારું છે; અને મોંઘામાં મળેલી આવક રૂપા કરતાં વધારે કિંમતી છે. હું સત્ય અને ન્યાયના રસ્તામાં ચાલું છું. તેથી જેઓ મને ચાહે છે તેમને મૂળ પદાર્થ (ન્યાય)નો વારસો મળશે અને પછી તેમના ખજાના ભરપૂર રહેશે. ડહાપણનાં ફળ :

—પ્રૉવર્બ્ઝ ૮; ૧–૨૧.

* * *

## (ઋ) જૉબ પોતાનું યૌવન સંભારે છે

ડહાપણ ક્યાંથી પ્રગટે છે? સમજશક્તિ ક્યાં કામ લાગે છે? બહારથી જ જોતાં બધાં પ્રાણીઓને તે દેખાય તેવાં નથી. વિનાશ અને મૃત્યુ કહે છે–" અમે કાનોકાન સાંભળ્યું છે. ઈશ્વર તેમને બરાબર ઓળખે છે. તે આકાશમાં કાંઈક વજનદાર વસ્તુ શોધે છે; અને પરિણામે વરસાદ વરસે છે. પછી તે વીજળીની ગર્જનાનો માર્ગ શોધી કહાડે છે. ત્યાં તે તેને જડે છે. ગુણની વિશેષતા :

ઊતરે તેવી બધી સલાહ તારે સ્વીકારવી જોઇએ. ઊંચી સમજ-શકિતવાળો માણસ કોઇ મળે તો તેનો સમાગમ કરજે ને તેને ઘેર જઇ જ્ઞાન મેળવજે. ઇશ્વરના ફરમાન ઉપર તું વિચાર કરજે–ઊંડું મનન કરજે. તે હૃદયમાં રહેશે અને તને ડહાપણ મળશે જ.

—એક્લીઝિએસ્ટીકસ ૬. ૧૪–૧૭; ૩૨–૩૭.

* * *

## (ज) ડહાપણ–સાંસારિક અને દિવ્ય

'પ્રજ્ઞા પાર-મિતા 'નું સ્વરૂપ: ડહાપણ અને સમજશક્તિ બોલી ઊઠતાં નથી? જ્યાં રસ્તાઓ એકત્ર થાય છે તેવા ચૉકમાં ડહાપણની દેવી ઊભી રહે છે, ને શહેરમાં પ્રવેશ કરવાના દરવાજા પાસે આવીને તે દેવી મોટે અવાજે બૂમ પાડે છે.

હે માણસો! હું તમને સાદ પાડી બોલાવું છું. સાદા માણસો! તમે ઝીણવટ સમજો; અને મૂર્ખાઓ! તમે પણ અંતઃકરણથી સારી સમજશક્તિ મેળવો. હું કહું છું તે તમે સાંભળો. હું મારા મુખથી સત્ય જ કહીશ. દુષ્ટતાને હું ધિક્કારું છું. મારા શબ્દોમાં કાંઈ વિપરીત કપટ નથી. જેઓ સમજે છે અને જ્ઞાન મેળવવા યત્ન કરે છે તેમને સ્પષ્ટ સમજાય તેવું હું કહું છું. સોના રૂપાનો લોભ ન રાખો. મારો ઉપદેશ સાંભળવામાં મન રાખ. ડહાપણની કિંમત રત્ન અને માણેક કરતાં વધારે છે. ગમે તેવી બીજી મોટી વસ્તુઓ મળે *તો પણ ડહાપણની તુલનામાં તે ઊતરતી જ ગણાય છે.*

હું ડહાપણ (પ્રજ્ઞા) છું. સૂક્ષ્મ બાબતોમાં મારો વાસ છે. હું જ્ઞાન અને વિવેક મેળવવા મહેનત કરું છું. ઈશ્વરથી ડરવું એટલે કે પાપને ધિક્કારવું. ગર્વ, ઉદ્ધતાઈ અને દુષ્ટતાનો સહવાસ ન કરવો. બહુ બોલવું મને ગમતું નથી. હું સલાહ આપું છું. મને પાકું જ્ઞાન છે. મારામાં વિવેકશક્તિ છે, સત્તા છે. મારી મદદથી જ રાજાઓ રાજ્ય કરે છે અને ન્યાય આપે છે. રાજપુત્રો, ન્યાયાધીશો અને સર્વ ખરી સત્તાવાળા મને ચાહે છેઃ હું તેમને ચાહું છું. જેઓ મને ખંતથી શોધે છે તેમને મારો મેળાપ થઈ જાય છે. પ્રજ્ઞાનો વાસ :

મારામાં ધન અને માન બેઉ રહેલાં છે—સાચું ધન અને ન્યાય રહેલાં છે. મારું ફળ સોના કરતાં વધારે સારું છે; અને મારાથી મળેની આવક રૂપા કરતાં વધારે કિંમતી છે. હું સત્ય અને ન્યાયના રસ્તામાં ચાલું છું. તેથી જેઓ મને ચાહે છે તેમને મૂળ પદાર્થ (ન્યાય)નો વારસો મળશે અને પછી તેમના ખજાના ભરપૂર રહેશે. ડહાપણનાં ફળ :

—પ્રૉવર્બ્ઝ ૮; ૧–૨૧.

* * *

## (ऊ) જૉબ પોતાનું યૌવન સંભારે છે

ડહાપણ ક્યાંથી પ્રગટે છે ? સમજશક્તિ ક્યાં કામ લાગે છે ? બહારથી જ જોતાં બધાં પ્રાણીઓને તે દેખાય તેવાં નથી. વિનાશ અને મૃત્યુ કહે છે—" અમે કાનોકાન સાંભળ્યું છે. ઇશ્વર તેમને બરાબર ઓળખે છે. તે આકાશમાં કાંઈક વજનદાર વસ્તુ શોધે છે; અને પરિણામે વરસાદ વરસે છે. પછી તે વીજળીની ગર્જનાનો માર્ગ શોધી કહાડે છે. ત્યાં તે તેને જડે છે. ગુણની વિશેષતા :

માનવનું નિર્દોષ ન્હાનપણ: પછી તે સહુને કહે છે: 'જુઓ ઇશ્વરનો ડર રાખવો તે ડહાપણ છે. પાપના માર્ગેથી દૂર રહેવું એ જ સમજ-શક્તિ છે. જૂના સમયમાં જ્યારે ઇશ્વર મ્હારી રક્ષા કરતો હતો ત્યારે હું જેવો હતો તેવો હોઉં તો કેવું સારૂં ? તેનો પ્રકાશ મારી નજર સામે દેખાતો હતો ને તેથી અંધારામાં પણ હું સહીસલામત ચાલી શકતો હતો.

સેવાની આશિષ: તે વખતે મારાં બાળકો મારી આસપાસ હતાં; ને ઇશ્વર મારી પ્રાર્થના કાનોકાન સાંભળતો હતો, ને મને આશિષ આપતો હતો. જે ગરીબ લોકો રડતા હતા તેમને હું દુ:ખમાંથી છૂટા કરતો હતો, અનાથોને મદદ કરતો; એવા કોઇ ગરીબ લોકો મરી જતા ત્યારે પણ મને આશિષ આપીને મરતા હતા. વિધવાઓને હું આનન્દ પમાડતો હતો જેથી તેમનું દિલ આશાનાં ગીતો ગાતું હતું.

ન્યાયનું કવચ: હું ન્યાયરૂપી કવચ પહેરતો હતો; ને તેથી મારું રક્ષણ થતું હતું. મારો ન્યાય એ જ મારો ઝભ્ભો ને મારો રાજમુગટ હતો. હું આંધળાને માર્ગ દેખાડતો ને અપંગને દોરી લઈ જતો. હું ગરીબ લોકોને પિતા સમાન હતો. હું અન્યાયને ઉઘાડો પાડતો ને તેનો સામનો કરતો; તેના મુખમાં પડેલા શિકારને બચાવી લેતો હતો.

(જૉબ. ૧૮, ૨૦–૮; ૨૯, ૨–૫; ૧૧–૧૩)

## ૯

# પાછલા યુગનો નિરાશાવાદ અને શ્રદ્ધા

મિથ્યાવાદ.

સઘળું જ મિથ્યા છે. અને વધારે અભ્યાસ કરવો તે શરીરને સૂકવી નાંખવા જેવુ છે.

*          *          *

ઈશ્વરનો ડર રાખો:

ટૂંકમાં કહું છું–"ઈશ્વરથી ડરો. તેના કાયદાઓ પાળો. ઈશ્વર દરેક કામનો ન્યાય કરશે, સારૂં કે ખરાબ જે ગુપ્ત હશે તે ઉઘાડું પડશે જ. એ ઈશ્વરી ન્યાય છે."

( એક્લીઝીઆસ્ટીક ૧૨; ૯૧૪ )

# પ્રકરણ ૧૧

## ખ્રિસ્તીઓનું નીતિશાસ્ત્ર.

" પ્રેમ એટલે અમુક કાયદાનું પાલન."

—સેન્ટપૉલ

" જો પ્રેમની સાથે શૌર્યની મિલાવટ કરવામાં આવે તો કોઇ તેની સામે થઇ શકે નહિં."

—અકબર

**ખ્રિસ્તી-ધર્મનું પ્રબળ :** ઇસુની સ્વાભાવિક શક્તિ ભવ્ય અને સર્જનાત્મક હતી. ઇઝરાયલના ધર્મદ્વારા ખ્રિસ્તી ધર્મ બળવાન થયો એ વાત ખરી છે; પણ, તે ઉપરાંત ( Graeco-Roman ) ગ્રીકો અને રોમનોની વિશાળ દુનિયા—એ પણ ખ્રિસ્તી ધર્મનું ક્ષેત્ર હતું.

**ગ્રીકોનો ફાળો :** દૂર દૂરના દેશોમાં એલેક્ઝાંડરે ( સિકંદરે ) પોતાની બુદ્ધિથી ગ્રીકોનાં અને યાહુદીઓનાં સંસ્થાનો સ્થાપ્યાં હતાં; અને, આખરે મેસિડોનિયાથી હિંદ સુધી ઠેર ઠેર ગ્રીકોનો વસવાટ થયેલો જોવામાં આવતો હતો. ગ્રીક ભાષા મુખ્યત્વે ઘણે ઠેકાણે

વપરાતી હતી; અને ખ્રિસ્તીઓના તથા હિંદના ધર્મના ઊંચા સિદ્ધાન્તો સાથે ગ્રીક લોકો પોતાના ધર્મ અને તત્ત્વજ્ઞાન સરખાવતા હતા.

**સાહસિક ગ્રીકો:**

ગ્રીક લોકો સંપૂર્ણ રીતે એથેન્સની જ સંસ્કૃતિથી માત્ર પોતાના દેશમાં રહીને પોતાનું માન સાચવી શકતા હતા; અને, જ્યારે તેઓ દેશાવરમાં ટોળે ટોળાં મળીને જતા ત્યારે તેઓ ઉત્તર આફ્રિકાથી હિંદ સુધી પોતાનો વસવાટ જમાવી દેતા; હજી સુધી તેઓ ત્યાં કેટલાક ભાગમાં રહે છે. અહીં તેઓ વેપારી બુદ્ધિથી આવ્યા હતા.

**જેરુસલેમ તીર્થ તરીકે:**

ફિલો ( Philo ) કહેતો કે "જેરુસલેમ માત્ર એક પ્રજાની રાજધાની નથી; પણ તે આખા જગતની રાજધાની છે." "મારું ઘર બધા લોકો માટે પ્રાર્થનાગૃહ થઇ રહેશે"–એવી ઈસુની ઇચ્છા પાર પડી; કેમકે, દરેક વર્ષે કરોડો લોકો જેરુસલેમમાં–ઈસુના મંદિરમાં–આવે છે. દૂર દૂર આવેલાં હિબ્રૂઓનાં સંસ્થાનોદ્વારા એથેન્સના ગ્રીક તત્ત્વજ્ઞાનમાં જે કંઇ નિરાશાવાદ હતો તે ધીમે ધીમે ઘટવા લાગ્યો. તેમના સિદ્ધાંતોમાં ઉપરનો ચળકાટ ખૂબ આકર્ષક થવા લાગ્યો. તેના ભીતરમાં જૂના વહેમો, જંગલી ભયંકર ભીતિ, અણઘડ જેવા જુસ્સાઓ જૂની માન્યતાઓમાંથી પ્રગટતા વિચારો અને રૂઢિઓ–વગેરે હતું.

**એથેન્સને હિબ્રૂઓની ધર્મ-ભેટ:**

તેથી એથેન્સની મૂળ સંસ્કૃતિ બગડવા લાગી. આવે સમયે હિબ્રૂઓના ધર્મમંડળે તેમને ઇશ્વર વિષે ઊંચો ખ્યાલ આપ્યો; અને સામાજિક દૃષ્ટિથી ઊંચી નીતિ તેમની સમક્ષ મૂકી. તે સમયે ઉજ્જ્વળ ભાવીની આશા હિબ્રૂઓએ સૌની મનમાં પ્રકટાવી. ગ્રીક લોકોના 'રાજા' વિષે બંધાયેલા વિચારો અને

બધા ધર્મમાંથી અમુક સારું સારું એકઠું કરવાનું વલણ (Eclectism) હિબ્રૂઓને પસંદ નહોતું.

હિબ્રૂઓની પરમત-અ-સહિષ્ણુતા: હિબ્રૂને બીજા ધર્મ ઉપર કોઇ વાર સખત ધિક્કાર પ્રગટતો હતો; તેમનામાં એક વ્યાપારી તરીકે ઊંચા વિચાર અને કાર્યશક્તિ હતાં; પણ અન્ય ધર્મો તરફ ઘણો તિરસ્કાર અને અસહિષ્ણુતા રાખવાથી, હિબ્રૂ પોતાના ધર્મનો પ્રચાર કરવા જેટલો લોકપ્રિય થઇ શક્યો નહિ. તોપણ સેન્ટપૉલના સંદેશાઓમાં જે હિબ્રૂમત (Judaism) જોવામાં આવે છે તે ખ્રિસ્તીધર્મના એક પ્રવેશમાર્ગ તરીકે ઉપયોગી થઇ ગયો હતો. ખ્રિસ્તીઓનો વિરોધ કરનારો જંગલી ધર્મમત (Paganism) હિબ્રૂઓને ગમતો ન હોતો; તોપણ શહેરમાં રહેલા કોઇ બુદ્ધિવાન હિબ્રૂ લોકો તેમના મતને ગ્રીકોના મતનો સ્વાંગ પહેરાવતા હતા; અને કેટલુંક ગ્રીક તત્ત્વજ્ઞાન તથા પ્રારબ્ધવાદ અને ઉદાસીનમત (Stoicism) પણ પોતાના ધર્મ સાથે મેળવતા હતા.

સર્વેશ્વરવાદની હિબ્રૂઓમાં અસર: ગ્રીકોના સર્વેશ્વરવાદ (Pantheism)ની ભારી અસર હિબ્રૂઓના એકેશ્વરવાદ ઉપર થયેલી છે; આખા વિશ્વના એક પૂજ્ય દેવ બધા ધાર્મિક આત્માઓને પ્રેરે છે; અને તેથી તેઓ બધા ધાર્મિક લોકો એક સમાજ જેવા છે–એવો મત હિબ્રૂઓ ધીમે ધીમે સ્વીકારવા લાગ્યા. જૂના હિબ્રૂમતમાં "આગ પ્રભુ યાહ્વા કહે છે" એમ ભાર દઇને કહેવાતું.

પૂર્વ પશ્ચિમનાં ધર્મ-વહેણનો સંયોગ: પછીના સમયમાં ગ્રીકોની અસરથી "બધાં માણસોને ચાહો અને ઇશ્વરની આજ્ઞા માનો"–એમ કહેવામાં આવ્યું. પહેલામાં યાહ્વા તરફ માન સૂચિત છે; અને બીજામાં, નિષ્પક્ષપાતી હરકોઇ દેવ–એવી ભાવના છે. ત્રીજી બાબત ચમત્કાર

વાદ ( Mystery Cult ) વિષે છે. મિથ્રસે ( Mithras ) પ્રવર્તાવેલા એ માર્ગમાં નીતિનું સ્પષ્ટ દર્શન થઇ શકે છે; માટે તે પૂર્વ અને પશ્ચિમના સિદ્ધાન્તોને જોડવા જરૂરી હતું તેવું બળ પૂરું પાડે છે. અને પૂર્વ પશ્ચિમના સંયુક્ત માર્ગમાં જ મહાન ઇસુએ પોતાનું જીવન વીતાડયું છે.

હિબ્રૂઓમાં તેમનો પયગમ્બર મત રહેલો છે. તે ઉપરાંત પ્લેટોના સિદ્ધાન્તો, નસીબવાદ અથવા ઉદાસીનવાદ છે. ઇસુમાં પહેલો મત મુખ્યત્વે જોવામાં આવે છે. તેમ છતાં પ્લેટોના મતને તથા નસીબવાદને જેઓ માન આપે છે તેઓ બધા એક મને ઇસુને માન આપે છે. ઇસુનો મત સમજાવવાને તેના અનુયાયી લોકો, પોતાને પસંદ પડે તેવે માર્ગે દલીલો કરીને, ઇસુનું મહત્ત્વ સમજાવવા પ્રયત્નો કરે છે. પયગમ્બર મત :

હિબ્રૂઓ તેને મિસિઆ ( Messiah ) કહે છે. ગ્રીકો તેને વિચાર અને વાણીનું સંયુક્ત સ્વરૂપ ( Logos ) કહે છે. તેના કરતાં ઇસુને ' માણસ જાતનો પુત્ર ' ( Son of man ) એટલે સર્વ ઊંચા મનુષ્યત્વના ગુણવાળો સમજિયે તો વધારે સારું છે. 'મિસિઆ' અને 'લોગોસ' એવાં સ્વરૂપોમાં જૂનાં મંદિર-મતવાળા ધાર્મિક લોકોને બહુ શ્રદ્ધા હતી. પણ ઇસુને પોતાને જ પૂછવામાં આવે કે ઉપર કહેલા બે મતમાંથી કયો મત તારા ખરા સ્વરૂપનું વર્ણન કરે છે ?–તો તે બેમાંથી એકેને પસંદ કરે નહિં. ઇસુ-'પુરુષોત્તમ' છે :

ઇસુના પોતાના આત્મા વિષે વિચારો અને ચાર ધર્મ-પુસ્તકો ( Four Gospels ) માં વર્ણવેલું એનું સ્વરૂપ–એ બેઉ કાંઈ જુદાં જ છે. ખ્રિસ્તીઓ પોતાના અનુભવ ઉપરથી ઇસુ ગોસ્પેલ (ધર્મગ્રંથ)-માં વર્ણ-

વેલા ઇસુ ખ્રિસ્ત : વિષે કેવો જે મત રાખે છે એ બધુ એ ગ્રન્થોમા આવે છે. પણ ઇસુનું ખરું સ્વરૂપ સમજવા આપણે તેને માત્ર એક માણસ ( Son of Man ) માનવો જોઇએ. હાલના સમયમાં તો આવો મત મહુ સ્હેલાઇથી સ્વીકારી શકાય તેવો છે.

ઈસુના સિદ્ધાંતાનુ સર્વમાન્યપણુ : ઈસુ ખ્રિસ્તે કહેલા નીતિસિદ્ધાન્તો મર્વને ગ્રાહ્ય થાય તેવા છે. તેથી તેની સર્વદેશીયતા સિદ્ધ થાય છે. કોઇવાર ' Son of Man ' તો અર્થ ' મુખ્ય નમૂનેદાર માણસ ' એમ પણ થઇ શકે છે. બધા ખ્રિસ્તીઓ તેને આદર્શ તરીકે સ્વીકારે છે એટલું જ નહિં, પણ માનવજાત જ્યાં વસવાટ કરતી હશે ત્યાં ઇસુ આદર્શ તરીકે ગણાશે. કોઇવાર ( Son of Man ) ' માણસ ' શબ્દ ' મિસિઆ ' નામના પયગમ્બરને લગાડવામાં આવે છે.

' ગીતા ' સાથે સામ્ય : પર્વત પર આપેલા ધર્મોપદેશો ( Sermons on the mount ) ઘણે અંશે સર્વમાન્ય સિદ્ધાન્તો જેવા છે; અને " ગીતા સાથે તે ખાસ સરસાઇ કરે તેવા છે "–એમ મહાત્મા ગાંધી પોતાનો મત દર્શાવે છે.

' આમાં નવી સમાજ રચવાનો પાયો છે, ' એમ કાગ્વા ( Kagawa ) પોતાનો મત આપે છે. કાગ્વા જાપાનનો, હિંદના ગાંધી જેવો અને ખ્રિસ્તીઓના સેન્ટ ફ્રાન્સિસ જેવો, એક મહાન સુધારક છે.

' પર્વત પરનો ધર્મોપદેશ': ચીનાઓનો પુનરુદ્ધાર કરનાર નેતા હુશી ( Hushi ) કહે છે કે " હું પર્વતપર કહેલા ધર્મોપદેશો તરફ ખૂબ ધ્યાન આપું છુ; કેમકે તેમાં ચીનાઓ માટે જરૂરી એવો ઊંચો નિવૃત્તિ માર્ગ મળી શકે છે. " હુશી માનવતાનો હિમાયતી છે.

તે ગહનવાદમાં શ્રદ્ધા રાખતો નથી અને ધર્મોપદેશમાં રહેલું નીતિજ્ઞાન શ્રદ્ધાના પાયા ઉપર રચાયલું નથી તોપણ સારૂં છે —એમ એ માનતો હતો.

'પ્રભુની પ્રાર્થના':

ઇશ્વર સાથે કોઇ ઊંચી જાતની બુદ્ધિથી પ્રેરાયલી "પ્રભુની પ્રાર્થના" (Lord's Prayers) બધી સુધરેલી માનવજાતે પસંદ કરી છે. તેમાં આવતાં વાક્યો અર્થની ગંભીરતા સૂચવે છે, તેમાં આદર્શો રહેલા છે. તે જ 'પ્રાર્થના' સારીય માનવજાત હંમેશાં પોતાની ઇશ્વરોપાસનામાં બોલે છે એમ હું કહેતો નથી; પણ તેમાં આવતો અર્થ સરખો જ હોય છે. તેમજ 'પર્વત પરના સિદ્ધાન્તો' પ્રમાણે, બધા માણસો ચાલતા નથી, તોપણ તેની સત્યતા અને જરૂરિયાત મહુ કબૂલ રાખે છે.

સાચા 'ખ્રિસ્તી'

કેટલાક લોકો પોતે ખ્રિસ્તી તરીકે પોતાને ઓળખાવતા નથી, તોપણ તેમના ભક્તિભાવથી તેઓ, 'ખ્રિસ્તી' નામ ધારણ કરનારા હજારો લોકો—જેઓ આચરણમાં નાસ્તિક જેવા લાગ્યા છે—તેમના કરતાં વધારે સારા છે, કેમકે ખ્રિસ્તીઓ હોવા છતાં કેટલાક પોતાના વંશની મોટાઇ તથા તેનું અભિમાન ભૂલી શકતા નથી. ધર્મ આચરવામાં અને પ્રાર્થનામંદિરમાં બધા એક સરખા છે—એ સિદ્ધાન્ત કેટલાક ખ્રિસ્તીઓ ભૂલી જાય છે.

'બાઇબલનું નીતિતત્ત્વ:

બાઇબલનું સામાજિક નીતિતત્ત્વ આવું છે; તેમાં સુવર્ણ મંત્રો (Golden Rule) માં દરેક વ્યક્તિના આચાર વિષે કહેલું છે. ઉડાઉ પુત્ર (Prodigal Son) માં ખ્રિસ્તિઓની ધાર્મિક બાબતો આવે છે.

ખ્રિસ્તી સમાજનાં મુખ્ય લક્ષણો:

પણ આપણું (ખ્રિસ્તીઓનું) હંમેશનું વ્યવસ્થિત જીવન પ્રેમ અને સ્વતંત્રતાના નિયમથી ઉકલતું ચાલે છે. સદ્દભાવ, માયાળુપણું, પ્રામાણિકપણું ન્યાય અને, થોડીક સ્વતંત્રતા એ સાધારણ રીતે ખ્રિસ્તી સમાજનાં મુખ્ય લક્ષણો છે.

**ખ્રિસ્તી સન્તોનો જીવન-સુવાસ:** મહાપુરુષો થોડા જ છે; પણ જે છે તેમના જીવનનો પરિમલ ઊંચો અને ખાસ જુદી જ ભાત પાડે તેવો છે. તેનું વર્ણન કે પૃથક્કરણ કરવું અઘરું છે, પણ તેની સત્યતાનું ભાન જલદીથી થાય છે. ઇસુના જીવનથી રંગાયલા બીજા મહાપુરુષો અસંખ્ય થયા છે; અને તેમના ચારિત્ર્યની જોડ બીજે ક્યાંઇ મળી શકે તેવી નથી. બધાય યોગી પુરુષો એક અવાજે ખ્રિસ્તી સંતોની મહત્તા કબૂલ કરે છે.

**કહેવાતું 'ખ્રિસ્તી જગત':** ખ્રિસ્તીધર્મ તથા ધર્મ પાળનારા ખ્રિસ્તીઓ પ્રશંસનીય છે. પણ ખ્રિસ્તીધર્મનો માત્ર દેખાવ કરીને રહેનારું મંડળ જે (Christendom) નામે ઓળખાય છે તે મંડળ ધિક્કારવા લાયક થઇ ગયું છે. તેમાંના મોટા ભાગના લોકો 'જૂના કરાર' (Old Testament)ને અનુસરે છે. કુલ અને જાતની સગ જે હિબ્રૂઓમાં જોવામાં આવે છે તે 'ક્રિસ્ટેન્ડેમ'માં પણ હોય છે. તેઓ કાયદાને માન આપે છે: પયગમ્બરના ચારિત્ર્યને નહિ.

પોતાના વર્તનની સખત ટીકા અને પરીક્ષા કરીએ તો સારું" –એમ પાસ્કલ ( Pascal ) કહેતો હતો. "જે પોતાની નિર્બળતાઓ અને બીજાના ગુણો જુવે છે તે ઇશ્વરનો પ્રેમપાત્ર થાય છે:" એમ કોન્ફ્યુસિઅસ કહેતો હતો.

ગરીબ લોકો માટે કડક ન્યાય અને શ્રીમંતો માટે હળવો ન્યાય–આવાં બે જાતનાં ધોરણો જે પશ્ચિમના સમાજમાં ચાલે છે તે, ખરેખર, "પર્વત ઉપર કહેલા ધર્મોપદેશ" માં કહેલાં નથી. ગોરા માણસો માટે એક અમુક ધોરણ અને કાળા માણસો માટે બીજું; સ્ત્રીઓ માટે અમુક અને પુરુષો માટે બીજું જ ધોરણ–આ પશ્ચિમની નીતિરીતિ "પર્વત ઉપર કહેલા ધર્મોપદેશ"માં નથી–તેથી તે ધર્મોપદેશથી ઉલટી છે. પક્ષપાત-વાળો ન્યાય ધર્મસંમત નથી:

ખ્રિસ્તીઓના આદર્શ ધર્મોનો સમુચ્ચય "ધર્મોપદેશ" માં કરેલો છે; પરંતુ વ્યવહારમાં, ત્યાંનો સમાજ એ પ્રમાણે વર્તે છે એમ માનવાની જરૂર નથી. આચાર અને વિચારમાં ભિન્નતા:

ઘણું કરીને ઈસુનાં પ્રસંગોપાત્ત બોલાયેલાં કેટલાંક આદર્શ વચનોનો સંગ્રહ તેમાં કરેલો છે; તેથી અમુક ભાવના બંધાય છે; અને વ્યાવહારિક કાયદો એ પ્રમાણે બાંધી શકાય નહિ–તે એક દિવ્ય સૃષ્ટિનું બંધારણ હોય તેમ સમજાવે છે; પણ અમુક સત્તા નીચે કામ કરનારાં માનવબાળકો માટે તે યોગ્ય શકાય નહિ; કેમકે ઇસાઇ ( Issiah ) નામના હિબ્રૂ પયગમ્બરનો મત મૂકયો છે. ઈસુનાં પ્રાસંગિક વચનો:

ઇસાઇનો ઉપદેશ 'આદર્શ ન્યાય' ( Righteousness ) ઉપર રચાયલો છે. પાપીઓ, તમે પાપનો પશ્ચાતાપ કરો; કેમકે ઇશ્વરી સામ્રાજ્ય ખરા પશ્ચાતાપથી જ મેળવી શકાય ઈસાઈનો ઉપદેશ:

છે, તેથી નવી જ દૃષ્ટિથી પરમેશ્વરને ઓળખી શકાય છે અને કોની કિંમત કરવી તથા કોની ન કરવી તે ધોરણ સમજાય છે.

પ્રભુનું રાજ્ય : 'ઇશ્વરનું રાજ્ય એટલે માનવીના હૃદય ઉપર પરમેશ્વરનું પ્રભુત્વ. આ ઊંડા તત્ત્વમાંથી ઇસુનું સત્ય સ્ફુરે છે: "પ્રભુનું સામ્રાજ્ય તમારા હૃદયમાં જ છે." (The Kingdom of God is within you") બાઇબલમાં રહેલું નીતિતત્ત્વ સમાજ અને વ્યક્તિ-બેઉને લાગૂ પાડી શકાય તેવું તત્ત્વ-આમાંથી સ્ફુરે છે.

હિન્દૂ અને ખ્રિસ્તી મતોનો સમન્વય : હિન્દૂઓના આદર્શનું આ રીતે ફરીથી એકીકરણ (Synthesis) થવા લાગ્યું. હાલના એક પ્રસિદ્ધ સહૃદયી અને ખ્રિસ્તી ધર્મનું તલસ્પર્શી જ્ઞાન ધરાવનારા હિન્દૂ વિદ્વાન લખે છે કે ખ્રિસ્તીધર્મમાં વેગ અને ઉત્સાહ છે, ઊર્મિઓથી ભરેલો આદર્શ અને વીરત્વ છે; પ્રગતિની તમન્ના છે. પ્રેમ અને માયાળુતાનો હિન્દૂ લોકોનો આદર્શ છે તે કરતાં ખ્રિસ્તીઓનો આદર્શ વધારે પ્રગતિકારક અને આવેશવાળો છે. કહેવતો (Proverbs) માં અધ્યાય ૨૫, ૧ માં આવતું સૂત્ર મેથ્યુ (Matthew) માં અધ્યાય ૪૪ માં ૫ મા સૂત્ર જેવું છે –એવો હક્ક રાખી, તકરાર કરવાની કાંઈ જરૂર નથી.

**ખ્રિસ્તી ધર્મનું મૂલ્યાંકન :** આ રીતે આપણે ઇસુને 'યુગસ્રષ્ટા' કહી શકીએ. આ બાબત ઉપર હાલમાં ડીન ઇંજ ( Dean Inge ) કેટલીક મહત્ત્વની ચર્ચા કરે છે –નીત્સે ( Nietzsehe ) એ સૂચવેલો સર્વ પ્રકારની કિંમત આંકવાનો ઊંચો સિદ્ધાન્ત "બાઇબલ"નું મૂલ્ય આંકવામાં વપરાયો છે. નવા કરાર ( New Testament ) માં માનવ સમાજને, જેટલે અંશે ઇશ્વરથી છૂટો રહી વિકસે છે તેટલે અંશે, તેને 'સંસાર' એવું નામ આપવામાં આવ્યું છે. નીતિનાં ઊંચાં ધોરણો પસંદ કરવામાં ખ્રિસ્તીધર્મ, બુદ્ધે અને સોક્રેટિસે કહેલાં સૂત્રોથી, જરા પણ ઊતરતો નથી.

**ખ્રિસ્તનું તત્ત્વજ્ઞાન અને ભક્તિ :** ખ્રિસ્તિ ધર્મની નીતિમાં બુદ્ધિ અને લાગણીઓ કરતાં ઇચ્છાશક્તિ ( WillPower ) ને વધારે મહત્ત્વ આપેલું છે; અને પછી આખી નીતિભાવનાને એક દૈવી તત્ત્વ સાથે સાંકળી દેવામાં–જોડી દેવામાં આવે છે. શુભ કામ કરવા કરતાં સ્પષ્ટ રીતે એ ઉદ્દેશપૂર્વક કામ કરવાની નેમ ( Motive ) રાખવામાં આવે છે. ઇશ્વર તરફ અને માણસ તરફ સાચો પ્રેમ તથા તેમાંથી કુદરતી રીતે ઊતરી આવતી ભક્તિ અને વફાદારી ખ્રિસ્તીધર્મમાં જોવામાં આવે છે.

**નમ્રતાનું શિક્ષણ :** 'આપણી પાસે એવું કંઇ જ નથી જે આપણને ઇશ્વરે આપ્યું ન હોય "–એ ભાવનાથી 'નમ્રતા' humility શિખવવામાં આવે છે. બીજાનો ન્યાય કરતી વખતે માયાળુતા અને તેને મદદ કરવાની ઇચ્છા, ઇશ્વર સર્વત્ર હાજર છે એવી પ્રતીતિ હોવાથી, મનમાં નિરન્તર આનન્દ અને શાંતિ પમાય છે.

**ઇશ્વરની દૃષ્ટિએ જગતનું દર્શન :** તે ઉપરાંત ખ્રિસ્તી ધર્મ અલૌકિક જગતમાં નવી દુનિયા જુવે છે. જગતની દૃષ્ટિથી ઇશ્વર કેવો છે એ જોવા કરતાં, ઇશ્વરની દૃષ્ટિથી જગત કેવું ભાસે છે તે તરફ લક્ષ રાખવામાં

આવે છે. જ્યારે ઇશ્વર કૃપા કરીને આપણને મોક્ષ આપશે ત્યારે આપણે એ નવી દુનિયાંમાં જઇ શકીશું.

**આત્માએ જ આત્માનો ઉદ્ધાર કરવો :** દરેક મનુષ્ય–આત્મા પોતે વિકાસક્રમની અમુક કોટિએ પહોંચેલો હોય છે–અને તેની પાછળ તેનો અમુક ઇતિહાસ હોય છે જ. તે બધું જોતાં તેના આત્માને પ્રગતિ આપે તે જ તેને ઉપયોગી થાય છે, ને તે સિવાય બીજી બધી બાહ્ય સામગ્રી નકામી છે. તેથી એમ કહેવાય છે :–"માણસ આખી દુનિયાનું રાજ્ય મેળવે તો પણ જો તે પોતાના જ આત્માને ખોઇ બેસે તો તે દુનિયાનું રાજ્ય પણ તેને માટે નિરર્થક છે."

**વ્યક્તિની મુક્તિનો ઇતિહાસ :** દરેક વ્યકિતનો ઇતિહાસ એક નાટક જેવો છે. આખાય જગતની મુક્તિ જે ક્રમે સંભવિત લાગે છે ને મહત્ત્વની છે–તે જ ક્રમે અને તેટલા મહત્ત્વની દરેક વ્યકિતની મુકિત માનવી જોઇએ. માનવજાતની વિકાસકથા એટલે પ્રત્યેક માનવીના મોક્ષનો માર્ગ. ઇસુએ પોતાના જીવનમાં દરેક અંશે એનો સમાવેશ કર્યો છે.

**આધ્યાત્મિક વિકાસ અને આન્તર જગત :** એટલે ખ્રિસ્તીના ધાર્મિક અનુભવોમાં આધ્યાત્મિક વિકાસ ગૂંથાયલો છે. તેથી આવો ધાર્મિક અનુભવ અને તત્ત્વજ્ઞાન હંમેશ માટે જોડાયેલાં જ રહે છે. ખ્રિસ્તી ધર્મમાં કહેલું 'આંતર જગત' ( Inner World ) એટલે "કોઇ બીજી જગ્યાએ આવેલી દુનિયાં" એવો અર્થ નથી; પણ એક આત્માનો બીજા આત્મા સાથે વધારે સાચો અને ગાઢ સંબંધ અને તેથી અનુભવાતો જીવનનો ઊંડો પ્રેમ. એ જ 'આંતર જગત' જાણવું.

**અનન્તાનો ખ્યાલ :** સમય એ અનન્તતાની ( Eternity ) સાચી મૂર્તિ છે. આધ્યાત્મિક વૃત્તિવાળા માણસો તે અનન્તતામાં જીવે છે. બીજા

કોઇ ધર્મમાં કે તત્ત્વજ્ઞાનમાં આધ્યાત્મિક બાબતોનો આવો ઊંડો, ઉદાર ( Radical ) તથા વિજયશાળી મત જોવામાં આવશે નહિ. માત્ર "નવા કરાર" માં જ એ મત આવે છે. તે તત્ત્વ બધા ધર્મો કરતાં નિરાળું અને સ્પષ્ટ દેખાય તેવું છે.

ખ્રિસ્તી ધર્મના વિશિષ્ટ શબ્દો :

ખ્રિસ્તી ધર્મમાં વપરાતા કેટલાક નવા શબ્દોની અહીં નોંધ લેવી જોઇએ. શ્રદ્ધા ( Faith ), આશા ( Hope ), પ્રેમ ( Love ), આનન્દ ( Joy ), શાંતિ ( Peace ), નમ્રતા ( Humility ), સત્તા ( Power ), જીવન ( Life ), "નવા કરાર" ની મદદ વડે જ આપણે એ શબ્દો તથા તેમની પાછળ રહેલી ભાવના સમજી શકીએ છીએ; તેનું મનન કરવાથી જ આપણે બાઇબલનું ખરું રહસ્ય સમજી શકીશું.



આપ્યો. કાયદાને કડક વ્યવહારમાંથી ઉપાડી સ્હેજ ભાવના અને ઉદાર મત તરફ ફેરવી સુધાર્યો; ને તેનું આધ્યાત્મિક સ્વરૂપ સમજાવ્યું. પ્રેમ, ન્યાય અને પવિત્રતા એ ત્રણે સિદ્ધાન્તોની મદદથી કાયદાની સૂચના તથા તેને લાગૂ પાડવાની રીત, તેની પછી આવતા અનુયાયી શિષ્યોએ સ્વીકારી લીધી.

વિચાર વચ્ચે અવિરોધ:

'નવા કરાર' માં રહેલા નીતિના સિદ્ધાન્તો ખ્રિસ્તીઓના જૂના પુરાણા વારસારૂપ પહેલાંના પ્રાર્થના મંદિરમાં ( Early Church ) મંજૂર થયેલા હતા તે જ હતા. તેને સવિસ્તર લાગૂ પાડવા માટે બંધન નહોતાં. તેમાં મોટા ભવ્ય સનાતન સિદ્ધાન્તો આવેલા છે, ને તે દેશકાળના બદલાતા સ્થિતિ-સંજોગોને તાબે થઇ બદલાતા નથી. તેથી વધારે માનાર્હ છે. 'કાયદા' ના 'શબ્દ' કરતાં, તેમાં જે 'આંતર સૂચન' ( Spirit ) હોય તે જ સાચવી રાખવું એ આપણી ફરજ છે.

સિદ્ધાંતોનું દેશકાલાનુસાર પ્રતિપાદન:

સેન્ટ પૉલે ( St Paul ) પ્રસિદ્ધ કરેલા બાઇબલનાં સારરૂપ પુસ્તકો ( Synoptic Gospels ) માં ઇસુનો પ્રેમ, નમ્રતા, ઉદારતા, સ્વાર્થત્યાગ વગેરે આવે છે; તેમ 'નવા કરાર'માં બાઇબલનાં નીતિતત્ત્વો વિષે સુંદર ચર્ચા આવે છે; અને તે જૂના પ્રાર્થનામંદિરના સ્વીકૃત સિદ્ધાન્તોનો ખ્યાલ સારો આપે છે. હિબ્રૂઓના આદર્શો સાથે તે નિકટનો સંબંધ ધરાવે છે, છતાં તેમાં ઇસુની ઊંચી સર્જકતાનાં ઘણાં સૂચનો છે. મોક્ષ મેળવવા ઇચ્છતો માણસ હિબ્રૂ છે. સંતની પેઠે ઇશ્વર સમક્ષ નમ્રતાથી ઊભો રહે છે, અને ઇશ્વરની ઇચ્છાને તાબે થાય છે.

બાઇબલનાં નીતિ-તત્ત્વોનું સૂચન:

ઇસુએ આ બધુ માન્ય રાખી તે ઉપરાંત ક્ષમાનો ઊંચો સિદ્ધાન્ત શિખવ્યો કે—" એક ગાલ ઉપર દુશ્મન તમાચો મારે

ક્ષમાનો ઉપદેશ:

# ૨

**જૂનાં શાસ્ત્રોની નવી સમજ :** ઇસુ પોતે હિબ્રૂઓના દેવને પૂજતો એ વાત સત્ય છે. તેને તેઓ 'પિતા' કહેતા અને તેની સત્તા નીચે રહેવા તેઓ રાત દિવસ ઝંખના કરતા હતા. પણ જે શાસ્ત્રોને હિબ્રૂઓએ નિઃસત્ત્વ કરી નાખ્યાં હતાં અને નકામાં ગણી કાઢ્યાં હતાં, તેમાં ઇસુએ ઝીણી નજરથી અભ્યાસ કરવાનું શરૂ કર્યું.

**આત્મ-શ્રદ્ધાનું ભાન :** ઇશ્વરનો યોગ્ય ખ્યાલ બાંધવાનું તથા પોતાના જીવનને શક્તિશાળી બનાવવાનું ઇસુએ માનવીઓને શિખવ્યું. જ્યારે ઇશ્વર પ્રેમસ્વરૂપ છે એવી એક વખત પ્રતીતિ થાય ત્યારે જીવનનું મૂલ્યાંકન જુદી દૃષ્ટિથી થવું જોઇએ.

**સાચા પયગમ્બરનો ખોવાયેલો આદર્શ :** જ્યારે ઇસુ, પયગમ્બરનું અનુકરણ કરતો ત્યારે તે સમયના ધાર્મિક કહેવાતા હિબ્રૂગુરુઓએ પયગમ્બરોનો અભ્યાસ છોડી દીધો હતો ને તેઓ વ્યાવહારિક કાયદાને અક્ષરશઃ ખરો માની તે પાળતા હતા. પણ તેમાં, પયગમ્બરના આદર્શ ભૂલી જવાતા હતા તે તેઓ સમજતા નહોતા.

**આચાર અને** ઇસુએ કાયદા ( Laws ) અને પયગમ્બરોના મત ( Prophets ) એ બેનો સમન્વય કરી તેને નવો અર્થ પલટો

આપ્યો. કાયદાને કડક વ્યવહારમાંથી ઉપાડી સ્હેજ ભાવના અને ઉદાર મત તરફ ફેરવી સુધાર્યો; ને તેનું આધ્યાત્મિક સ્વરૂપ સમજાવ્યું. પ્રેમ, ન્યાય અને પવિત્રતા એ ત્રણે સિદ્ધાન્તોની મદદથી કાયદાની સૂચના તથા તેને લાગૂ પાડવાની રીત, તેની પછી આવતા અનુયાયી શિષ્યોએ સ્વીકારી લીધી.

વિચાર વચ્ચે અવિરોધ:

'નવા કરાર' માં રહેલા નીતિના સિદ્ધાન્તો ખ્રિસ્તીઓના જૂના પુરાણા વારસારૂપ પહેલાંના પ્રાર્થના મંદિરમાં ( Early Church ) મંજૂર થયેલા હતા તે જ હતા. તેને સવિસ્તર લાગૂ પાડવા માટે બંધન નહોતાં. તેમાં મોટા ભવ્ય સનાતન સિદ્ધાન્તો આવેલા છે, ને તે દેશકાળના બદલાતા સ્થિતિ-સંજોગોને તાબે થઇ બદલાતા નથી. તેથી વધારે માનાર્હ છે. 'કાયદા' ના 'શબ્દ' કરતાં, તેમાં જે 'આંતર સૂચન' ( Spirit ) હોય તે જ સાચવી રાખવું એ આપણી ફરજ છે.

સિદ્ધાંતોનું દેશકાલાનુસાર પ્રતિપાદન:

સેન્ટ પૉલે ( St Paul ) પ્રસિદ્ધ કરેલા બાઇબલનાં સારરૂપ પુસ્તકો ( Synoptic Gospels ) માં ઇસુનો પ્રેમ, નમ્રતા, ઉદારતા, સ્વાર્થત્યાગ વગેરે આવે છે; તેમ 'નવા કરાર'માં બાઇબલનાં નીતિતત્ત્વો વિષે સુંદર ચર્ચા આવે છે; અને તે જૂના પ્રાર્થનામંદિરના સ્વીકૃત સિદ્ધાન્તોનો ખ્યાલ સારો આપે છે. હિબ્રૂઓના આદર્શો સાથે તે નિકટનો સંબંધ ધરાવે છે, છતાં તેમાં ઇસુની ઊંચી સર્જકતાનાં ઘણાં સૂચનો છે. મોક્ષ મેળવવા ઇચ્છતો માણસ હિબ્રૂ છે. સંતની પેઠે ઇશ્વર સમક્ષ નમ્રતાથી ઊભો રહે છે, અને ઇશ્વરની ઇચ્છાને તાબે થાય છે.

બાઇબલનાં નીતિતત્ત્વોનું સૂચન:

ઇસુએ આ બધું માન્ય રાખી તે ઉપરાંત ક્ષમાનો ઊંચો સિદ્ધાન્ત શિખવ્યો કે–" એક ગાલ ઉપર દુશ્મન તમાચો મારે

ક્ષમાનો ઉપદેશ:

તો બીજો ગાલ તેની સામે ધરવો." ને એ રીતે ક્ષમાની પરાકાષ્ઠા દેખાડવી.

**शठं प्रत्यपि सत्यंनो સિદ્ધાંત:** દુષ્ટતાને ( Wickedness ) તાબે કરવા તેના બદલામાં ઘણી જ સાધુતા (Goodness) વાપરવી: "પાપને પવિત્રતાથી જીતવું ".—એ સિદ્ધાન્ત ઇસુનો છે. પ્રેમ–ગુણમાં જરાય કચાશ રાખવી નહિં. કારણ કે પ્રેમ ઇશ્વરનો ગુણ છે, ને તે ગુણનું પ્રતિબિમ્બ ઝીલનારે ઈશ્વર જેવા સંપૂર્ણ થવું જોઇએ.

**કથા દ્વારા ઉપદેશ:** જ્યારે ઇસુ પોતે " દૃષ્ટાન્તો " ( Parables ) સમજાવતો ત્યારે તે પાડોશીઓ ( Neighbours ) તરફ પ્રેમ રાખવા શિખવતો. તેમાં નમ્ર સેમેરિતન ( Samaritan ) દોકો અને લાગણી વગરના યાહુદી ( Jews ) એ બેઉનાં વર્તનનો સામસામો વિરોધ ઘણું ધ્યાન ખેંચે તેવો છે.

**ઉપદેશનું સર્વ-સામાન્ય-પણું:** યાહુદી લોકો ઇસુનો ઉપદેશ સાંભળનાર જનાર લોકોને પીડતા હતા; પણ " ઇસુના ઉપદેશમાં યાહુદી કે ગ્રીક એવા ભેદ રાખવામાં આવ્યા જ નથી. યાહુદી, ગ્રીક, ગુલામો, સ્વતંત્ર માણસો, પુરુષો, સ્ત્રીઓ એ સહુ એક જ ઇશ્વરનાં બાળક છે કેમકે તે સહુ ઇસુમાં ભરોસો રાખે છે–" એ સેન્ટ પૉલનું વચન ખરૂં છે.

તેથી ઇસુએ કહેલુ કે ધાર્મિક સિદ્ધાન્ત અને વ્યાવહારિક કાયદા કોઇવાર વિરુદ્ધ થઇ જાય છે. સારૂ કામ કરનારને ઇનામ આપવુ, અને ગુન્હો કરનારને સજા કરવી એ સિદ્ધાન્ત અમુક ભાવનાની દષ્ટિથી ખરો છે, ને તે ઉપરાંત કોઇને વિસારી પાડવો, બાતલ કરવો ( Detachment, Exclusion ) એ પણ ઇસુની દષ્ટિમા મહાન પાપ ગણાય છે એક પક્ષ તરફ મહેરબાની દેખાડવી, અને ઉડાઉપણે ધન ખર્ચવુ એ દુર્ગુણોને ઇસુએ ' પાપ ' કહેલાં છે. ધર્મ અને વ્યવહાર વચ્ચે વિરોધ

ન્યાય અને પવિત્રતા માટે તીવ્ર વાસના હોય તે જ મોટો ગુણ છે, અને તે ગુણનો બદલો તે ગુણના સંપૂર્ણ પરિપાલનમાં જ રહેલો છે આ દિવ્ય ઇનામ, સંસારીઓની કામવાસના અને ક્ષુદ્ર માગણીઓથી ઘણું નોખું પડે તેવું છે. ન્યાય અને પવિત્રતા માટે આગ્રહ

સેન્ટ પૅાલ કહેતો કે પ્રેમ એટલે એક મહાન કાયદાનું પાલન. ઇશ્વર તરફ પ્રેમ એ પ્રથમ કાયદો છે, અને બીજો કાયદો માણસ તરફ પ્રેમ રાખવા વિષે છે.

સામાજિક જીવનમાં કોઇ માણસ જીવન્મુક્ત હોય એમ કહેવું કઠણ છે. ધાર્મિક સમાજમાં આવો માણસ એક ઉમદા દૃષ્ટાન્ત થાય છે. સમાજ એવો ધાર્મિક થાય ત્યાસુધી તે રાહ જોતો નથી જે નવો સમાજ રચવાનો છે તેની બનાવટમાં તે પોતે અગત્યનો ફાળો આપે છે. તેમના દોષો મીઠાશથી સુધારે છે, તિરસ્કાર દેખાડતો નથી તે તીખો હોય છે, પણ ચીઢાયેલો રહેતો નથી. શાંતિ રાખી, ક્ષમા આપવા તૈયાર રહે છે. 'ધર્મોપદેશ' ( Sermons ) માં કહેલુ નીતિતત્ત્વ, વ્યક્તિને અને સમાજને અનુકૂળ થાય તેવુ છે. ઇશ્વરનાં જીવન્મુક્તના લક્ષણ

બાળક ( ઇસુ ) માટે તે નીતિનિયમો છે; ને તે જ ઇશ્વરી સામ્રાજ્યના બધા શહેરીઓને લાગૂ પડે છે.

'ઇશ્વરના બાળક'નું નિખાલસ વર્તન : વળી "ધર્મોપદેશ"માં ધર્મ અને નીતિ બેઉનો સમાવેશ કરવામાં આવ્યો છે. પ્રેમથી પીગળેલા સમાજમાં ઇશ્વરની ભક્તિ થઇ શકે છે. જે લોકો મદદ માટે આતુર હોય તેમને મદદ કરવા તે હંમેશાં તૈયાર રહેતો હતો; અને બીજાને મદદ કરી આનન્દ માનનારો, કોઇનુ લઇને નહિં પણ આપીને ખુશી થનારો હતો. પોતે દાન આપી કોઇને કહેતો નહિં, ગર્વ કરતો નહિં. ખરા ખ્રિસ્તી થવા માટે હંમેશાં શાંત રહેવું જોઇએ અને જ્યારે કોઈ, એક ગાલ ઉપર તમાચો મારે ત્યારે બીજો ગાલ તેની પાસે ધરવો જોઇએ. આ વાતમાં કોઇએ અતિશયોક્તિની શંકા કરવી નહિં. ઇસુ, એ રીતે જીવનભર આચરણ કરતો હતો. તેના મૃત્યુમા પણ તેનો નૈતિક વિજય હતો.

સંત સ્ટીવનનું કાર્ય : તે જોઇને સ્ટીવન (Stephen) પોતાનો ધર્મ તજી ઇસુનો શિષ્ય થયો. આ સંત પુરુષની ઉદારતાથી પ્રેરાઇને ખ્રિસ્તી ધર્મમાં ઘણા લોકોને ઉત્તેજન મળ્યું હતું. ટાર્સસનો સૉલ (Saul) પહેલા સ્ટોઇકસ અને પ્લેટોના સિદ્ધાન્તો અનુસરતો હતો. ઇસુમાં તે સહુ આદર્શ તેને મૂર્તિમાન થતા દેખાયા હતા. સૉલે આર્મિનીઅન અને ગ્રીક ભાષામાં પીલેટ (Pilate) ના શિલાલેખો વાંચ્યા હશે. "આ યાહુદીઓનો રાજા છે." માણસોમા રાજા જેવો તેમનાં મન તથા હૃદય જીતી લેનારો આ ઇસુ, ખરેખર એક આદર્શ નમૂનો હતો.

## ૩

'ઇશ્વરના પુત્ર' તરીકે માણસે કેવી રીતે જીવન વીતાડવું એ બાબત ખ્રિસ્તી ધર્મમાં સારી પેઠે શિખવેલી છે. પછી પ્રાર્થના મંદિર (Church) તેમને માટે આદર્શ બન્યું; ને તેથી ઘણા માણસો તે તરફ ખેંચાયા. ઉદારતા એક જાતનું લોહચુમ્બક છે. અકબર કહેતો, "રાજામાં મુખ્ય ગુણ ક્ષમા હોવો જોઇએ, ને તેની સાથે પરાક્રમ હોય તો કોઈ તેને હરાવી શકતું નથી." 'ઇશ્વરના પુત્ર'–મનુષ્યના આચરણ.

'ઇવેન્જેલિસ્ટ' (Evengelist) પંથના લોકો માને છે કે ઇસુએ થોડો સમય સચ્ચાઇથી અને એકનિષ્ઠાથી ઉપદેશ આપ્યો હતો; તથા મૈત્રીની ઉદાર ભાવનાથી તેણે માણસોનાં દિલ જીત્યા હતા. પછી તે જેરુસલેમ (Jerusalem) જવા ઉપડયો હતો. ત્યાં દુઃખ સહન કરતા પ્રેમી હૃદયની પ્રેમવ્યથા સહન કરીને, તથા ઇશ્વરની ઇચ્છાને અધીન રહીને, તેણે ઇશ્વરી જીવન ત્યાં વીતાડયું હતું. આ રીતે જીવન વીતાડીને તેણે દૃષ્ટાન્તથી શિખવ્યું કે ઇશ્વિર કદાપિ પાપમાં સામેલ થતો નથી. આથી મુક્તિના નવા અને ચેતનવંતા આદર્શો વિકાસ પામ્યા. ઇસુના ભક્ત-જીવનનો નિર્મળ આદર્શ.

કર્તવ્યોનુ અનન્ય પાલન એ ભક્તાની કસોટી : ડીન ઇન્જ ( Dean Inge ) લખે છે, " નીતિ સંબંધી વિકાસ નક્કી કરવાનો આધાર, કેટલીક ફરજોને મહત્ત્વ અપાય છે તેની ઉપર, રહે છે; ને—તેને ફરજો બરાબર અદા કરવામાં જે સાચું શૌર્ય દેખાડવામાં આવે છે, તે ઉપર જ નૈતિક વિકાસનાં મૂલ્ય આંકી શકાય છે. પોતાના જીવનના અનેક પ્રસંગોમાં ઇસુ પોતે પોતાની ફરજો અદા કરવામાં એક નમૂનો, અને સોથી ઊંચો નમૂનો હતો.

ઇસુને થયેલાં ભવ્ય દર્શન : તેણે પાપ અને મૃત્યુ ઉપર સંપૂર્ણ વિજય મેળવ્યો હતો. ઈસુને ઇશ્વરે પોતાના સનાતન સામ્રાજ્ય, ( Kingdom ) આશા અને પ્રેમનાં ચેતનવંતાં દર્શનો આપ્યાં હતાં. ઇશ્વરી સામ્રાજ્ય, આશા અને પ્રેમ ઉપર પ્રાર્થના મંદિર ( Church ) ના બધા આદર્શો અવલમ્બે છે. ઊંચી આદર્શ સૃષ્ટિને લોકો નહીં માનતા હતા.

ઇસુના ભક્તોનુ વર્ણન : આવા અજેય વીરપુરુષ ઈસુની ભક્તિમાં અને તેદ્વારા બીજા સાથે રહેલાં આવાં ગહન જોડાણથી તે સમયના લોકો એક નવું અને પ્રગતિશીલ જીવન વીતાડતા હતા. એવા જીવનમાં તેઓ પોતાના પૂજ્ય ગુરુ ( Master ) નો સંદેશો પૂરો કરતા હોય એમ તેઓ માનતા હતા. તેના જીવનપર્યન્ત મૈત્રીના આદર્શો સંભાળીને, તેઓ બધા પોતાને ભૂતકાળ સાથે અને ઈસુના જીવન સાથે સંકલિત થયેલા માનતા હતા કર-વેરા એકઠા કરનારો અમલદાર, બીજા સાધારણ માણસોના તિરસ્કારને પાત્ર થતો; પણ ખ્રિસ્તીઓ તેને મિત્ર ગણી માન-સહિત બોલાવતા હતા, ને કોઇ વાર ખાણું ( Dinner ) પણ આપતા હતા.

"ખ્રિસ્તીઓ પોતાની આવી રીતભાતથી માનપાત્ર થયા, રીતભાતની
અને તેથી બીજા ધર્મના લોકો આ ખ્રિસ્તીધર્મમાં આવી જોડાયા. અસર:
ઝેકેલ ( Zucehalus ) જેણે પોતાનો અર્ધોઅર્ધ નફો ગરીબ
લોકોને આપ્યો તે વધારે પૂજ્ય અને પ્રામાણિક ગણાવા
લાગ્યો હતો.

ફારિસી ( Pharisee ) અને કરવેરા ઉઘરાવનાર અમલ- લ્યુકનો
દારનો જે દૃષ્ટાન્ત બાઇબલમાં આવે છે તે વિશે લ્યુક (Luke) મત
આવી સમજુતી આપે છે. લ્યુકનો મત એવો હતો કે વિધર્મી-
ઓને–જંગલી નાસ્તિકોને–પણ બાઇબલ અભ્યાસ કરવા માટે
આપવું. તેમાં નમ્રતા રહેલી છે, ને "પર્વત ઉપર આપેલા
ઉપદેશ"માં નમ્રતાનો પાઠ શિખવેલો છે, તેનું આ રીતે પાલન
કરવું જોઇએ.

આવી રીતે સેમેરિટન ( Samaritans ) લોકોએ બીજા મોક્ષ-
દૃષ્ટાન્તો ( Parable ) વિશે સાંભળ્યું; પછી તેમને લાગ્યુ કે પ્રાપ્તિનાં
બધા સારા અને ભલા દયાળુ માણસોને મોક્ષ મળે છે, "આખરી સાધન:
ફેંસલો" ( Last Judgment ) ની વાતમાં આ વિષે ખૂબ દયા,
ભાર દઇને કહેવાયલું છે, માણસ દયા ને માયાળુતાના ગુણોથી અનુકમ્પા
મોક્ષ મેળવી શકે છે.

ઇસુ પોતે આ રીતે જ મોક્ષનો સિદ્ધાન્ત સમજાવે છે. ઇસુ ઇસુની
પોતે વેશ્યાને ધિક્કારતો નથી, પણ તેની સાથે આડો સંબંધ અનુકમ્પા
કરતો નથી, પણ સ્વાભાવિક પવિત્ર માનવીની દયાની નજરવડે દૃષ્ટિ
તે વેશ્યા તરફ જુવે છે.

બાળકો તેને ખૂબ ચાહે છે, કારણ કે તેઓ નિર્દોષ
તેને સમજે છે અને તે તેમના અંતઃકરણની નિર્દોષતાની બાળકો
પ્રતિમા જેવો છે ઇસુ કહે છે કે નાનાં બાળકો સ્વર્ગીય નિર્દોષ- પ્રત્યે
આદર.

તાથી ભરેલાં છે, વિદ્યાના ઢોંગથી અલગ હોય છે, ને હંમેશા સાચી મિત્રતા ટકાવી શકે છે.

**ઇસુનું નિર્દોષ બાલહૃદય:** ઈસુમાં એક નિર્દોષ બાળક જેવી મોહકતા છે તે ખરેખર પહેલાનાં "પ્રાર્થના મંદિર" ને શોભાવે તેવી છે. ઈશ્વર આપણી પાસે જ છે એવી ભાવના રાખવાથી, ઇસુ જેવી મનોવૃત્તિ થાય છે—આવી મનોવૃત્તિને વશ વર્તીને રહેવામાં આનન્દ અને શાંતિનો અનુભવ થાય છે.

**'ઇસુ' અને 'ક્રાઇસ્ટ': નામભેદ સાથે ગુણભેદ:** જેને પહેલાના સમયમાં ઈસુ (Jesus) કહેવામાં આવે છે, તેને જહોનના અનુયાયીઓ ક્રાઇસ્ટ (Christ) કહે છે. ઈસુએ આનન્દ અને પ્રેમ વિષે સૂચનાઓ કરી છે. ક્રાઇસ્ટે બહુ ભારપૂર્વક એ બે ગુણો સમજાવ્યા છે. ઇસુ પોતે સાક્ષાત ઇશ્વરનો અવતાર હતો; ને ક્રાઇસ્ટ" (Christ)—એ શબ્દ અને વિચારમાં તેનું નામરૂપાત્મક સ્વરૂપ કહી શકાય.

**ઇશ્વરી સ્વરૂપની 'પિતારૂપે' સમજ:** ઈસુએ ઇશ્વરી સ્વરૂપને નવી રીતે સમજમાં આણ્યું, અને લોકો કહેવા લાગ્યા, "આ ઇશ્વરી પુત્ર (Son) ઉપરથી જ તેનો પિતા (Father) કેવો વિરલ અને ભવ્ય હોવો જોઇએ. તે આપણે સમજીએ છીએ."

**ગુણોનો સમુદાય એજ પિતાનાં સંતાનોમાં દેખાય છે:** અમુક ગુણોનો સમુદાય તેની સામેના વિરુદ્ધ લક્ષણો સાથે બરાબર એકરૂપ થઇ સુમેળ સાધી શકે છે—એ આપણે ઇસુમાં જોઇ શકીએ છીએ; દાખલા તરીકે, શ્રદ્ધા અને નમ્રતા; ડહાપણ (Sanity) અને રંગદર્શી કલ્પના (Romanticism) જગતની બધી વ્યાવહારિક વસ્તુઓમાં; અને ચારિત્ર્યના અવલોકનમા સચોટતા ખોળવાની ટેવ અને પવિત્રતા; મતાન્તર સહન કરવાની ટેવ અને સત્ય તરફ ખૂબ ભક્તિભાવ; સહૃદયતા અને, વખતે આવે ત્યારે, ખૂબ પરાક્રમ દેખાડવાની શક્તિ; પ્રેમ

અને ન્યાયઃ તીવ્રતા અને હાસ્ય વિનોદ [ humour ]. સ્ત્રીઓ અને પુરૂષો, પૂર્વના રહેવાસીઓ અને પશ્ચિમના રહેવાસીઓ, યાહુદી અને ગ્રીક—સહુ આ ઇશ્વરના પુત્ર એક થઇ રહે છે—અને તેમને એકતાનો અનુભવ થતાં તેઓ સામાજિક બંધનો ભૂલી જાય છે.

ડહાપણ અને સુમેળ હોવાથી ઈસુમાં ઇશ્વરી દર્શન અને તેની વિરુદ્ધ દેખાતી બાબતોની સખત નિન્દા—એ બેઉ સાથે રહી શકે નહિં, જે પ્રાર્થના મંદિરને લોકો ત્રાસ આપતા તે મંદિરના શિષ્યો નિરાશામાં અને આવેશમાં ઇસુના ગુણોનું અવલોકન કરતા; ત્યારે પણ તેમને પ્રગતિસાધક ગુણો ઈસુમાંથી જડી આવતા હતા. ઇસુના ગુણો : વિરોધીઓ પણ વખાણતા :

ખરેખર, ઇસુ એક નમ્ર સ્વપ્નદૃષ્ટા જ નહોતો, પણ તે ઉપરાંત એક મહાબુદ્ધિવાન, આગ્રહી, ધારેલું કામ પાર પાડે તેવો અને લોકોના હૃદય પર સત્તા ચલાવે તેવો સંત હતો. ઇશ્વરી પ્રેમ તે સમજ્યો હતો તેથી તેણે વેર લેવાની શક્તિ છેક જ છોડી દીધી હતી. ઈસુની અવૈર દૃષ્ટિ :

## ૪

**ઈસુ એક લોકોત્તર વ્યક્તિ:**

ઇતિહાસમાં પ્રસિદ્ધ પામેલા ઈસુને આપણે પાછા લાવી શકતા નથી. ઈસુ મરણાધીન છે એમ માની શકાતું નથી; અને તેનો પુનરાવતાર [ Resurrection ] શરીર દ્વારા થઈ શકે એ માન્યતા ખરી નથી. આપણી પોતાની સ્થિતિમાં ઇસુનું શિક્ષણ કેટલું ગ્રાહ્ય થઇ શકે તે આપણે વિચારવું જોઇએ ઈસુએ વ્યક્તિનું મહત્ત્વ સ્વીકાર્યું છે અને પરોપકારનાં બીજ વાવ્યાં છે. ન્યાય અને દયા શિખવ્યાં છે, આત્માની અમરતા શિખવી છે. આવું કિંમતી શિક્ષણ દરેક યુગના, દરેક દેશના માનવ સમાજને જરૂર ઉપયોગી થાય તેવું છે.

**ઇસુના શિક્ષણનું પ્રજાઓ પર ઋણ:**

હિંદુઓની નમ્રતા, ચીનાઓની ધીરજ અને તર્કશક્તિ, જાપાનીઓની શિસ્તપાલનવૃત્તિ અને વફાદારી—એ બધા ગુણોમાં ઈસુનું શિક્ષણ કાંઇક અંશે રહેલુ છે. એશિયાના લોકો ગાંધીને સુંદર સિંહને અને કાગ્વાને સ્વીકારે છે; ને એ રીતે ઈસુના શિક્ષણ ઉપર હજી વધારે પ્રકાશ પડશે.

**ઇસુનો ધર્મ 'પ્રેમ-ધર્મ':**

ઇસુ પોતે જ પાછો પોતાના શિક્ષણદ્વારા સજીવન થશે એમ માની શકાય તેવુ છે. તેના શિક્ષણનું એવુ ઐતિહાસિક મહત્ત્વ છે. ઇસુનો ધર્મ એ " પ્રેમધર્મ " છે અને ચમત્કારિક રીતે અસર કરે તેવો છે. વિદેશી ધર્મવાળા પ્રેમધર્મમા પીગળી આ જગતમાં ઘણાં પગલાંઓ કરી શકે છે અને આ ધર્મમા મળી

જઈ ધર્મ માટે પ્રાણ આપવા તૈયાર થાય તેના શહીદ ( Martyr ) થઇ શકે છે.

**સંતનો આદર્શ:** સંતનો આદર્શ ઈસુ જેવો અને બોધિસત્ત્વ જેવો રહે છે. તે મહાત્મા જેવો રહે છે; તે શિષ્ય થાય છે અને બીજા ઉપર શાસન કરી શકે તેવો સમર્થ થાય છે. તેવા સંતને આપણે સોક્રેટિસ, મોઝિસ અને હિબ્રૂઓના યાહવા સાથે સરખાવી શકીએ.

**સેવાભાવનું જીવનમત:** ઈસીયા ( Isaiah ) નામના સંત પુરુષે જે "સેવકવૃત્તિ" ( Servant poems ) નાં કાવ્યો લખ્યાં હતાં તેનો ઇસુએ અભ્યાસ કર્યો હતો. રાજા થવું તેને પસંદ ન હોતું. પોતાની પાપી પ્રજાના પાપને ધોવા માટે તે પોને એક પ્રજાજન તરીકે જ રહેતો હતો. ઇસાઇ કે "ઈઝરાઇલ" ( હિબ્રૂ ) પોતે એક સુખ ભોગવતો, પોતાની કોમનો સેવક હતો, જ્યારે ઇસુ ( Jesus ) કહેતો કે હું અને મારો દરેક શિષ્ય આખી માનવ-જાત માટે દુઃખ ભોગવીએ છીએ.

**અચલ પ્રેમધર્મમાં શ્રદ્ધા:** કદાપિ ચળે નહિં અને હંમેશાં સહાય કરે તેવા પ્રેમ-તત્ત્વમાં ઇસુને અડગ શ્રદ્ધા હતી. "પહેલાંના દેવળ ( Early church )ની માન્યતા પ્રમાણે ઇસુ પોતે તેના પિતા (ઇશ્વર)ના પ્રતિબિમ્બરૂપ હતો. ( Fourth Gospel ) ચોથા ધર્મગ્રન્થમાં તેણે કહ્યું છે કે, "જેણે મને જોયા છે તેણે ઇશ્વરને, મારા પિતાને જોયા છે એમ સમજવું."

**ખ્રિસ્તી ધર્મનો સારાંશ પ્રેમધર્મ.** ધર્મ લેખો ( The Epistles )માં "આપણા પૂજ્ય મહાન ઇસુ" એવાં વચનો ઘણીવાર આવે છે, તેની માયાળુતા તથા પ્રેમ વિષે ઘણી પ્રશંસા આવે છે. સેન્ટ પૉલ તથા જહૉન ઇફિસસ જેવા મહાન ગુરુઓએ ખ્રિસ્તી ધર્મનો

સારાંશ પ્રેમધર્મમાં આવે છે એમ ટૂંકમાં લખ્યું છે. ખરું જોતાં સેન્ટ પૉલે લખેલું મોટું સ્તવન' આખા ય જીવનની હકીકતો રજૂ કરે છે; ને સેન્ટ જહૉને નહાનાં બાળકોને એક બીજા તરફ પ્રેમ રાખવાનો જે સિદ્ધાન્ત શિખવ્યો છે તે પુનઃ સંસ્કાર પામેલી (New Evengel) ભાવનામાં મહાન ખ્રિસ્તીઓએ મંજૂર રાખેલો છે.

મનુષ્ય-જાત માટે આત્મભોગ આપનાર ઇસુ : સેન્ટ પૉલે ખ્રિસ્તીઓના પ્રેમધર્મને 'જેન્ટાઇલ્સ' ( Gentiles ) લોકો તરફ ફેલાવવાની દલીલ કરી છે, અને સેન્ટ જહૉને એ બાબત એક ગ્રીકના મનથી જેવી રીતે વિચારવી જોઇએ તેવી રજૂ કરી છે, તેથી માણસનો પુત્ર ( Son of Man ) પોતાના જાતભાઇઓ માટે પોતે પોતાના જીવનનો ભોગ આપે છે. તેથી તે (ઇસુ) એક બીજો આદમનો અવતાર ( Second Adam ) કહી શકાય. સૃષ્ટિનો આ પુરુષ-નમૂનો પોતાના પિતાએ ( ઇશ્વરે ) કહેલા પવિત્ર સર્જનમંત્રને અનુસરીને નવી સૃષ્ટિ ઉત્પન્ન કરે છે.

## ૫

ઇસુખ્રિસ્ત ઐતિહાસિક વ્યક્તિ તરીકે :

આપણે પહેલાં જોયું કે 'ઇતિહાસના સમયના ઇસુની શોધ' કરતા આપણને લાગ્યું કે તે એક દૈવી ( Apocalyptic ) ફિરસ્તો હતો. બીજા કેટલાક કહે છે કે તે માત્ર નીતિ–શિક્ષક હતો. કેટલાક કહે છે કે તે એક રાષ્ટ્રનેતા હતો; ને બીજા કેટલાક કહે છે કે પોતાની પ્રજાની મહત્ત્વાકાંક્ષાઓને તે પાછી પાડતો હતો, અને નામંજૂર કરતો હતો. કેટલાક કહે છે કે તે સામાજિક શિક્ષણ આપતો હતો; તે લડાઇના વખતમાં ધર્મ અને મંદિરની પવિત્રતા સાચવી રાખવા કહેતો હતો; અન્યાય સામે પુણ્યપ્રકોપ ( Righteous indignation ) દેખાડવા યુદ્ધ જરૂરી છે એમ તે કહેતો હતો.

અનેક દૃષ્ટિબિન્દુઓ :

ઈસુને બીજા લોકો સમાજ–શાસ્ત્રનો સંસ્થાપક માને તે સામે ડીન ઈન્જે ( Dean Inge ) ખૂબ વાંધો ઉઠાવ્યો છે, ને ડીન ઇન્જ પોતે ખોટી રીતે ઈસુને સુપ્રજનન શાસ્ત્ર (Eugenics) નો સંસ્થાપક તરીકે ઓળખાવે છે.

સરળ છતાં અગમ્ય વ્યક્તિ :

આ એક સાદા અનેક રીતે ગૂંચવણભરેલા મહાત્માને લોકો જુદી જુદી રીતે ઓળખે છે. તેનું કારણ એવું છે કે ઇસુ પોતે કાયદા કાનૂન જેવી ભાષામાં બોધ આપતો નહોતો; પણ દૃષ્ટાન્તોદ્વારા ઉપદેશ કરતો હતો તેથી તે દૃષ્ટાન્તોને જુદા જુદા અર્થમાં સમજી શકાય છે.

ઇસુની નમ્રતા :

“ ઈશ્વરની વસ્તુઓ ઈશ્વરને સોંપો અને **સીઝરની** **સીઝરને** સોંપો ” મને રાજા કોણે બનાવ્યો ને ન્યાયાધીશ કોણે બનાવ્યો છે ? ”—ઈસુ કોઈ વાર આવા જવાબ આપતો હતો. તે કેટલીક વાર એવા પ્રેમ અને ન્યાયના ઊંચા સિદ્ધાન્તો કહેતો કે તેમને આપણે સોનેરી સૂત્રો ( Golden Rule ) કહી શકીએ. કોઈ વાર કાયદા કાનૂનને માત્ર શબ્દશઃ સમજવાથી ન્યાય આપી શકાતો નથી.

અંત-કરણનો અવાજ અને કાયદો :

લગ્ન સંબંધી કેટલીક બાબતોમાં કાયદો અને અંતઃકરણ એઉ વિરુદ્ધ સૂચના કરે છે. પાશ્ચાત્ય દેશમાં લગ્નની બાબતમા ઘણો જ ગોટાળો થવા પામે છે; અને ઇસુની ઉદાર દૃષ્ટિથી લગ્નની નીતિ રીતિ સુધારવાની જરૂર ઊભી થઈ છે.

લગ્ન-સંસ્થાનો વિચાર :

અહીં ઘણીવાર ધર્મ અને નીતિશાસ્ત્રનો વિયોગ થઈ જાય છે. “ અમુક ધર્મના માણસો—સ્ત્રીપુરુષો—અમુક ધર્મના સાંકડા-વાડામા જ લગ્ન કરી શકે ” એવાં વચનો કાંઈ માર્ગસૂચન કરી શકશે નહિ કેમકે લગ્નમાં સામાજિક નીતિ અને અર્થ-શાસ્ત્રની દૃષ્ટિથી થતા ફાયદા ખાસ લક્ષમાં રાખવા જોઈએ. તેમાં પ્રેમ અને એક બીજાની નીતિ ઉપર વિશ્વાસ હોવો જ જોઈએ—એ લગ્નનું મુખ્ય રહસ્ય છે.

સ્થૂલ લાભાલાભ ઉપર નહિ–પરન્તુ આવા મૌલિક સિદ્ધાન્તો ઉપર જ રચી શકાય છે.

પારલૌકિક સંપત્તિ સાથે ઐહિક લાભ ન સચવાય : કોઇ માણસ ઇશ્વરને તથા પૈસાને સાથે પૂજે અને પ્રશંસા મેળવે એમ બનતું નથી. "આત્માના બદલામાં માણસ કિંમત તરીકે શો ફાયદો માગી શકે ?" "આધ્યાત્મિક ધર્મનું થોડામાં થોડું પાલન થાય તોપણ ઇશ્વરની પ્રીતિ મેળવવા માટે જ થાય છે."–આવાં સૂત્રોમાં ખ્રિસ્તી ધર્મનું રહસ્ય છુપાયેલું છે.

ખ્રિસ્તી ધર્મ રાજકીયમતોથી પર છે : ખ્રિસ્તી ધર્મની નિતિમાં અમુક વ્યક્તિહિતવાદ (Individualism), અમુક રાષ્ટ્રહિતવાદ (Nationalism), લશ્કરી શાસનવાદ (Militarism) તથા શાહીવાદ (Imperialism) –જેવા પરસ્પર જોડાયેલાં દોષિત તત્ત્વો જોવામાં આવતાં જ નથી–બલ્કે–તેમને ખ્રિસ્તી ધર્મમાં ઊભા રહેવા સ્થાન જ નથી.

ઇસુના સિદ્ધાન્તો વર્તમાન કાળમાં સંપૂર્ણ લાગુ ન પડી શકે: પણ, પહેલી સદીના હિબ્રૂ જેવો લાગતો આ ઇસુ આપણને વીસમી સદીમાં અનુકૂળ આવે તેવા કાયદા કરી ગયો છે એમ માનવાની જરૂર નથી. તેણે એક ઊંચો સિદ્ધાન્ત દેખાડ્યો તે વાત કબૂલ રાખિયે છીએ. પણ તેની બધી વિગતો તેમાંથી મળે નહિં. આપણા ઔદ્યોગિક જમાનાને બંધબેસતા થાય અને જરૂરીઆતોને પહોંચી શકે તેવા નિયમો તેમાં શોધવા યત્ન કરીએ તે વ્યર્થ છે. તે વખતની દુનીઆમાં રહેતો માણસ આધુનિક સમાજના નિયમો ઘડી શકે નહિં.

ઈસુનાં અર્થગર્ભ બોધવચનો : કેટલાક તેના નીતિ સિદ્ધાન્તો, જે દેખીતી રીતે વિરોધની જેવા લાગે છે, તે તેણે કેવા સંજોગોમાં ઉચ્ચાર્યાં હશે તે આપણે સમજી શકતા નથી. "વૃક્ષને સારું બનાવો; " સડેલા ઝાડ પર સારાં ફળ ઊગતાં નથી." "ઇશ્વરને તથા તમારા પાડોશીને

ચાહો," "જો તમે માણસોને માફી નહિ આપો તો પરમેશ્વર તમને માફી આપશે જ નહિં." —આવાં સૂત્રો ઘણો અર્થ સૂચવે છે. બુદ્ધની જેમ ઇસુ પણ સમજી શકયા હતા.

માણસ જાતના કટ્ટા શત્રુઓ માત્ર બે જ છે—ભય (Fear) અને સ્વચ્છંદ (Self-will). માણસ ઉપર ઊતરી આવતી ઇશ્વરકૃપા અને માણસોનો પરસ્પર પ્રેમ—એ બધાંનો નાશ કરનાર આ દુશ્મનો પોતાના દુષ્ટ કામમાં ફાવે તે પહેલાં ઇશ્વરી પ્રેમથી આપણે તેમનો પરાભવ કરવો જોઇએ. એમ ન કરીએ તો જગતમાં આર્થિક યુદ્ધો અને નૈતિક યુદ્ધો થયા જ કરશે. મનુષ્યના બે શત્રુઓ ભય અને સ્વચ્છંદ:

પ્રાચીન તથા અર્વાચીન તત્ત્વજ્ઞો માને છે કે જ્યાં સુધી આપણે આંતર શત્રુઓ (enemies within) ને હરાવીશું નહિં ત્યાંસુધી બાહ્ય જગતમાં બધે જ શત્રુઓ દેખાય તેવો દૃષ્ટિ–વ્યામોહ (distorted vision) થયા કરે છે. આંતર શત્રુઓને જીતો:

"પર્વત પર કહેલા ધર્મોપદેશ" (Sermon on the Mount) માં આવાં સત્યો કહેલાં છે. ભય ન રાખો, કારણ કે તમારો પિતા સર્વશક્તિમાન પરમેશ્વર છે, અને બધાં માનવીઓ તમારાં ભાઇઓ છે." એ તેનો ટૂંકસાર છે. સર્વશક્તિમાન પ્રભુ મનુષ્યજાતનો પિતા છે:

બૌદ્ધો જગતને કપટપ્રબંધ (પ્રપંચ જાળ) માને છે; અને ખ્રિસ્તીઓ જગતને પરમેશ્વરનો આવિષ્કાર માને છે. તે ઉપરથી તેઓ મોક્ષના સિદ્ધાન્તમાં જુદા પડે છે એમ કોઇ કહે તે હું માનતો નથી. બૌદ્ધ મતમાં અને ખ્રિસ્તી મતમાં માનવી પોતે જગતનું કેન્દ્રસ્થાન (Centre) થાય છે. જે પાપને તજી પુણ્યનો માર્ગ લઈ શકે છે તે જ ખરો મનુષ્ય છે. પ્રભુનું જગત સત્ય છે:

પોતાના શેઠના હુકમ પ્રમાણે પોતાની બધી ઇચ્છાઓ છોડીને ભક્તિભાવ દેખાડ્યો હતો. ત્યારે તેમણે સંતપુરુષના નવા જ આદર્શો રજૂ કર્યા હતા. ડીન ઇન્જના મત પ્રમાણે "તેઓ જ ખરેખર દેવદૂત થવાનો યોગ્ય વારસો ધરાવે છે."

સંતનો આદર્શ ઇસુ: હિબ્રૂઓ માનતા હતા કે ન્યાયી માણસ એક ઇશ્વરના ફરમાનને માન આપે છે; હિંદુઓ માને છે કે યોગી પુરુષ ઇશ્વરધ્યાનની સમાધિમાં બેસે છે; બુદ્ધના મત પ્રમાણે સેવાની ભાવના અને કુરબાની કરવાની સાચી તમન્ના એ ગુણવાળો માણસ જ આદર્શ ગણાય છે. એ જ રીતે ખ્રિસ્તીઓમાં કોઈ પણ સંતને અસીસીના ફ્રાન્સિસને કે વેઝલીને–સૌથી શ્રેષ્ઠ કહેવો હોય તો આપણે તેને ઇસુ જેવો કહીએ છીએ. ઈસુનું જીવન સર્વ દેશકાળને બંધબેસતું થાય તેવું છે. એશિયામાં પણ સૌથી મહાન પુરુષને ઈસુ જેવો કહેવામાં આવે છે.

( Property ), નિવૃત્તિવાદ, પુરષદનો ઉપયોગ, વ્યાજખાઉ વૃત્તિ ( Usury ), મનુષ્યમાં સ્વાભાવિક લાગતી યુદ્ધ કરવાની વૃત્તિ ( Fighting Spirit ), અને એવા બીજા અનેક પ્રશ્નોની ચર્ચા કરતાં ઉપદેશકો, માંહેમાંહે જુદાં જુદાં તડ પાડી, વિભકત થઇ જાય છે. પણ ઇસુ આપણને પ્રેમ, સેવા અને વ્યક્તિત્વનાં ઊંચા તત્ત્વો શિખવે છે.

ઇસુએ શીખવેલા અન્ય આદર્શો:

પવિત્રતા અને નેમાં રહેલું સૌન્દર્ય, સ્વચ્છંદે ચાલી કામ કરવાથી વધતો જતો પાપનો બોજો, માણુસોથી મેળવાય તેવું આદર્શ ઇશ્વરી ભ્રાતૃભાવનું સામ્રાજ્ય ( Ideal kindom of Brotherhood ) અને ઇશ્વરના ચિહ્નરૂપ ( Cross ) માં રહેલો વિજય—આવા ઊંચા વિચારો ઇસુએ શિખવ્યા. તેમ છતાં દરેક યુગમાં આ સિદ્ધાન્તો કેટલે અંશે, ક્યાં ક્યાં લગાડવા તે વિષે તેણે સૂક્ષ્મ ચર્ચા કે વાદવિવાદ ( Sophistry ) ઊભા કર્યાં નથી. ઇસુ પોતે જગતને માટે નીતિબોધક કે કાયદા બાંધનાર હોવાનો હક્ક કરતો નથી.

દેવળને લગતા પ્રશ્નો સંબંધી મતમતાન્તર:

દેવળો ( Church ) અને તેને લગતા પ્રશ્નો વિશે આપણા પૂર્વજોએ જે મત જાહેર કર્યા છે તે આપણને—આધુનિક પ્રજાને સ્વીકારવા યોગ્ય લાગતા નથી. કેટલાક કહે છે કે તેમા 'રોમન' લોકોએ વડપણથી ( Petrified ) પોતે કહેલુ બધું જ શ્રેષ્ઠ હોવુ જોઇએ એમ સમજાવ્યા કર્યું છે.

સ્થાપિત ધર્મ સામે બંડખોર વૃત્તિ:

ને તેથી વિરુદ્ધ, બીજા કેટલાક એમ કહે છે કે વડીલોના મત સામે બંડવૃત્તિ ( Protestantism ) ફાયદો કરે છે તથા સાથે સાથે નુકસાન કરે છે; કેમ કે તે પ્રજાના હક્ક ઊભા કરી રાષ્ટ્રવાદ લાવે છે, પણ તેની સાથે સાથે કેટલીક વ્યક્તિઓ બહુ જોર કરી વ્યક્તિવાદ સ્થાપે છે. એટલે કે રાષ્ટ્રવાદમા પણ વ્યક્તિવાદ ગુપ્ત રીતે પોષાય છે.

પ્રાર્થના મુખ્ય હેતુ

પોતાના સમામાં જે મંદિર—જે વિભૂતિઓ સર્જાય છે તેનાં જ આપણે આપણી પ્રાર્થનાઓ કરવાની છે. કેટલીક વર્તમાન ભાવનાઓ હજી પૂરેપૂરી સમજાયેલી નથી.

પ્રકાશ જ્યાંથી ગ્રાહ્ય છે -

જ્યાંથી જેટલો પ્રકાશ મળે છે તે મેળવીને આપણે આપણુ કામ ચલાવી લેવુ પડે છે. જ્યાં જ્યા સિદ્ધાન્તો તરીકે પ્રતિરોધક તત્ત્વો આપણી સામે થાય તેવા હોય તો પણ તેમની સાથે રહી કામ કરવુ પડે છે. તેમ છતાં, ઈસુના સિદ્ધાન્તો પ્રમાણે રહી જે માણસ કામ કરે છે તે ' આધુનિક ' અને અદ્યતન ( Modern ) થઇ શકે છે તથા ઘણુ ઉપયોગી કામ કરી શકે છે.

# ૬

**ખ્રિસ્તીઓની પરમત-અસહિષ્ણુતા:**

ખ્રિસ્તી ધર્મમાં હિબ્રૂ અને ગ્રીક મનો ખાસ સ્વરૂપમાં ટકી રહ્યા છે; તેમ છતાં ખ્રિસ્તી દેવળમાં હિબ્રૂઓનો, જ્યુડાના મતનો નાસ્તિકવાદ તથા નિરીશ્વરવાદ ( Paganism ) કાંઈક અંશે પ્રવેશ કરી રહ્યો છે. ઇતિહાસનો દરેક અભ્યાસી કબૂલ કરે છે કે ખ્રિસ્તી દેવળમાં હિબ્રૂઓ કરતાં વધારે નિર્દયતા અને બીજાનો મત નહિ સહન કરવાનો હઠાગ્રહ પ્રવર્તેલાં હતાં. રોમનો પણ એટલા નિર્દય અને અસહિષ્ણુ નહોતા.

**ધર્મને બ્હાને ખૂન:**

જેટલા પ્રમાણમાં ખ્રિસ્તી દેવળે પોતાના દેશના મહાન પુરુષોનાં, ધર્મને બ્હાને ખૂન કર્યાં છે તેટલા પ્રમાણમાં ગ્રીસ દેશ પણ એવી નિર્દય રીતે વર્ત્યો નહોતો. અદ્યાપિ "દેવળ" ની અમુક પદ્ધતિ બહાદુર હોવી જોઇએ ત્યાં બીકણ, નરમ હોવી જોઇએ ત્યાં હઠીલી, કવિત્વ પ્રેરે તેવી હોવી જોઇએ ત્યાં શુષ્ક, અને સાહિત્યની વિશાળતા ખીલવવા કરતાં સત્તાત્મક અને સંકુચિત જોવામાં આવે છે.

**ઇસુ અને ઈસુના ધર્મમાં અંતર:**

તેમાં તેના આદ્ય સંસ્થાપક ઈસુના પ્રેમની વિશાળતા અને માનવતા જોઇએ તેવી નથી. જે ભય અને આશંકા ઇસુની દૃષ્ટિમાં હતાં જ નહિ—ને જેમને જડમૂળથી કાઢી નાંખવા ઇસુએ ખૂબ મહેનત કરી—તે ભય અને આશંકા ખ્રિસ્તી ધર્મમાં હવે પેસી ગયાં છે.

**આજનો ખ્રિસ્તી ધર્મ :** ખ્રિસ્તી ધર્મ પહેલા સંસ્થાપક ધર્મગુરુઓના પ્રપંચો અને આડંબરો વગરનો હતો. વહેમને માનતો જ નહિ. હાલમાં તો એવુ થાય છે કે માણસો જ્યારે રોટલી મેળવવા પ્રાર્થના કરે છે ત્યારે તેમને માત્ર પથ્થર આપવામાં આવે છે —સત્યની શોધ કરવા આવે છે ત્યારે તેમને આડંબર અને પ્રપંચ જ નજરે પડે છે.

**ઇસુ અને શિષ્યોના ચરિત્ર:** અગર જો ઇસુ અને તેના મહાન શિષ્યો ( Apostles ) નાં વર્તન અને સિદ્ધાંતો "દેવળ" માં સંપૂર્ણ રીતે દેખાતા નથી તોપણ તેમા ગ્રીક લોકોના "હીનેનિઝમ" અને હિબ્રૂનો "જ્યુડેઇઝમ" કરતાં ઘણું ઊંચાં તત્ત્વો છે એમ સહુ કોઈ કબૂલ કરશે. જાલિયને સ્થાપેલા "સુધરેલા પેગન મત" ( Regalvanized Paganism ) પણ સફળ થઇ શક્યા નહોતા. ભૂતકાળના ઘણા જૂના સિદ્ધાન્તોનું પુનઃ સંસ્કરણ કરવું લગભગ અશક્ય જેવું છે.

**ઇસુ સર્વશક્તિમાન ઇશ્વર છે, એવી માન્યતા :** ક્રાઇસ્ટને કેન્દ્રસ્થાને મૂકીને માત્ર મહાત્માઓ જ ધર્મના આદર્શ તરીકે લીધા હોય તો પણ એવી જાતનો ધર્મ ( Prophetism ) સમાજમાં બહુ સમય ટકે નહિં. ધર્મના મુખ્ય અંગ તરીકે ઇસુ પોતે સર્વશક્તિમાન ઇશ્વર છે, એમ હેવુ એ જ ખ્રિસ્તી ધર્મનું ઊંચું તત્ત્વ છે, અને કાંઇક અંશે તેની ઊણપ તેમાથી જ જન્મે છે.

**નિરીશ્વરવાદીઓ પ્રત્યેનું ખ્રિસ્તી-વર્તન :** ઈસુને માટે વધારે પડતું માન અને ભક્તિભાવ રાખતા હોવાથી ખ્રિસ્તીઓ, નિરીશ્વરવાદી લોકો ઉપર બહુ ત્રાસ વર્તાવે છે. અસંત "દંડ" અને "કાયા કષ્ટ" વેઠવાની પ્રથાની ખ્રિસ્તીઓમાં ઊણપ છે.

દરેક ધર્મમાં ઊંચી જાતની માનસશક્તિ કેળવવા માટે શારીરિક સુખો જતાં કરવાનો બોધ હોય છે. તે સંયમ કહેવાય છે; ને તેના પાલનમાં અમુક હદ હોવી જ જોઇએ. ઇસુમાં એવો વિવેક (Sauity) જોવામાં આવે છે. સંયમનો માર્ગ:

ઇસુનો ઉપદેશ, તેનાં રહસ્ય સાથે આપણે સમજિયે તો જ આપણો ઉદ્ધાર છે. આપણે અંતઃકરણપૂર્વક ખૂબ વિચાર કરીને ઈસુના બોધ સાથે બંધબેસતો આવે એવો ધર્મ સમજી લેવો જોઇએ. ઇસુને અનુસરીને ધર્મ-પાલન.

ઇશ્વરની ભાવના અને ઈસુ—એ આપણો પયગંબર. બધા વિચારોના પ્રેરક દીપસમા એ "ઇશ્વર અને માનવ" છે. આપણા બધા વિચારો તેના તાબામાં રહે એમ રાખવા જોઇએ. ઈસુ એ જ વિવેકનું મૂળ છે; એ જ ડહાપણ છે. "દેવળ"નો ધર્મ જેટલે અંશે ઈસુનું પુનઃ પુનઃ મનન કરે છે તેટલે અંશે તે વધારે માનપાત્ર બને છે અને ડહાપણ મેળવે છે. ઇસુ પયગમ્બર:

દેવળ એટલે ઇસુની પત્ની (Bride) એ ભાવના મટી જાય છે; પણ 'દેવળ' એટલે ધર્માત્માઓનો સમાજ, ઇસુએ સંયમ શિખવી કેળવેલો એક ન્હાનકડો વર્ગ; મુક્તિની અભિલાષા રાખે છે; સ્વભાવ તીખો છે પણ ત્રાસ ફેલાવતો નથી. તે ઈસુને ચાહે છે, પણ પ્રેમની જ્વાલાથી સળગતો નથી અને બીજાને સળગાવતો નથી. કેમકે તે વિવેકની હદમાં જ રહે છે. દેવળ એટલે સંત-સમાજ:

દુન્યવી ધોરણોથી પેલે પાર રહે છે તેટલે અંશે એ દુનીઆથી અલગ છે; પણ જેટલે અંશે તે આ જગતનું કલ્યાણ સાધવા મહેનત કરે છે તેટલે અંશે તેનો સંબંધ જગત સાથે રહે છે. સંત-સમાજનું જીવન:

આજનો ખ્રિસ્તી ધર્મ : ખ્રિસ્તી ધર્મ પહેલાં સંસ્થાપક ધર્મગુરુઓના પ્રપંચો અને આડંબરો વગરનો હતો. વહેમને માનતો જ નહિ. હાલમાં તો એવું થાય છે કે માણસો જ્યારે રોટલી મેળવવા પ્રાર્થના કરે છે ત્યારે તેમને માત્ર પથ્થર આપવામાં આવે છે.–સત્યની શોધ કરવા આવે છે ત્યારે તેમને આડંબર અને પ્રપંચ જ નજરે પડે છે.

ઇસુ અને શિષ્યોનાં ચરિત્રઃ અગર જો ઇસુ અને તેના મહાન શિષ્યો ( Apostles )-નાં વર્તન અને સિદ્ધાંતો "દેવળ" માં સંપૂર્ણ રીતે દેખાતા નથી તોપણ તેમા ગ્રીક લોકોના "હીલેનિઝમ" અને હિબ્રૂનો "જ્યુડેઇઝમ" કરતાં ઘણાં ઊંચાં તત્ત્વો છે એમ સહુ કોઈ કબૂલ કરશે. જાલિયને સ્થાપેલા "સુધરેલા પેગન મત" ( Regalvanized Paganism ) પણ સફળ થઇ શક્યા નહોતા. ભૂતકાળના ઘણા જૂના સિદ્ધાન્તોનું પુનઃ સંસ્કરણ કરવું લગભગ અશક્ય જેવું છે.

દરેક ધર્મમાં ઊંચી જાતની માનસશક્તિ કેળવવા માટે શરીરિક સુખો જતાં કરવાનો બોધ હોય છે. તે સંયમ કહેવાય છે; ને તેના પાલનમાં અમુક હદ હોવી જ જોઈએ. ઇસુમાં એવો વિવેક ( Sauity ) જોવામાં આવે છે. સંયમનો માર્ગ:

ઇસુનો ઉપદેશ, તેનાં રહસ્ય સાથે આપણે સમજિયે તો જ આપણો ઉદ્ધાર છે. આપણે અંતઃકરણપૂર્વક ખૂબ વિચાર કરીને ઈસુના બોધ સાથે બંધબેસતો આવે એવો ધર્મ સમજી લેવો જોઈએ. ઇસુને અનુસરીને ધર્મ-પાલન.

ઇશ્વરની ભાવના અને ઈસુ–એ આપણો પયગંબર. બધા વિચારોના પ્રેરક દીપસમા એ "ઇશ્વર અને માનવ" છે. આપણા બધા વિચારો તેના તાબામાં રહે એમ રાખવા જોઈએ. ઈસુ એ જ વિવેકનું મૂળ છે; એ જ ડહાપણ છે. "દેવળ"નો ધર્મ જેટલે અંશે ઈસુનું પુનઃ પુનઃ મનન કરે છે તેટલે અંશે તે વધારે ગાનપાત્ર બને છે અને ડહાપણ મેળવે છે. ઇસુ પયગંબર:

દેવળ એટલે ઇસુની પત્ની (Bride) એ ભાવના મટી જાય છે; પણ 'દેવળ' એટલે ધર્માત્માઓનો સમાજ, ઇસુએ સંયમ શિખવી કેળવેલો એક ન્હાનકડો વર્ગ; મુક્તિની અભિલાષા રાખે છે; સ્વભાવ તીખો છે પણ ત્રાસ ફેલાવતો નથી. તે ઈસુને ચાહે છે, પણ પ્રેમની જ્વાલાથી સળગતો નથી અને બીજાને સળગાવતો નથી. કેમકે તે વિવેકની હદમાં જ રહે છે. દેવળ એટલે સંત-સમાજ:

દુન્યવી ધોરણોથી પેલે પાર રહે છે તેટલે અંશે એ દુનીઆથી અલગ છે; પણ જેટલે અંશે તે આ જગતનું કલ્યાણ સાધવા મહેનત કરે છે તેટલે અંશે તેનો સંબંધ જગત સાથે રહે છે. સંત-સમાજનું જીવન:

દેવળની નીતિમાં વ્યક્તિ-સ્વાતંત્ર્ય : "દેવળ" પોતાની સત્તા વાપરવા છતાં વ્યક્તિને પોતાના ખાનગી મત રાખવા દે છે; આમ થવાથી અંદરના દિવ્ય-પ્રકાશથી દોરાતી તે વ્યક્તિ અને "દેવળ-યુગ", યુગ વીતી જાય ત્યારે બહુ જ વિકાસ પામેલાં દેખાશે. ઈસુમાં તો ઐશ્વર્યનાં માત્ર મૂળભૂત તત્ત્વો જ હતાં; તેનો પૂર્ણ વિકાસ તો ભવિષ્યમાં ઈસુ જેવા મહાત્માઓ થશે તેમનામાં દેખાશે.

ઇસુમાંથી મહાત્માનો પ્રાદુર્ભાવ : 'ઇસુ અને ઇશ્વર'—એ બેઉ તત્ત્વોમાંથી આવા મહાત્માઓ પ્રગટી શકે : આ મૂળ તત્ત્વમાંથી જ ખ્રિસ્તીઓને યોગ્ય ઊંચી નીતિ પ્રગટી શકે. સ્ટીવન (Stephen), સૉલ (Saul), ફૉક્સ (Fox), વેસલી (Wesley) અને ન્યૂમન (Neuman)—એ બધામાં તેમના સદ્ગુણનાં મૂળ તત્ત્વો જોવામાં આવ્યાં છે. જો ખ્રિસ્તી ધર્મ માત્ર નીતિરૂપે જ હોય તો સૉક્રેટીસ (Socrates) ને આપણે મુક્તિદાતા દેવ (Saviour) તે સમજવો જોઈએ"—એમ વિલ્યમ બ્લેક કહેતો હતો.

ખ્રિસ્તી-ધર્મનું ભવિષ્ય : ઉપર ગણાવેલા મહાત્માઓ અને ઇસુના શિષ્યોમાં તફાવત તો છે જ. હજી ખ્રિસ્તી ધર્મ રચાતો જાય છે (It is in its making) જેવી રીતે 'જીવન અને સત્ય' સંપૂર્ણ જોઈ શકાતાં નથી તેમ ઇસુ અને નીતિ વગેરે સંપૂર્ણ સમજી શકાયાં નથી. દરેક યુગમાં ભક્તિભાવથી ઇસુની ભાવના વધારે નવાં સંસ્કરણ મેળવી સમૃદ્ધ થશે.

ઇસુનાં લખાણોનો અભ્યાસ : ઇસુનાં લખાણનો વધારે અભ્યાસ કરવાથી અને તેનો પ્રકાશ મેળવી જીવન વીતાડવાથી તેનું સત્ય વધારે જડશે. તેમાં હિંમતની જરૂર છે. ઇશ્વરની ઇચ્છા જાણવી અને તે પ્રમાણે વર્તન કરવું એ બહુ જ કઠણ છે. તેમાં ઇસુના ધર્મના જ્યોતિર્ધરોનાં દૃષ્ટાન્તો મળવાથી માર્ગ સરળ થશે.

'ઇસુ–માનવીના પુત્ર' ('Son of Man') તરીકે જગતમાં પ્રખ્યાત છે; અને આખા ય જગતને ઇસુ જેવા ઇશ્વરના કુટુમ્બ તરીકે બનાવવું એ એનો પયગામ છે. વસુધૈવ-કુટુમ્બનો ભાવ :

જો ખ્રિસ્તીઓ અને બીજા બધા "અ–ખ્રિસ્તી" (Non-Christians) એક સાથે જોડાઇ જાય અને તેમના પ્રેમધર્મમાં આગળ વધવા હરીફાઇ કરે તો જગતનો આધ્યાત્મિક વિકાસ થાય તેમાં શંકાને સ્થાન નથી. આપણે બધા એક અવાજે કબૂલ કરીશું કે– પ્રેમધર્મનો વિજય :

" તારા શબ્દોમાં અનન્ત પ્રાણ અને ચેતના ભરેલાં છે."

તું પોતે જ સત્ય છે, જીવન છે અને ધર્મ માર્ગ છે "

આ ગંભીર પ્રશ્નને કેવા ભાવપૂર્વક ઉકેલવો તે સમજવા આપણે ( Stephen Hawes ) સ્ટીફન હૅાવઝની નીચેની કડીઓ વિચારવી જોઇએ :—

" સત્ય કે અસત્ય માટે લડીને શૂરવીર થવાતુ નથી. શૂરવીર બનવા માટે ન્યાય અને દયા–બેઉનું મિશ્રણ થવુ જોઇએ. કોઇ નિર્બળના સંરક્ષણ માટે સ્ત્રીસન્માન માટે, અને સત્યના બચાવ માટે કોઇ વિરલ પ્રસંગે લડાઇ કરવા તૈયાર થવુ." આવાં સ્ત્રી સન્માન કેળવવા માટે, ખ્રિસ્તી ધર્મ મદદરૂપ થાય છે, ને તે ખરેખર 'ધર્મયુદ્ધ'નો પર્યાય શબ્દ બને છે. દયામિશ્રિત ન્યાય :

યુદ્ધ અને જુલ્મની સામે થવું : સત્ય અને સૌંદર્યના અન્વેષણમાં મંડ્યા રહેવું : લોભ અને સ્વાર્થમાંથી છૂટા થવા સમાજને બોધ આપવો : આવાં કામો કરવાથી ઇસુની ભાવના વિજયી અને બળવત્તર થશે. અસત્ય સામે ધર્મહૃદયની ભાવના:

## ૭

# ખ્રિસ્તી ધર્મનું રહસ્ય

**૧ મોક્ષ**

ખરા સુખી કોણ? **ખરેખર ગરીબ લોકોને ધન્ય છે; તેઓ ખરા સુખી છે. સ્વર્ગનું રાજ્ય તેમને માટે છે.**

* * *

જેઓ શોક કરે છે તેઓ સુખી છે; કેમકે તેમને દિવ્ય આશ્વાસન મળશે. નમ્ર માણસો સુખી છે; કેમકે તેઓ આ જગતનો વારસો ભોગવશે.

* * *

જેઓ ન્યાય મેળવવા માટે ભૂખ તરસ વેઠે છે તેઓ સુખી છે; કેમકે તેઓ સંપૂર્ણ થવાના છે.

* * *

જેઓ દયાળુ છે તેઓ જ સુખી છે; ઇશ્વર તેમની ઉપર દયા કરશે.

* * *

જેઓ હૃદય પવિત્ર છે તેઓ સુખી છે; કેમકે તેઓ ઇશ્વરને જોઇ શકશે.

* * *

જે સલાહ શાંતિ ઇચ્છે છે તેઓ સુખી છે; કેમકે તેઓ ઇશ્વરના સપૂત છે.

* * *

ન્યાયને માર્ગે ચાલતાં જેમની ઉપર દુઃખો આવી પડે છે તેઓ સુખી છે; કેમકે સ્વર્ગનું રાજ્ય તેમનું છે.

* * *

જેમને બીજા માણસો ઠપકો આપે છે તેઓ સુખી છે.

* * *

જેમની ઉપર માત્ર ઇસુને લીધે જ દુઃખો આવી પડે છે તેઓ સુખી છે. સંત અને મહાત્મા પુરુષો ઉપર ઇશ્વરભજન કરવા માટે દુઃખો આવી પડ્યાં હતાં.

— સેન્ટ મેથ્યુ ૫, ૩-૧૨.

## ૨ પર્વત પરનો ઉપદેશ; બીજાં ઉપદેશ વચનો

જેઓ તમને ધિક્કારે તેમનું કુશળ ચાહો; જેઓ દ્વેષ રાખે તેમની સાથે પણ સારું વર્તન રાખો. શત્રુનું પણ શુભ વાચ્છવું:

* * *

જે તમને એક ગાલ ઉપર તમાચો મારે તેની પાસે તમારો બીજો ગાલ ધરો. ક્ષમા રાખો:

* * *

જે તમારો ઝભ્ભો ખૂંચવી લે તેની પાસે તમારો કોટ પણ મૂકી દો.

* * *

જે કોઇ માગે તેને કાંઇક આપો.

* * *

જે તમારી પાસેથી લઇ જાય તેની પાસેથી પાછું માગો નહિ.

*            *            *

તમારી સાથે બધાં માણસો સારું વર્તન દેખાડે એ તમે ઇચ્છો છો; તેથી તમારે બીજા સાથે સારું જ વર્તન દેખાડવું જોઇએ.

કરશો તેવું પામશો : જેઓ તમને ચાહે છે તેમને તમે ચાહો છો, તેમાં ભલાઇ કયાં આવી ? કેમકે પાપીઓ અને દુષ્ટ આત્માઓ પણ પોતાને ચાહનારને ચાહે છે.

*            *            *

દુશ્મનોને ચાહો; તેમનું ભલું કરો; આપેલી વસ્તુ તેમની પાસેથી પાછી ન માગો. તમારો બદલો ઇશ્વર તરફથી મળશે.

*            *            *

દયાળુ બનો : મહાન પરમેશ્વરનાં તમે ફરજંદ છો. દુષ્ટો અને પાપીઓનો ઇશ્વર પોતે દયાળુ છે. તેથી તમારા પિતા ઇશ્વર જેવા તમે પણ દયાળુ થાઓ.

*            *            *

જો તમે ન્યાય નહિં આપો તો તમને ન્યાય મળશે નહિં. તમે કોઇને સજા નહિં કરો તો તમને સજા થશે નહિં. બીજાને મુક્ત કરો જેથી તમે મુક્ત થશો. તમે આપે તો તમને તે મળશે.

*            *            *

પહેલું દુઃખ તો પછી સુખ : ભલા કામ કદાચ કામ તમને પ્રથમ દુઃખ આવી પડશે; પણ આખરે વિજય થશે. જેટલી ઉદારતા તમે વર્તશો એટલી ઉદારતાથી ઇશ્વર તમારી સાથે વર્તશે.

*            *            *

પોતાના દોષ જોતા શીખો : ઇસુએ એક દૃષ્ટાન્ત મૂકયો છે :—આંધળો આંધળાને દોરી શકે ? તેઓ બન્ને ખાડામાં પડશે. શિષ્ય પોતાના ગુરુથી

ચઢીઆતો નથી. પણ દરેક વ્યક્તિ પોતાના ગુરુ જેટલી મહત્તા મેળવશે જ. તું તારા ભાઈઓની આંખમાં નાનાં નાનાં રજકણો જુવે છે–નાની ભૂલો જુવે છે; પણ તારા કામમાં જે મોટી –ખીલીના ફળ જેવડી–ભૂલો રહી જાય છે તે તું જોતો જ નથી. હે દાંભિક માનવ! તું તારી ભૂલ પહેલાં સુધાર; પછી તારા બાંધવોની ભૂલો સુધારવાનું સરળ બનશે.

* * *

જેવાં બી તેવાં ફળ :

જે ઝાડ પવિત્ર અને સારૂં ગણાય છે તેનાં ફળ સારાં જ હોય છે. ખરાબ બીજમાંથી સારૂં અને પવિત્ર ઝાડ ઊગતું નથી. દરેક ઝાડ પોતાનાં ફળથી જ જાણીતું થાય છે. કાંટાના થોરમાંથી અંજીર ઊગતાં નથી; અને કાંટાની વાડમાં દરાખ થતી નથી. સારો માણસ પોતાની સજ્જનતારૂપી ખજાનામાંથી સારૂં સારૂં કાઢી લાવે છે; અને પાપી માણસ, પોતે પાપથી ભરેલો હોવાથી બધે પાપ દેખે છે; કેમકે જે હૈયામાં ભરેલું હોય છે તે હરકોઈ રીતે બહાર પડી જાય છે.

* * *

ઈશ્વર પાસે પવિત્ર બનીને જઈ શકાય છે :

તમે બધા ઇશ્વરને ઇશ્વર કહો છો; પણ હું કહું તેમ કરતા નથી. જે મારી પાસે આવે છે, મારા શબ્દો સાંભળે છે અને તે પ્રમાણે વર્તન કરે છે તેને હું ઇશ્વર જેવા થવાનો માર્ગ દેખાડીશ. જે માણસ ઘર બાંધવા ઇચ્છે છે તેણે ઊંડું ખોદાણ કરીને, મજબૂત પાયો ચણીને તેની ઉપર ઘર બાંધવું જોઇએ; અથવા ખડક ઉપર બાંધવું જોઇએ તો જ જ્યારે મોટું પૂર આવે ત્યારે પણ એ ઘર ભાગતું નથી.

* * *

કહેણી તથા રહેણીની એકતા : ઉપદેશ સાંભળી તે પ્રમાણે વર્તન કરે છે તે માણસ આવા ચોક્કસ કામ કરનાર સાથે સરખાવી શકાય; પણ, જે માણસ ઉપદેશ સાંભળી તે પ્રમાણે વર્તન કરતો નથી તે પાયા વગરની ઇમારત બાંધે છે. પાણીનું પૂર આવે ત્યારે એક સપાટામાં એવું ઘર જમીનદોસ્ત થઇ જાય છે.'

*   *   *

**૩ બે જાતનાં મહાન કાર્યો; પહેલું હોય તે પહેલું મૂકવું.**

એક પ્રસંગઃ અનાજ ખેતરમાં પાકયું હતું તેવે વખતે એક રવિવારે ( Sabath day ) ઇસુ પોતાના શિષ્યો સાથે ખેતરમાં ગયા હતો; શિષ્યો બહુ ભૂખ્યા થઈ ગયા હતા. તેથી તેઓ અનાજનાં ડૂંડાં તોડી ખાવા લાગ્યા. જ્યારે ફેરીસીઝ ( Pharisees ) લોકોએ તેમને ખાતા જોયા ત્યારે તેમણે ઇસુને કહ્યું, "જુઓ, રવિવારે જે કામ કરવું યોગ્ય નથી તે તમારા શિષ્યો કરે છે."

ઇસુનો ઉત્તર : ઈસુએ જવાબ આપ્યો "જ્યારે ડેવિડ તથા તેના શિષ્યો બહુ ભૂખ્યા થયા હતા ત્યારે તેમણે જે કર્યું તે તમે જાણતા નથી ? તે ઇશ્વરના ઘરમાં પેઠા ( મંદિરમાં ગયા. ) ત્યાં રોટલો ખાધો. મંદિરમાં રોટલો ખાવાનું ડેવિડ તથા તેના શિષ્યોને માટે યોગ્ય નહોતું. મંદિરમાં તો માત્ર પાદરીઓ જ ખાય છે. તે પાદરીઓ મંદિરને અભડાવે છે અને તેમ છતા પાપથી મુક્ત રહે.

દયા દેખાડવાની ફરજ : આપણા હૃદયમાં મંદિર કરતાં વધારે ઉદાર ભાવનાઓ આપણે પોષવી જોઇએ. દરેક માણસ સ્વાર્થત્યાગ કરી શકે નહિ, પણ નિર્દોષ ઉપર દયા દેખાડી શકે છે. માનવીઓ ઉપર દયા દેખાડવી એ ભાવનાથી રવિવારનું મહત્ત્વ વધે છે.

પછી ઇસુ ખેતરમાંથી બહાર ગયો; તેમની ધાર્મિક મંડળીમાં જઇ બેઠો. ત્યાં એક માણસને હાથે જખમ થયો હતો; તેથી હાથ ખોટો થઇ ગયો હતો. ઇસુને જોઇ તેમણે પૂછ્યું, "આ માણસના જખમ રૂઝવવા રવિવાર (Sabath) ને દિવસે ઉપચાર કરી શકાય ?" દયાનું કામ ગમે ત્યારે કરી લેવું :

જવાબમાં ઇસુએ કહ્યું, "રવિવારે તમારૂં ઘેટું ખાડામાં પડી જાય તો તમે તેને બહાર નહિ કાઢો ? કાંઇક સારૂં કામ કરવું એ રવિવારે યોગ્ય જ ગણાય છે, તેમાં શંકા નથી." એક ચમત્કાર :

પછી તેણે પેલા જખમી માણસને કહ્યું. "ભાઇ તારો હાથ લાંબો કર !" આમ કહેતાં જ તેનો હાથ સાજો થઇ ગયો.

પણ ફેરીસીઝ ટોકા (Pharises) તે ધર્મમંડળી છોડીને જતા રહ્યા. ઇસુની વિરુદ્ધ તેમણે મસલત કરી, ઇસુને આ વાતની ખબર મળી; તેથી તે ત્યાંથી જતા રહ્યો. નાસ્તિકોનું વલણ.

સેન્ટ મેથ્યુ ૧૨; ૧-૧૫.

### ૪ ઇસુની માનવતા

ઇસુ જેરિકો (Jericho) માંથી પસાર થતા હતા. ઝાકીઅસ નામે એક માણસ ત્યાં રહેતો હતો. તે ધનવાન હતો અને શહેરીઓમાં અગ્રગણ્ય હતો. તેને ઇસુને મળવાનું બહુ મન થયું; તે કોણ હશે એ વાતને જાણવા માગતો હતો. તે કદમાં ઠીંગણો હતો તેથી ઘણા માણસોનાં ટોળામાંથી પોતાનો રસ્તો તે કરી શકયો નહિ. તેથી તે ઘણો જ આગળ દોડી ગયો અને એક ઝાડ પર ચઢી ગયો. કેમકે ઇસુ તે રસ્તા પરથી પસાર થવાના હતા. સંત ભાવને આધીન છે:

ઇસુનો અનુગ્રહ : જ્યારે ઇસુ તે રસ્તા પરથી પસાર થયા ત્યારે ઇસુએ ઝાકીઅસને જોયો. તેથી ઇસુએ તેને કહ્યું "ઝાકીઅસ, નીચે ઉતર મારે આજે તારે ઘેર ઉતરવું છે." ઝાકીઅસ વેહેલો વહેલો પોતાને ઘેર પહોંચ્યો અને હર્ષથી તેણે ઇસુનું સ્વાગત કર્યું.

જુલમનું પાપવાળું ધન : જ્યારે બીજા બધા માણસોએ આ વાત જાણી કે ઇસુ ઝાકીઅસને ઘેર ગયો છે ત્યારે તેઓ કહેવા લાગ્યા કે ઝાકીઅસ પાપી છે; તેણે અન્યાય અને જોરજુલ્મથી પૈસા એકઠા કર્યા છે.

આ વાત ઝાકીઅસે સાંભળી ત્યારે તેને બહુ પસ્તાવો થયો ને તે કહેવા લાગ્યો કે 'જે ધન મેં અન્યાયથી મેળવ્યું હશે તેથી ચારગણું ધન હું આજે જ ગરીબોમાં વહેંચી દઉ છું'

પુન્યથી પાપ ધોવાય છે : આ સાંભળી ઇસુએ કહ્યું, "આજે આ ઘરના માલિકનો મોક્ષ થયો સમજવો; કેમકે તે અબ્રહામ ( Abraham ) નો પુત્ર છે; અને હું એક માનવીને બચાવવા આજે આ ઘરમાં આવી ચડ્યો છું."

## ૫ ઇસુએ આપેલાં દૃષ્ટાન્તો

ઇસુના વર્તનની ટીકા : પછી બધા શહેરીઓ અને પાપીઓ ઇસુને સાંભળવા માટે તેની પાસે આવ્યા. ફેરીસીઝ ( Pharisees ) લોકો અને લહીઆઓ ( Scribes ) ધીમેથી ગુપચુપ વાત કરવા લાગ્યા કે "ઇસુ પાપીઓને આદર સત્કાર આપે છે, અને તેમની સાથે બેસી ખાય છે!"

ટીકાના ઉત્તર તરીકે દૃષ્ટાંતો: ખોવાયેલા ઘેટાનું ...: પછી ઇસુએ તેમને નીચે પ્રમાણે દૃષ્ટાન્ત આપ્યો:—

"જો તમારી પાસે સો ઘેટાં હોય અને તેમાંથી એક નાસી જાય તો બાકી રહેલાં નવ્વાણું ઘેટાંને એક બાજુએ ઊભાં રાખી

પેલા સોમા ઘેટાની પાછળ શોધ કરવા તમે નહિ જાઓ ? તેને પાછું નહિ લાવો ? તમને તે જડશે ત્યારે તેને ખભા પર મૂકી આનંદથી ઘેર લાવશો જ. ઘેર લાવ્યા પછી તમારા મિત્રોને બોલાવી ખુશી થઇ તમે તેમને કહેશો કે ખોવાયેલા ઘેટાને હું પાછું ઘેર ઉપાડી લાવ્યો છું. તેવી જ રીતે જો કોઇ એક પણ પાપી પોતાનો પાપ–માર્ગ ત્યજી પસ્તાવો કરે અને સ્વર્ગ તરફ પાછો આવે તો તેથી સ્વર્ગમાં આનંદ ફેલાય છે.

જો કોઇ એક સ્ત્રી પાસે રૂપાના દસ સિક્કા હોય; ને તેમાંથી એક ખોવાઇ જાય તો તે શોધવા માટે તે ઘર આખું વાળીને શોધશે, દીવો સળગાવશે ને તે જડે ત્યાં સુધી તેની શોધ ચાલુ રાખશે, જ્યારે તે ખોવાયેલો સિક્કો જડશે ત્યારે તે ખુશી થઇ પોતાના મિત્રોને બોલાવશે અને કહેશે કે મેં આજે એક ખોવાયેલો સિક્કો શોધી કાઢયો છે. તેમ હું તમને કહું છું કે જે પાપી જીવ પસ્તાવો કરીને, પાપનો માર્ગ ત્યજી, સ્વર્ગ તરફ આવે છે તેને જોઇ ફિરસ્તાઓ ( Angels ) પણ હર્ષ પામે છે. ખોવાયેલા સિક્કા માટે થતી કાળજીનું દૃષ્ટાંત :

પછી તેણે કહ્યું એક માણસને બે પુત્રો હતા તેમાંના ન્હાના ભાઇએ પિતાને કહ્યું "મારો ભાગ મને આપો;" આથી પિતાએ મિલકતના ભાગ પાડ્યા. થોડા દિવસ પછી પોતાનો બધો ભાગ એકઠો કરીને તે નાનો ભાઇ દૂર દેશમાં મુસાફરી કરવા ગયો; ત્યાં તે ઉડાઉપણે રહેવા લાગ્યો, અને બધું ધન તેણે ખર્ચી નાંખ્યું. ઉડાઉ છોકરાની વાત :

પછી તે દેશમાં મોટો દુકાળ પડ્યો અને તેને ઘણી મુશ્કેલી પડી, એટલે તે દેશના કોઇ ઓળખીતાને ઘેર નોકરીમાં તે રહ્યો. ઉડાઉ-પણાનું ફળ:

તેણે તેને ડુક્કરો ચરાવવા જંગલમાં મોકલ્યો, ત્યાં ડુક્કરોને જે ખોરાક મળે તેવો તેને મળતો હતો. કોઇ માણસ તેને બીજું કાંઇ આપતું નહિ.

પશ્ચાત્તાપ કરતો પુત્રઃ

જ્યારે તેને પોતાની અસલ સ્થિતિનું ભાન થયું ત્યારે તે બીચારો વિચારવા લાગ્યો, "અરે, મારા પિતાએ રાખેલા ઘણા અને નોકરો પાસે તેમને જોઇએ તે કરતાં વધારે અનાજ છે, પણ હું અહીં ભૂખે મરું છું. હું એકદમ જાગૃત થાઉં છું અને મારા પિતા પાસે જઇ કહીશ." "પિતાજી હું ઇશ્વરની દૃષ્ટિમાં પાપી ગણાઉં છું, મેં તમને દુઃખ આપ્યું છે હું તમારો પુત્ર કહેવા લાયક રહ્યો નથી. મને તારા ભાડુતી નોકર જેવો ગણી તમારી પાસે રાખો."

કછોરુ પ્રત્યે પણ માવતરનો પ્રેમ :

આમ વિચારી તે ઊભો થયો અને ઘણે દિવસે પોતાના પિતા પાસે જઇ પ્હોંચ્યો—જ્યારે તે દૂરથી દેખાતો હતો ત્યારે તેને જોઇ તેનો પિતા એકદમ દોડ્યો ને તેને ભેટી પડ્યો.

પુત્રે પિતાને કહ્યું, "પિતાજી, મેં ઇશ્વરની દૃષ્ટિમાં પાપ કર્યું છે અને તમને દુઃખ આપ્યું છે. હું હવે તમારો પુત્ર ગણાવા લાયક રહ્યો નથી. પણ પિતાએ નોકરને પાસે બોલાવી કહ્યું, "ઘરમાંથી એક ઊંચો કિંમતી ઝભ્ભો લાવો." પછી તે નોકર ઝભ્ભો લાવ્યો ત્યારે તે પિતાએ પુત્રને પહેરાવ્યો, તેને પગમાં જોડા પહેરાવ્યા અને હાથની આંગળીમાં સોનાની વીંટી પહેરાવી, સારૂં સારૂં મિષ્ટાન્ન કરી તેમણે ખાધું.

ખોવાયાં પ્રત્યે અનુકમ્પા :

પછી તેણે સહુને કહ્યું "મારો આ પુત્ર લગભગ મરી ગયા જેવો હતો, તે ખોવાઇ ગયા જેવો હતો. તેને મેં પાછો મેળવ્યો છે ને સજીવન કર્યો છે." પછી તેઓ ખુશી મઝામાં રહેવા લાગ્યા.

તેનો મોટો છોકરો ખેતરમાં હતો. જ્યારે તે ઘર તરફ આવ્યો ત્યારે તેણે પોતાના ઘરમાં સંગીત અને નાચ થતાં હોય એમ સાંભળ્યું. તેણે એક નોકરને પાસે બોલાવી પૂછ્યું:– "આ બધું શું ચાલી રહ્યું છે?" તેણે જવાબ આપ્યો. "તારો ભાઈ આવ્યો છે, તારા પિતાએ આજે ખૂબ મિષ્ટાન્ન તૈયાર કરાવ્યું છે," આ સાંભળી ને ગુસ્સે થયો; અને ઘરમાં ગયો નહિ. તેના પિતાએ તેને અંદર આવવા બહુ સમજાવ્યો; પણ તેને જવાનું મન થયું નહિ; અને તેણે જવાબ આપ્યો:– સદાચારીની પાપી પ્રત્યે કડક નજર:

"હું ઘણા દિવસથી-ઘણાં વર્ષોથી તમારી સેવા કરું છું; પણ તમે મને એકેક દિવસ સારી રીતે રાખતા નથી; ને, આ મારો ભાઇ દૂર દેશમાં પૈસા ઉડાવતો હતો; વેશ્યાઓમાં પોતાનો વખત અને ધન ગુમાવતો હતો તે આવ્યો. તેને માટે તમે આજે મોટો ઉત્સવ કરી મૂકયો છે!" ખોવાયેલાંને વિશેષ પ્રેમથી બોલાવે:

આ સાંભળી પિતાએ જવાબ આપ્યો, "હે પુત્ર, તું હંમેશાં મારી સાથે જ છો; અને જે મારું છે તે સઘળું જ તારું છે. પણ તારો આ ભાઇ, જે લગભગ મરી ગયેલા જેવો હતો તે આજે સજીવન થયો છે: તે ખોવાઇ ગયો હતો ને આજે પાછો આવ્યો છે. તેને માટે આપણે ઉત્સવ કરવો એ યોગ્ય જ છે." સદાચારી હંમેશાં પ્રભુ પાસે છે:

ઇસુએ શિષ્યોને કહ્યું:–"એક ધનવાન માણસ હતો અને તેણે એક રસોઇયો રાખ્યો હતો. થોડા સમય પછી તે રસોઇયા ઉપર એવો આરોપ આવ્યો કે તે પોતાના શેઠના માલનો બગાડ કરતો હતો ને વચ્ચેથી ખાઇ જતો હતો તેથી શેઠે તેને એક દિવસ બોલાવ્યો અને તેને કહ્યુ, "આ તારે માટે હું કેવું ખરાબ સાંભળું છું? તને સોંપેલા બધા માલનો હિસાબ આપ." અપ્રમાણિક રસોઈયાની વાત:

જેઓ અપ્રામાણિક થાય છે તેમને પ્રામાણિક માણસનું ધન સોંપી શકાય નહિં. જે ખરેખર બીજાના હકકનું છે તે તમે તેને આપો નહિં તો પછી તમારા હકકનું જે હશે તે તમને કોણ આપશે ?

કોઇ નોકર બે શેઠની સેવા કરી શકતો નથી પછી તે એકને ચાહશે અને બીજાને ધિક્કારશે, એકને વળગી રહેશે અને બીજાને તજી દેશે. શિષ્યો! ખરેખર, તમે ઇશ્વર અને ધન—એ બેઉ ઉપર ચાહના રાખી શકશો નહિં. ઇશ્વરને ભજવો હોય તો ધનનો મોહ છોડી દેવો જોઇશે." અનન્ય ઉપાસના જ ફળે છે:

ફેરીસીઝ ( Pharises ) લોકો ધનલોભી હતા—તેમણે ઇસુનો આ ઉપદેશ સાંભળ્યો; પણ તેઓ તેની ખૂબ હાંસી કરવા લાગ્યા. ઇસુએ તેમને કહ્યું " તમે માણુસોની દૃષ્ટિથી, પોતાનાં બધાં કામમાં ન્યાય રહેલો છે એવુ દેખાડવા યત્ન કરો છો; પણ ઇશ્વર તો સૌનાં હૃદય જાણે છે જે, માણસની દૃષ્ટિથી ઊંચું ગણાતું હોય તે, ઇશ્વરી દૃષ્ટિથી તિરસ્કારને પાત્ર હોય છે. દુનીઆની મોટાઇ અને વૈભવ વિષે આમ કહી શકાય છે. જહૅન આવ્યો ત્યારે પણ " કાયદા અને પયગમ્બરો " હતા. ત્યારપછી તો ઇશ્વરી સામ્રાજ્યનો ઉપદેશ આપવામાં આવ્યો; અને બધાય માણસો એ સામ્રાજ્યના હકકદાર છે. ઉપદેશની અસર અધિકારી-નેજ થાય છે

પૃથ્વી અને સ્વર્ગમાંથી પસાર થઇ જવું સહેલું છે, પણ કુદરતનો કાયદો કોઇ જરા પણ તોડી શકશે નહિં. દરેક માણસ જે પોતાની સ્રીને દૂર કાઢી મૂકે છે અને બીજી સ્રી સાથે સંભોગ કરે છે તે પાપનાં ફળ ભોગવે છે છે, કેમકે તે વ્યભિચાર કહેવાય છે કોઇ માણસે તજી દીધેલી સ્રીને પણ તમારે પરણવું નહિં; કેમકે એક રીતે જોતાં તે વ્યભિચાર ગણાય છે. વ્યભિચાર-નુ પાપ

**ગુન્હેગાર રસોઇયાની મૂંઝવણ:** પછી તે રસોઇયો પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો, 'જો મારા શેઠ મને રસોઇયાની નોકરીમાંથી કાઢી મૂકશે તો હું શું કરીશ? મજૂર તરીકે મજૂરી કરવાની શક્તિ મારામાં નથી. ભીક્ષા માગતાં મને શરમ લાગે છે. હું એવું કરવા ઇચ્છા રાખું છું જેથી મારા શેઠ મને રસોઇયા તરીકે બરતરફ કરે તોપણ, એક હલકા નોકર તરીકે મને રાખે.

**અન્યાયી લાભની ભરપાઈ:** પછી તેણે પોતાના શેઠના બધા દેવાવાળાને બોલાવ્યા; અને એક જણને તેણે પૂછ્યું; "તારે મારા શેઠનું કેટલું દેવું ભરવાનું છે?" તેણે જવાબ આપ્યો, "એક સો મણ તેલ." ત્યારે તે રસોઇઆએ કહ્યું, "તું સો નહિ, માત્ર પચાસ મણ ભરજે બાકીના પચાસ હું ભરીશ." પછી બીજાને બોલાવી તેણે પૂછ્યું, "તારે મારા શેઠનું કેટલું દેવું ભરવાનું છે?" તેણે કહ્યું, "એક સો મણ ઘઉં." તે સાંભળી રસોઇયાએ કહ્યું, "તું માત્ર એંશી મણ ભરજે. બાકીના વીસ મણ હું ભરીશ."

**પ્રમાણિક થવાના પ્રયત્નથી 'લાભ':** જ્યારે આ વાત તેના શેઠના જાણવામાં આવી ત્યારે તે ઘણો ખુશ થયો, તેણે તે અપ્રામાણિક રસોઇયાની પ્રશંસા કરી; કેમકે તેણે ડહાપણનું પગલું ભર્યું હતું. આ દુનીઆના માણસો પોતાના અમુક સ્થિતિસંજોગોમાં ડહાપણથી ચાલે છે, ને તેઓ વેદીઆ જેવા હોતા નથી. હું તમને સહુને કહું છું તે સાંભળો:—

**પ્રમાણિકતા હંમેશાં લાભકારક છે:** અન્યાયથી મેળવેલા પૈસાથી તમે મિત્રો મેળવો: જેથી પૈસો જાય ત્યારે તેઓ તમને આશ્રય આપશે. જે ન્હાની બાબતમાં પ્રામાણિક છે તે મોટી બાબતમા પણ પ્રામાણિક રહે છે; ને જે માણસ નાની બાબતમાં દગો કરે છે તે મોટી બાબતમાં જરૂર દગો કરે. અપ્રામાણિક માણસના ધનની વ્યવસ્થામાં

જેઓ અપ્રામાણિક થાય છે તેમને પ્રામાણિક માણસનું ધન સોંપી શકાય નહિં. જે ખરેખર બીજાના હક્કનું છે તે તમે તેને આપો નહિં તો પછી તમારા હક્કનું જે હશે તે તમને કોણ આપશે ?

કોઇ નોકર બે શેઠની સેવા કરી શકતો નથી. પછી તે એકને ચાહશે અને બીજાને ધિક્કારશે, એકને વળગી રહેશે અને બીજાને તજી દેશે. શિષ્યો! ખરેખર, તમે ઇશ્વર અને ધન–એ બેઉ ઉપર ચાહના રાખી શકશો નહિં. ઇશ્વરને ભજવો હોય તો ધનનો મોહ છોડી દેવો જોઇશે." અનન્ય ઉપાસના જ ફળ છે:

ફેરીસીઝ ( Pharises ) લોકો ધનલોભી હતા–તેમણે ઇસુનો આ ઉપદેશ સાંભળ્યો; પણ તેઓ તેની ખૂબ હાંસી કરવા લાગ્યા. ઇસુએ તેમને કહ્યું " તમે માણસોની દૃષ્ટિથી, પોતાનાં બધાં કામમાં ન્યાય રહેલો છે એવું દેખાડવા યત્ન કરો છો; પણ ઇશ્વર તો સૌનાં હૃદય જાણે છે. જે, માણસની દૃષ્ટિથી ઊંચું ગણાતું હોય તે, ઇશ્વરી દૃષ્ટિથી તિરસ્કારને પાત્ર હોય છે. દુનીઆની મોટાઇ અને વૈભવ વિષે આમ કહી શકાય છે. જહૉન આવ્યો ત્યારે પણ " કાયદા અને પયગમ્બરો " હતા. ત્યારપછી તો ઇશ્વરી સામ્રાજ્યનો ઉપદેશ આપવામાં આવ્યો; અને બધાય માણસો એ સામ્રાજ્યના હક્કદાર છે. ઉપદેશની અસર અધિકારીને જ થાય છે

પૃથ્વી અને સ્વર્ગમાંથી પસાર થઇ જવું સહેલું છે; પણ કુદરતનો કાયદો કોઇ જરા પણ તોડી શકશે નહિં. દરેક માણસ જે પોતાની સ્ત્રીને દૂર કાઢી મૂકે છે અને બીજી સ્ત્રી સાથે સંભોગ કરે છે તે પાપનાં ફળ ભોગવે છે છે, કેમકે તે વ્યભિચાર કહેવાય છે કોઇ માણસે તજી દીધેલી સ્ત્રીને પણ તમારે પરણવું નહિં; કેમકે એક રીતે જોતાં તે વ્યભિચાર ગણાય છે. વ્યભિચારનું પાપ

લાગણી-હીન ધનવાનનું દૃષ્ટાંત : એક ધનવાન માણસ હતો. તે હમેશાં મિષ્ટાન્ન જમતો હતો અને કિંમતી લૂગડાં પહેરતો હતો. એક લેઝરસ ( Lazarus ) નામનો ભિક્ષુક જે ઘણા દર્દથી પીડાતો હતો તે તેના દરવાજા પાસે આવી સૂતો. ધનવાનને ખાતાં વધેલા ને ફેંકી દીધેલા અન્નના ટુકડાથી ગુજરાન ચલાવવાની તે ઇચ્છા રાખતો હતો. એવામાં કુતરાઓ તેની પાસે આવતા અને તેના જખમો જીભથી ચાટતા હતા.

ગરીબને સ્વર્ગ મળ્યું : પછી એવું બન્યું કે જ્યારે તે ભિક્ષુક મરી ગયો ત્યારે અબ્રાહામના દૂતો, ફિરસ્તાઓ તેને સ્વર્ગમાં લઇ જવા માટે આવ્યા. પેલો ધનવાન પણ મરી ગયો; અને તેને કબરમાં દાટવામાં આવ્યો.

ધનવાનની યાતના : તે ધનવાન નરકમાં પીડાતો હતો, રીબાતો હતો. તેણે અબ્રાહામને તેની છાતીમાં લેઝરસને રાખતાં જોયો. તે જોઈ ધનવાન દુઃખથી રીબાતો બોલ્યો, "અરે બાપુ અબ્રાહામ, તું મારી ઉપર દયા રાખ; અને પેલા લેઝરસને મારી પાસે મોકલ, જેથી તે પોતાની આંગળીનું ટેરવું ( Tip ) પાણીમાં બોળીને મારી જીભ ઉપર મૂકે: મારા જીવને તેથી ઠંડક થશે, કેમકે આ દુઃખી સ્થિતિમાં હું તરસથી ખૂબ પીડાઉં છું !"

સુખ પાછળ દુઃખ છુપું છે : ત્યારે અબ્રાહામે કહ્યું, "તેં તારા જીવનમાં ખૂબ મઝા કરી લીધી છે; લેઝરસે બહુ કષ્ટ ભોગવ્યું છે-હવે અહીં તેને સુખ પ્રાપ્ત થાય છે; અને તું દુઃખ ભોગવે છે. વળી, મારી અને તારી વચ્ચે ઘણું જ અંતર છે, તે ઓળંગીને ત્યાં આવવાનું બહુ કઠણ છે. જેઓ ત્યાં આવે છે, તેઓ ત્યાંથી મારી પાસે પાછા આવી શકતા નથી."

પછી પેલા ધનવાને ફરીથી વિનતિ કરીને કહ્યું, "હું તને પ્રાર્થના કરું છું કે તું તેને મારા પિતા પાસે મોકલજે. મારે બીજા પાંચ ભાઇઓ છે, તેમને બધાને જઇને કહે અને ચેતાવે તો તેમની મારા જેવી દશા થતી અટકે". તેના જવાબમાં અબ્રાહામે કહ્યું," તેમને માટે મોઝીઝ ( Moses ) અને બીજા પયગંબરો છે જ; તેમનો ઉપદેશ તેઓ જરૂર ધ્યાનમાં રાખે." 'ધનવાનને કોઇ ચેતાવો':

પેલા ધનવાને ફરીથી કહ્યું,"મૃત માણસોમાંથી એક ત્યાં જાય અને કહે કે ધનવાનની દશા મરી ગયા પછી આટલી બધી ખરાબ થયેલી મેં જોઇ છે; તો તેના કહેવાથી સહુને ખાતરી થશે, ને તેઓ પસ્તાવો કરશે." તેના જવાબમાં અબ્રાહામે કહ્યું, "જેઓ મોઝીઝ તથા પયગમ્બરનું કહેલું ખરું માનતા નથી તેઓ મરી ગયેલા માણસનું કહેલું પણ કાંઇ માનશે નહિં.!" પણ સાંભળે છે કોણ?:

પછી તેણે પોતાના શિષ્યોને કહ્યું, "ભૂલ કરવાના સંજોગો દરેક માણસને માટે ઊભા થાય છે; પણ જેની મારફત એવી ભૂલ થાય તેવાને ખરેખર ધિક્કાર છે. એવા માણસને ગળે ઘંટીનું પડ બાંધી તેને દરિયામાં ફેંકી દેવો જોઇએ; તેમ કરવાથી તે બીજા નિર્દોષને ભૂલમાં ફસાવે નહિં. તમે બધા ખાસ ધ્યાન આપજો. જો તમારો ભાઇ ભૂલ કરે તો તેને ઠપકો આપજો જો તે પસ્તાવો દર્શાવે તો તેને માફી આપજો. જો તે એક દિવસમાં સાત વખત ભૂલ કરે અને સાત વખત તમારી માફી માગે તો તેને માફી આપજો " ભૂલની માફી આપો:

પછી ધર્મોપદેશકોએ ઇસુને કહ્યું, "અમારામાં ખૂબ શ્રદ્ધા રેડજો." એટલે ઇસુએ કહ્યું, "જો તમારામાં શ્રદ્ધા એક રાઇના દાણા જેટલી હશે ને તમે આ ઝાડને કહેશો—' અહીંથી શ્રદ્ધાનો કણ પર્વત જેવડો અડગ બનાવશે:

જા, દરિયામાં ઊગ.' તો તે ઝાડ પણ દરિયામાં જઈ ત્યાં ઊગશે જ.

ફરજમાં પાડ શેનો? તમારા નોકરો ખેતરમાં ખૂબ મહેનત કરી ઘેર આવે છે ત્યારે તમે તેને એકદમ ખાવા બેસાડો છો ? તમે તો કહો છો કે હું ખાવા બેસું ને "તમે સહુ આમ કરો, તેમ કરો; પછી તમે ખાજો." તમારા નોકરે હુકમ પ્રમાણે જે કામ કર્યાં હોય તે માટે તમે તેનો આભાર માનો છો ?: નથી માનતા. ત્યારે તે પ્રમાણે જોતાં, તમે સહુ મારા ફરમાન પ્રમાણે કામ કરો ત્યારે મારે પણ તમારો ઉપકાર માનવો ન જોઈએ, તમારે કહેવું જોઈએ કે 'અમે કાંઈ ફાયદા માટે નોકરો નથી. અમે તો માત્ર અમારી ફરજ બજાવીએ છીએ.''

—સેન્ટ લ્યુક ૧૦; (૧૫-૨૭).

## ૬ પયગમ્બરોની ભાવના

સાચો પયગમ્બર કોણ?: સભામાં ગમેલીઅલ (Gamaliel) નામે એક ફેરીસી (Pharisee) ઊભો થયો. તે એક ધારાશાસ્ત્રી હતો ને લોકોમાં તે માનપાત્ર થયો હતો. તે એક વખત કેટલાક લોકોનો નેતા થયો. તેણે ઇઝરાયલના અનુયાયી શિષ્યોને કહ્યું, 'પયગમ્બરો સાથે તમારે કેવું વર્તન ચલાવવું તે તમે ધ્યાનમાં રાખો. ઘણા સમય પહેલાં થીયુડાસ (Theudas) નામે એક પયગમ્બર થયો હતો. તે પોતે અમુક દેવ તરફથી આવેલો છે એમ કહેતો. આશરે ચારસો જેટલા માણસો તેના શિષ્ય થયા હતા. પણ સત્તાવાળા રાજાએ તેને મારી નાખ્યો અને તેના શિષ્યો પણ એવી જ સજાથી મોત પામ્યા.

પછી ગેલીલીનો વતની જ્યુડાસ (Judas) આવ્યો. અને કેટલાક લોકો તેને અનુસરવા લાગ્યા. તેનો પણ નાશ થયો; અને, તેથી તે બધા લોકો આડાઅવળા નાશી છૂટ્યા. તેથી હું તમને સહુને કહું છું કે કોઇએ પોતે પયગમ્બર હોવાનો હક્ક કરવો નહિં. એવો હક્ક રાખનારની પાછળ ચાલવું નહિં. એવાને એકલા જ રહેવા દેવા. પયગમ્બર થવું સારું નથી:

ઇશ્વિરી ફરમાન માણસ પોતે ફેલાવે છે ત્યારે તે બધાં દુન્યવી કામોની પેઠે નાશ પામે છે : પણ જ્યારે ઇશ્વર પોતે જ પોતાનાં ફરમાન આગળ કરે છે ત્યારે કોઇ તેનો સામનો કરી શકતું નથી અને તે ફરમાન વિજયી પામે છે." ઇશ્વરનાં ફરમાન માનો:

આ વાત સાંભળી સહુ કબુલ થયા. પછી તેમણે, બધા નામધારી પયગમ્બરોને એકઠા કર્યા અને સારી પેઠે તેમને માર માર્યો; તથા ધમકી આપી સમજાવ્યું કે "ઇસુના નામથી તમારે કાંઇ જ કહેવું નહિં." પછી તે નામધારી પયગમ્બરો ત્યાંથી દૂર જતા રહ્યા; તેઓ એમ માનવા લાગ્યા કે ઇસુને માટે માર ખાવાથી તેઓ વધારે લાયક બનતા જતા હતા; કેમકે ઇશ્વિરના નામ ખાતર માર ખાવો એ દશા પણ જેનું ધન્યભાગ્ય હોય તેને જ મળે છે; અને પછી તેઓ ઘરમાં હોય કે બહાર હોય–જ્યાં હોય ત્યાં–ઇસુનું મહત્ત્વ તથા તેનો ઉપદેશ શિખવવા લાગ્યા. ઇસુનો વિનય:

તે સમયે શિષ્યો વધતા જતા હતા. રોમમાં રહેનારા યાહુદીઓ હિબ્રુ લોકો સામે ફરિયાદ કરવા લાગ્યા કે "પ્રાર્થના અને પવિત્ર વિધિમાં વિધવાઓને સ્થાન આપવામાં આવતું નથી ને અયોગ્ય છે." પવિત્ર વિધિમાં વિધવાને સ્થાન અપાવવા માટે ધર્મ-સભા:

પછી તે બાર ધર્મગુરુઓની સભાએ બધા શિષ્યોને એકઠા કર્યા; અને કહ્યું, "હે ભાઇઓ, આપણે

ધર્મની ફરમાનનો અનાદર કરીએ છીએ, નવરાશના વખતમાં ઉપદેશ આપવાને બદલે આપણે શ્રીમન્તોનાં ભોજનો ઉડાવીએ છીએ. તમે હવે સમજો. તમારામાંથી ડાહ્યા અને કર્તવ્ય-બુદ્ધિવાળા સાત માણસોનું એક મંડળ નીમો. તેમણે આ બાબત ઉપર ખાસ ધ્યાન આપવું. પ્રાર્થનામાં અને લોકોની ધાર્મિક ક્રિયામાં ખાસ દેખરેખ રાખવી જોઇએ."

સાત સંતોનું વ્યવસ્થાપક મંડળ: બધાને આ વાત પસંદ પડી. તેમણે સ્ટીવન (Stephen) નામના એક ધર્માત્માને નીમ્યો; તથા ફિલીપ, પ્રોકોરસ, નિકાનોર, ટાઇમન, પારગિનસ અને નિકોલસ–એ ૭ માણસોને તેમાં સહાય કરવા નીમ્યા. પછી તેમણે આ સાત માણસોને પયગમ્બરો પાસે મોકલ્યા; પ્રાર્થના કરી. પયગમ્બરોએ તેમને આશીર્વચન કહ્યાં. પછી ઈશ્વરનાં વચનો વધારે માનપાત્ર થયાં, અને જેરુસલેમમાં શિષ્યોની સંખ્યા ખૂબ વધવા લાગી. ઈસુના મતમાં ધર્મગુરુઓ વધવા લાગ્યા.

સ્ટીવનનો પ્રભાવ અને વિરોધ: સ્ટીવનમાં બહુ જ શ્રદ્ધા અને બળ હોવાથી તે વધારે લોકપ્રિય થયો. અને તે લોકોને પોતાના ચમત્કાર (Wonders) દેખાડવા લાગ્યો. પણ તેવામાં એક બીજું નાસ્તિક મંડળ (Synagogue of Libertines) તેની સામે ઊભું થયું. તેમાં કેટલાક સિરીયા, એલેકઝાંડ્રિયા અને એશિયાના વતનીઓ હતા. તેમણે સ્ટીવન સામે મોટો વિવાદ ઊભો કર્યો. સ્ટીવને ડહાપણથી તે બધાને યોગ્ય જવાબો આપ્યા.

સંત સામે તરકટ: આમ વાદવિવાદમાં ફાવ્યા નહિં ત્યારે તેમણે સ્ટીવનની વિરુદ્ધ જુઠ્ઠાણું ફેલાવ્યું. તેમણે એવું કહ્યું કે સ્ટીવન તો છડેચોક ઈસુની નિન્દા કરે છે. તે જાહેરમાં ધર્મ તથા ધર્મ-ગુરુની સામે આરોપ મૂકે છે. પછી તેમણે આ બાબતના જુઠ્ઠા

સાક્ષીઓ ઉભા કર્યાં. તેઓ સહુ એક પછી એક પેલા ધર્મ-મંડળ પાસે જઇ બધી વાત કહી આવ્યા.

આમવર્ગ, વડીલો, લહીઆઓ બધા જ સ્ટીવન સામે ઉશ્કેરાઈ ગયા ને આખરી તપાસ માટે સ્ટીવનને ધર્મમંડળ પાસે ઉભો કરી મૂક્યો. ત્યાં જુઠ્ઠા સાક્ષીઓએ કહ્યું કે સ્ટીવન મોઝિઝની નિન્દા કરે છે, ઈસુની નિન્દા કરે છે, અને કહે છે કે ઇસુના ધર્મથી જેરુસલેમનો નાશ થશે. આથી બધા સ્ટીવન સામે નજર માંડી, જોઇ રહ્યા. તે જ વખતે સ્ટીવનનું મોં એક દિવ્ય દેવદૂત જેવું દેખાયું. તે જોઈ બધા આશ્ચર્ય પામ્યા.

સંતના તેજનો પ્રભાવ :

—કાનૂનો : ૫, ૩૪; ૬, ૧૫.

ત્યારે ગર્વ ન કરવો. પાપીને ધિક્કારવા નહિ. પાપમાં શામિલ થવું નહિ. પુણ્યના કામમાં ખૂબ ઉત્સાહ રાખવો, આશા રાખવી અને સંકટો આવે તે સહન કરી લેવાં પ્રેમ કદાપિ નિષ્ફળ જતો નથી. ભવિષ્યવાણીને પણ તે ખોટી પાડે છે, નિન્દાખોર લોકોને પણ તે શાંત પાડી દે છે.

બચપણના પ્રભુ ઘડપણમા દૂર જાય છે

જ્ઞાન, ભવિષ્યજ્ઞાન કે ભવિષ્યવાણી–એ બધું અપૂર્ણ સત્ય છે. પ્રેમ એ સંપૂર્ણ સત્ય છે. અપૂર્ણ તે અપૂર્ણ; કેમકે હું નાનો હતો ત્યારે બાળકની પેઠે બોલતો, ચાલતો અને બાળકના જેવી લાગણીઓ રાખતો હતો. હવે હુ માણસ થયો છુ તેથી બચપણની ભાષા વગેરે મેં ત્યજી દીધું છે. હવે મોટપણે હું જે દર્પણમા જોઉ છુ તે અપૂર્ણ દર્શન છે. બચપણમાં હું ઇશ્વરને મારી સામે જોઇ શકતો હતો.

પ્રેમ-ધર્મ મોટો છે

હાલમાં હું માત્ર અપૂર્ણ જ્ઞાન ધરાવુ છુ. પણ મારે જેટલું જાણવું જોઇએ તે હું જરૂર જાણીશ એવી મને આશા છે, શ્રદ્ધા છે, અને પ્રેમ છે. આ ત્રણમાં યે પ્રેમ સૌથી મોટો છે"

—૧ કોરિન્થીઅન્સ ૧૩

[ આ ]

સૌએ સૌનુ સોપ્યું કામ કરવુ

આપણા શરીરમાં ઘણા અવયવો છે; પણ તે બધાનું કામ એક જ નથી. આપણે ઇસુના શરીર તરીકે એક છીએ, અને જુદી જુદી રીતે એક બીજા સાથે જોડાયના છીએ. આપણને જુદી જુદી બક્ષિસો મળી છે કોઇને ભવિષ્ય કહેવાની શક્તિ મળેલી છે. પણ આપણા જ્ઞાન પ્રમાણે જ આપણે ભવિષ્ય કહેવુ ધર્મક્રિયા કરાવનારે માત્ર તે ક્રિયા જ કરાવવી ઉપદેશ આપનારે ઉપદેશ આપવો, દાન આપનારે ઉદારતાથી દાન

આપવું. રાજ્ય કરનારે ખંતથી રાજ્ય કરવું. માફી દર્શાવનારે હસીને ખુશીથી બીજાને માફી આપવી.

કેટલાક સદ્બોધ: પ્રેમમાં દંભ રાખવો નહિં. પાપને ધિક્કારવું, પુણ્યનો માર્ગ પકડી રાખવો. ભાઇઓના પ્રેમમાં એક બીજા તરફ મૃદુ સ્નેહની લાગણી રાખવી, માન રાખવું. ઉદ્યોગી થવું. આળસુ થવું નહિં. આત્મામાં ઉત્સાહ રાખવો. ઇશ્વરની સેવા કરવી. બહુ દુઃખ આવી પડે ત્યારે બહુ ધૈર્ય રાખવું. પ્રાર્થના ચાલુ રાખવી અને સંતના લક્ષણોનું અનુકરણ કરવું. અતિથિનું સ્વાગત કરવું.

ભૂંડાનું પણ ભલું વાંછવું: જે લોકો તમને ખૂબ દુઃખ આપે તેમને પણ તમારે આશિષ આપવી, તેમનું ભલું ચાહવું. હસતાંની સાથે હસવું. રડતાંની સાથે રડવું ને તેમનાં દુઃખ ઓછાં કરવાં. બધાને અનુકૂળ થઇ રહેવું.

નમ્ર થવું: મહાન થવા માટે લક્ષ રાખવું નહિં, પણ નમ્ર થવા યત્ન કરવો. તમારા પોતાના ગર્વ અને ઘમંડ પ્રમાણે કામ કરવું નહિં. કોઇની તરફ તેના પાપનો બદલો વાળવા તેને નુકસાન કરવું નહિં. બધા માણસો જે વસ્તુને પૂજ્ય ગણતા હોય તે ધ્યાનમાં રાખવું. બને ત્યાં સુધી બધા માણસો સાથે સુમેળ રાખવો.

પ્રેમથી વેર શમાવવું: જાતે જ વેર લેવું નહિં. પ્રેમપાત્ર રહેવું. પણ વેર લેવાનું પરમેશ્વરને સોંપવું. ઇશ્વરી વચન એવું છે, કે "સારા કે ખરાબ કામનો બદલો વાળવો તે મારા હાથમાં છે." તારો દુશ્મન જો ભૂખે મરતો હોય તો તેને અન્ન ખવરાવજે; તે તરસ્યો હોય તો તેને પાણી પીવા આપજે.

પસ્તાવાથી દિલ શુદ્ધ થાય છે : એમ કરવાથી તે પસ્તાવાના અગ્નિથી બળી જશે, અને સુધરશે. **પાપ પાપથી પરાજય પામતું નથી; પણ પુણ્યથી પાપ પરાજય પામશે.**

—રોમન્સ, ૧૨; ૪–૨૧.

[ ઇ ]

પડોસી પ્રત્યેનો ધર્મ : "હે બંધુઓ, તમને મોક્ષ મેળવવા માટે બોલાવ્યા છે. પોતાની સ્વતંત્રતા શારીરિક સુખ માટે નથી. પ્રેમથી તમારે એક બીજાની સેવા કરવી જોઇએ. "તારે તારા પાડોશીને પોતાની જાતની જેમ જ ચાહવા જોઇએ;" આ વચન પ્રમાણે જો તમે ચાલશો નહિં, અને એક બીજાનું ભક્ષણ કરશો તો આખરે તમે એક બીજાથી જ નાશ પામશો."

શરીર ઉપર આત્માનો કાબુ સ્થાપો : આત્મા ઉપર લક્ષ રાખીને ચાલો, શરીરની વિષયવાસના ( Lust ) પ્રમાણે દોરવાઓ નહિં. શરીરની ઇચ્છાઓ આત્મ-સુખની સાથે વિરોધી હોય છે અને આત્માની ઇચ્છાઓ શરીર-સુખની વિરોધી હોય છે. તેથી તમારી ઇચ્છામાં આવે તેમ વર્તવાની તમને છુટ નથી. તમારે તો આત્મા ( Spirit )ના આદેશ પ્રમાણે કામ કરવું જોઇએ.

અનાચાર તથા પાપના માર્ગ : શારીરિક સુખો કેટલાં છે તે સૌને જાણીતાં છે. પરસ્ત્રીનો સમાગમ, અપવિત્ર આચાર, અસ્થિરતા; મૂર્તિને ઇશ્વર ધારી પૂજા કરવી તે, ધંતરમંતર કરી બીજાને છેતરવા તે, લડાઈ કરવી, ઇર્ષાથી બીજામાં ફાટફૂટ પડાવવી તે, ઇશ્વર છે જ નહિં એવો મત ફેલાવી, દારૂ પી મોજમજા કરવી—ને જલસાઓ કરવા તે—અને આવી અનેક રીતે પાપીઓ પોતાનાં શારીરિક સુખની ઇચ્છાઓ તૃપ્ત કરે છે. તેથી હું તમને ચેતવણી

વર્તો, માફી આપો અને કૃપાળુ પરમેશ્વર પણ તમને માફી આપશે.”

—ઈફીસીઅન્સ, ૪; ૨૫–૩૨.

[ ૭ ]

ઈસુનો સર્વાત્મભાવ :

“તમે એક બીજા વિષે જુઠાણું ફેલાવશો નહિં. કેમકે એમ કરવાથી તમે કાંઇ તે મનુષ્યને સુધારી શકશો નહિં. માણસને ઇશ્વરે બનાવ્યો છે; ઇશ્વર તરફ તેને પાછો લઇ શકાય તેવું કાંઇક કરવું. ગ્રીકો અને યાહુદીઓ, જંગલી લોકો, સિથીઅનો, ગુલામો અને સ્વતંત્ર માનવીઓ—આવા ભેદ ઇસુની દૃષ્ટિમાં હોતા જ નથી. તેની દૃષ્ટિમાં સર્વત્ર ઇસુ જ રહેલો છે. ઇસુ સિવાય બીજું કાંઇ જ નથી.

પ્રભુનાં લાડીલાંની ફરજ :

ઇશ્વરનાં વહાલાં ( God's elect ) તરીકે હમેશાં દયાળુ અંતઃકરણ રાખો, નમ્રતા રાખો, સજ્જનતા રાખો, દુઃખો સહન કરો, માફી આપો અને માફી મેળવો. ઇશ્વરની દૃષ્ટિમાં તમે કાંઇ પાપ કરતા હશો તેની માફી મળશે. હંમેશાં પ્રેમ રાખો. પ્રેમથી તમે સંપૂર્ણ થઇ શકશો.”

ભાવ, ઇસુના મન જેવું જ મન, ઇસુનો સાચો આત્મા આમાં રહેલો છે.

ઇસુ પોતે ઇશ્વર સરખો જ પૂજ્ય હતો, પણ તેથી ગર્વ ધરતો નહિ. પણ પોતે એક માણસ છે એમ જાણી તે પોતાની જાતે નમ્રતાથી પ્રભુનું શરણ લેતો. મોતની ઘડી સુધીને ઇશ્વરી ઇચ્છાને એ તાબે રહ્યો. ઇશ્વરે તેને કોઇ વિરલ પ્રકારનું નામ આપ્યું અને તેને સૌથી ઊંચું પદ આપ્યું. તેનું નામ સાંભળતાં જ મોટા સાધુસંત નમી પડે; દરેક માનવીની ઘૂંટણ ઇસુના માનમાં નીચી ઢળી પડે. પૃથ્વીલોકમાં, પાતાળલોકમાં અને સ્વર્ગલોકમાં બધા એક અવાજે મુક્તકંઠે કબૂલ કરે છે કે 'ઇસુ અમારો દેવ છે, ઇશ્વર છે'". ઇસુ પુરુષોત્તમ હતો :

—ફીલીપાઇન્સ, ૨; ૧-૧૧.

## ૮ જહોને કરેલું મનન

### (અ) દ્રાક્ષલતા અને તેની ડાળીઓ

"હું એક દ્રાક્ષલતા છઉં; અને ઇશ્વર મને ઉગાડનાર (જન્મ આપનાર) ખેડૂત છે. મારી જે ડાળી (શાખા) ફળ ધારણ કરતી નથી તેને તે તોડી નાખે છે, ને જે ડાળી ઉપર દ્રાક્ષ બેસે છે તે ડાળીને તે સાફ કરી સુધારે છે જેથી તેમાં વધારે દ્રાક્ષ ઊગે. તેજ પ્રમાણે મેં તમને જે શબ્દો કહ્યા છે તેથી તમે સદ્ પવિત્ર થયા છો. મારામાં રહો અને તમારામાં રહો, કેમકે ડાળી એકલી જ હોય તો તેમાં ફળ બેસતાં નથી; તે ઝાડમાં ઊગેલી રહેવી જોઇએ. તમે એકલા રહી જીવન વીતાડશો નહિં, પણ મારા સંબંધમાં રહી જીવી શકશો. હું દ્રાક્ષલતા છઉં. તમે ડાળીઓ છો! દ્રાક્ષલતા અને ખેડૂતનું દષ્ટાંત :

**પ્રભુથી વિખૂટો પડે છે તે કરમાય છે:** જે મારા સંબંધમાં રહેતો નથી તે નકામી ડાળી પેઠે સુકાઇ જાય છે અને તેને કાપી નાંખવામાં આવે છે. જો તમે મારા સંપર્કમાં રહો અને મારા કહેલા શબ્દો બરાબર યાદ રાખો તો તમે જયાં હશો ત્યાં તમારી ઇચ્છા મુજબ થશે; તમે ઘણાં ફળ ધારણ કરશો તો મારા પિતાનો યશ વધશે; અને તમે મારા શિષ્યો તરીકે રહેશો. મારા પિતા મને ચાહે છે તેમ હું તમને ચાહું છું.

**પ્રેમપાત્ર બનવા પ્રેમ કરો:** તમે મારા પ્રેમમાં નિમગ્ન રહો. જો તમે મારા ફરમાન પ્રમાણે કરશો તો તમે મારા પ્રેમપાત્ર રહેશો. મેં મારા પિતાનાં ફરમાન પાળ્યાં છે અને તેથી તેમનો પ્રેમ મેળવ્યો છે અને તેને સાચવી રાખ્યો છે. તમને જોઇ મને આનન્દ થાય છે, માટે આ બાબતો હું તમને કહું છું. તમારા સંબંધમાં રહેતાં મારો આનન્દ વધે છે; અને તમે તમારો આનન્દ મારા સંબંધમાં રહી વધારો. મારી આજ્ઞા છે કે તમે સહુ એકબીજાને ચાહો. જે માણસ પોતાના મિત્ર માટે પોતાનું જીવન કુરબાન કરે છે તેનાથી વધારે મોટો માણસ બીજો કોઇ જ નથી.

**શેઠ નહીં પણ મિત્ર:** જે બાબતો હું તમને કહું છું તે પ્રમાણે તમે કરો તો હું તમારો મિત્ર છઉં. હું તમને મારા નોકર કહેતો નથી; કેમકે પોતાનો શેઠ શું કરે છે તે બાબતની નોકરને કાંઇ ખબર પડતી નથી. હું તમને મારા મિત્ર ગણું છું; અને, મારા પિતાએ મને જે જે કહ્યું તે હું તમને કહું છું. તમે મને પસંદ કર્યો નથી, પણ મેં તમને પસંદ કર્યા છે; તથા તમને એવાં કામ સોંપ્યાં છે જેમાં તમે સફળ થાઓ, અને તમારાં એ ફળ હમેશાં ટકી રહે. તમે મારા પિતા પાસેથી મારે નામે જે કાંઇ માગશો તે તમને મળશે જ.

હું તમને હુકમ કરું છું કે તમે એક બીજાને ચાહજો. જો આ જગત તમને ધિક્કારે તો તમે સમજજો કે તમારી પહેલાં મને પણ લોકોએ ધિક્કાર્યો હતો. જો તમે દુનીઆદારીના થઇ રહો તો દુનીઆ તમને ચાહે. પણ જગતને દૂર કરી મારૂં શરણ લેવા મેં તમને પસંદ કર્યા છે તેથી જગત તમને ધિક્કારશે જ: મેં તમને કહેલું વચન સંભારી રાખજો. જગતથી પર રહેજો :

નોકર કદાપિ શેઠ કરતાં મોટો નથી જ. મને ય જગતનાં માનવીઓ બહુ ત્રાસ આપતા તો પછી તમને ત્રાસ આપે તેમાં નવાઈ શી? જો તેઓ મારાં વચનપ્રત્યે માન રાખતા હશે તો તેઓ તમારાં વચન તરફ પણ માન રાખશે!" પ્રભુને વ્હાલા બનો :

—સેન્ટ જહૉન. ૧૫; (૧–૨૦)

## (આ) નાશવંત જગત અને સનાતન સત્ય

"જે માણસ એમ માને છે કે હું પ્રકાશમાં રહું છું, જ્ઞાની છું અને મારા બીજા ભાઇઓ અંધકારમાં છે, અજ્ઞાની છે, તે માણસ પોતે જ અંધકારમાં રહેલો છે. જે પોતાના બાંધવોને ચાહે છે તે પ્રકાશમાં છે, જ્ઞાની છે. તેને પોતાના માર્ગમાં ચાલતાં ઠોકર વાગવાનો સંભવ નથી. જે માણસ પોતાના બંધુઓને ધિક્કારે છે તે અંધારામાં ચાલે છે, અને પોતે ક્યાં જાય છે તે તે સમજી શકતો નથી, કેમકે અંધકારથી તે આંધળો બનેલો છે. ખરો જ્ઞાની કોણ ?:

મારાં બાળકો, તમારે માટે હું આ લખું છું; કેમકે તમને બધાં પાપોમાંથી મુક્તિ મળેલી છે. પિતાઓ, તમે તો ઇશ્વરને ઘણા સમયથી ઓળખતા જ હશો. યુવકો, તમારે માટે હું આ લખું છું કેમકે તમે પાપને જીતી શક્યા છો. નાનાં બાળકો ઈશ્વરને ઓળખો :

પિતાને ઓળખે છે, જે આરંભકાળથી ટકે રહે છે તેને સહુ પિતાઓ ઓળખે છે. યુવકો મજબૂત છે અને તેમનામાં ઈશ્વરી ઉપદેશ બહુ સમય સુધી ટકી રહેશે તેથી તેઓ પાપને હટાવી શકશે.

જગતને ન ચ્હાશો ઈશ્વરને ચાહો : જગતને તથા જગતની વસ્તુઓને ચાહો નહિં. જો કોઇ માણસ આ જગતને ચાહતો હોય તો એમ સમજવુ કે તે ઇશ્વરને ચાહતો નથી. શરીરના અને ઇન્દ્રિયોના ઉપભોગ તથા મિથ્યાભિમાન—એ સિવાય જગતમાં બીજું છે શુ ? ઇશ્વરમાં એ નથી જ. ત્યાં જગતની બધી વાસનાઓ ઓસરી જાય છે. જે માણસ ઇશ્વરની ઇચ્છા પ્રમાણે ચાલે છે તે હંમેશાં ટકી રહે છે, અમરપદ મેળવે છે."

—૧ જહૉન, ૨, ૯–૧૭.



# પ્રકરણ ૧૨મું

## ઉપસંહાર

## ૧

## ચાંગ-આનમાં એક સભા ( ઇ. સ. ૯૦૦ )

### [ ૧ ]

### આચાર-વિચાર તથા ખાનપાન

એક કાલ્પનિક મજલિસ: અથવા ધર્મસભા:

ચાંગ-આન સુંદર શહેર છે. તેમાં લાંબા પહોળા રસ્તાઓ છે. વેપાર મારો ચાલે છે. ત્યાં મોટા કિલ્લાઓ અને બુરજો દેખાય છે. ત્યાં દેશદેશના લોકો આવે છે. નેસ્ટરના ધર્મગુરુ ( Nastorian bishop ), મુસલમાન વેપારી, જરથોસ્તી ધર્માચાર્ય, જાપાનનો સાધુ " કુકી ( Kuki ) જેને જાપાનના શહેનશાહે ચીનના ધર્મનો અભ્યાસ કરવા મોકલ્યો હતો, તે બધા ત્યાં એકત્ર થયા.

પ્રજા પ્રજાનો આચાર-ધર્મ :

મુસલમાન વેપારીનું નામ અબુ ઝૈદ ( Abou Zeid ) હતું. જ્યારે તે ત્યાં આવ્યો ત્યારે તેને ચોખા અને દારૂ આપવામાં આવ્યાં; પણ તેણે તે સ્વીકારવા ના પાડી હતી. ખાણા

**ભિન્નતા : મુસલમાન મત :** વખતે ચીનાઓ વાપરે છે તેવો રસદાર કુકકરના માંસનો સેરવો ખાવામાં તેણે સખત વાંધો લીધો હતો ને ખાધો નહોતો આ બાબતથી જરા ચર્ચા ઉપસ્થિત થઇ હતી.

**ખ્રિસ્તી મત :** નેસ્ટરના ધર્મગુરુએ પોતાનો મત એવો દર્શાવ્યો કે "માણસના શરીરમાં બહારથી કોઇ વસ્તુ જાય તે તેને અપવિત્ર કરી શકતી નથી."

**'વટાળ'ની જાપાનમાં બંધી :** કુકીએ કહ્યું:–"ખાવાની બાબતમાં તથા જાતીય વ્યવહારમાં ( Sex-act ) અમારા દેશ ( જાપાન )માં ' વટાળ ' ગણાય છે; મરણ થયા પછી ઘણી શુદ્ધિ કરવી જરૂરી છે. જૂનો શહેનશાહ મોત પામે અને નવો રાજા ગાદી પર બેસે ત્યારે તેને માટે નવો રાજમહેલ બાંધવો પડે છે. જૂના ધર્મમાં અશૌચ, ધર્મ-સંસ્કારથી શુદ્ધિ તથા સ્નાનાદિ ક્રિયાને બહુ મહત્ત્વ અપાય છે."

**જરથોસ્તીનો આચાર ધર્મ :** જરથોસ્તી ધર્મગુરુએ કહ્યું:–"મુડદાં અને રજસ્વલા સ્ત્રીઓ જોવાથી ઘૃણા ( Abomination ) ઉત્પન્ન થાય છે, એમ અમે માનીએ છીએ. તેમ છતાં અમે દુષ્ટ ઇચ્છાઓને જ પાપ માનીએ છીએ–( Evil is of the will). સારા વિચારો, સારાં વચનો અને સારાં કામોરૂપી ભવ્ય મંદિરોમાં ફરતો માનવ આત્મા અનન્ત પ્રકાશ મેળવે છે.

**માંસ મદિરાનો બાધ નથી :** "દારૂ પીવા વિષે મત આપતાં મારે કહેવું જોઇએ કે અમે દારૂ પીએ છીએ, પણ માફકસર; હદ બહાર પીતા નથી, અમારાં કેટલાંક ધાર્મિક લખાણમાં લખ્યું છે કે દારૂ પીવાથી તાઝગી આવે છે. માંસાહાર માટે અમને ખાસ ધિક્કાર નથી. જરૂર હોય ત્યારે અમે માંસાહાર કરીએ છીએ."

## [ ૨ ]

## પ્રાણી–દયાની ભાવના

*જાપાનની પ્રાણીપૂજા*

કુકીએ કહ્યું, " અમે તો સર્પને અમારા ભાઇ જેવો ગણીએ છીએ અને પ્રાણીનો સંહાર કરતા નથી "

*જરથોસ્તી ધર્મગુરુનો મત*

આ સાંભળી પરશિયના ગુરુએ કહ્યું —" નુકમાનકારક પ્રાણીઓને મારી નાખવાથી પુણ્ય થાય છે, અને ઉપયોગી પ્રાણીઓને બચાવવાથી પુણ્ય થાય છે તંદુરસ્તી અને આરોગ્યના સિદ્ધાન્તો ઉપર અમારી માન્યતા બંધાયલી છે. અમે અગ્નિને પવિત્ર કરનાર દેવ માનીએ છીએ. મુડદાને બાળી તેનો અગ્નિસંસ્કાર કરીએ છીએ "

*મુસ્લિમ મત*

આ વાત ચાલતી હતી ત્યારે અણુ ઝૈદ શાંત બેઠો હતો; તે હવે એકદમ બોલી ઉઠયો :—" પયગમ્બર, તેના પાક નામ પર હમેશાં શાંતિ રહો ! તેણે અમને શિખવ્યું છે કે અલ્લાને તાબે રહેવાથી માણસને સૌથી ઊંચું સુખ મળે છે. માબાપ તરફ તથા સગાં સંબંધીઓ તરફ મમતા અને સ્નેહ રાખવો જોઇએ. મુસાફરો અને ગરીબ લોકોની મહેમાની ( Hospitality ) કરવી જોઇએ. બધાને ન્યાય આપવો જોઇએ. "

[ ૩ ]

## પ્રભુપ્રાર્થનાના વિધિ

નમાઝનો વખત : આમ કહી આથમતા સૂર્યને જોઈ તે ઘૂંટણે પડયો; પોતાના મિત્રો તરફ પીઠ ફેરવી તે પશ્ચિમ દિશા તરફ નીચે નમી પ્રાર્થના કરવા લાગ્યો.

નમાઝનું રહસ્ય: તે જોઇ પેલા પરશિયાના જરથોસ્તી ધર્મગુરુએ બીજા મિત્રોને સમજાવ્યું કે " દિવસમાં સાત વખત આ રીતે નમાજ પઢવાનો રિવાજ છે. અહીંથી પશ્ચિમ દિશામાં મક્કા (Mecca) આવેલું છે તે તરફ નજર રાખી નમાઝ પઢવામાં આવે છે.

ઉપવાસનું મહત્ત્વ : " પયગમ્બરે દાન તથા ઉપવાસ ( Fasting ) નું મહત્ત્વ સમજાવ્યું છે. અમારા ધર્મમા ઉપવાસ, બ્રહ્મચર્ય વગેરે પવિત્ર ગણવામાં આવે છે તથા સૂર્યને અને અગ્નિને ઇશ્વરનાં પ્રતીક ( Symbol ) માની પૂજવામાં આવે છે. "

બૌદ્ધપંથનું કથન: કુંગીએ કહ્યું : " અમે પશ્ચિમના સૂર્યમાં બુદ્ધ ભગવાનની મૂર્તિ બેઠેલી છે એમ કલ્પી, તેને પૂજિયે છીએ. ચૅન-યાન ( Chen-Yan ) પંથમાં સૂર્યદેવ એ જ બુદ્ધ ગણાય છે અને પૂજાય છે. એ પંથ ઘણો ગૂઢ છે, માનપાત્ર છે, દાન અને

ઉપવાસ અમારા ધર્મમાં પણ પવિત્ર મનાય છે, અને અમે તે પ્રમાણે આચરણ કરીએ છીએ."

"અમે ખ્રિસ્તી લોકો પણ ઈશ્વરને પ્રકાશ (Light) ગણી પૂજિયે છીએ, દાનધર્મ કબૂલ રાખિએ છીએ તથા ઉપવાસ કરીએ છીએ." ખ્રિસ્તીની માન્યતાએ.



[ ૪ ]

## દેવમંદિરોની અગત્ય

એક મુસ્લિમની પ્રાર્થના : અબુ બૈદે કહ્યું, "તમારા પયગમ્બરના નામ પર શાંતિ હોજો ! તે દયાળુ દેવ કયામતને રોજ (Day of Judgment) આપણી તરફ મ્હેમ નજર ગણે."

ચીની સંતના વચન : ફુકીએ કહ્યું :-"જે દેવ દયા દેખાડે અને માનવોનાં દુ:ખ ઓછાં કરે એ દેવને હું અનુસરૂં છું, તેના ગુણ ગાઉં છું. આપણા ધર્મબન્ધુ 'બિશપ', જેઓ અસલી સંસ્કૃતિને અનુસરતી ચીનની પ્રજાને ધર્મ શિખવે છે, તેમની પાસેથી આપણે કાંઇક શિખવા ઇચ્છીએ છીએ. આશરે ૨૦૦૦ વર્ષ પહેલાં ટાય-ત્સુંગ ( T'ai-tsung )ના રાજ્યમાં સ્થપાયેલાં સ્મરણચિહ્નો ( Monuments ) જોઇએ. તેણે પ્રથમ બધી પ્રજાને કહ્યું કે આપણો પંથ શાંતિનો છે, તેમાં વિવેક છે. આપણા પંથનાં મંદિરો આનન્દધામ ( Houses of joy ) તરીકે ઓળખાય છે."

જ્યારે તે મહાન સ્મરણલેખ પાસે તેઓ ગયા અને તેનાં ટૂંકાં સૂત્રો વાંચ્યાં ત્યારે તેમાં ખ્રિસ્તી ધર્મનો ટૂંકો સાર સમાઇ ન ગયો હોય એવું તેમને લાગ્યુ પશ્ચિમના ગુરુએ કહ્યુ, " પાપની સામે જેહાદ ( Crusade ) ઉપાડવામા જેઓ સામેલ થાય છે તે બધાય માટે ધર્મપંથમાં સ્થાન છે જ. " ગુરુના વચન

---

# [ ૫ ]

## પયગમ્બરનું સ્થાન

**ઇસ્લામ મત :** ઇસ્લામધર્મીએ કહ્યું :—"ઇશ્વર એક જ છે, મહમ્મદ તેનો દૂત છે, પયગમ્બર છે."

**બોધિસત્ત્વનાં ચરિત્રો :** જાપાની ધર્મગુરુ બોલ્યા :—"પર્વતની ટોચે પહોંચવાને રસ્તાઓ ઘણા હોય છે, પણ ટોચ એક જ હોય છે. માનવીઓના ભલા માટે પોતાનો જાન કુરબાન કરનાર દેવ ( ઇસુ ) વિષે તમે કહો છો તેમ અમારા બોધિસત્ત્વે પણ ઘણા માણસોના જાન બચાવ્યાનાં ઉદાહરણો છે."

**પયગમ્બર ઈશ્વર નહીં પણ પુરુષોત્તમ :** આણુ જૈદે કહ્યું:-"ઇશ્વર દુઃખ સહન કરે જ નહિ. રોમનોએ જેના પ્રાણ લીધા તે ઇશ્વર નહિ; પણ તેનું ભૂત(Apparition) હતું. તમારા પયગમ્બરને અમે માન આપીએ છીએ. મિરિયમ ( Miriam ) ને સર્વ સ્ત્રીજાતમાં શ્રેષ્ઠ માનીએ છીએ."

જાપાનના બૌદ્ધ-ધર્મમાં સ્ત્રીનું સ્થાન.

જાપાની ધર્મગુરુએ કહ્યું:–"હા; સ્ત્રી, માતા જેવી દયાળુ છે અને એ રીતે એ 'ઈશ્વરી ગુણનું' પ્રતીક (embodiment) છે'–એવી એક કહેવત ચીનમાં પ્રચાર પામેલી છે; મેં એ ઘણીવાર સાંભળ્યું છે. તેમ છતાં, ચીના લોકમાં એક અસલી વચન એવું છે કે 'એક મહાન પુરુષ નગર બાંધે છે; એક હલકી સ્ત્રી તે નગરને જમીનદોસ્ત કરે છે.' ચીનમાં સારી બાબતમાં તથા નઠારી બાબતમાં સ્ત્રીઓની લાગવગ ઘણી અસરકારક થાય છે."

સ્ત્રી ભોગ્ય-વસ્તુ છે (ઇસ્લામ મત) સ્વર્ગની કલ્પના:

મુસલમાને કહ્યું · "સ્ત્રીઓ માણસના સુખ માટે સર્જાયેલી છે. અમારા ધર્મમાં કહ્યું છે કે જો આપણે યુદ્ધમાં સામે મોંએ લડતાં મરી જઇએ તો સ્વર્ગમાં આપણને હુરીઓ (અપ્સરાઓ) મળે છે."

જાપાની ધર્મના સ્વર્ગમાં સ્ત્રીજ નથી:

જાપાની ધર્મગુરુએ ફરીને કહ્યું, "અમારા ધર્મમાં કહ્યું છે કે સ્વર્ગમાં સ્ત્રી છે જ નહિ"

ખ્રિસ્તી સ્વર્ગમાં સ્ત્રી છે

બિશપે કહ્યું, "ચીના લોકો માને છે કે સ્વર્ગમાં એક સર્વોપરિ રાણી છે. અને હું માનું છું કે ઈસુની માતા થવાની યોગ્યતા ધરાવનારી સ્ત્રી, સ્વર્ગમાં રહેવા લાયક છે જ."

## [ ૭ ]

### બાળકો સંબંધી માન્યતા

' તમારા પયગમ્બર બાળકો વિષે કેવો મત રાખે છે, તે કહેશો ? "

અલુ ઝૈદે કહ્યું :-" બાળકો આપણી મરજી પ્રમાણે ચાલે તે સારું. પયગમ્બરે કહ્યું છે કે ગમે તેવાં દુઃખ અને દરિદ્રતા ભોગવિયે તોપણ છોકરાંને મારી નાંખવાં નહિ. અનાથ બાળકો ઉપર દયા રાખવી. અલ્લાહના દરબારમાં આપણે જશું ત્યારે અનાથ જેવા જ હોઇશું. તે આપણી મહેમાની કરશે. " ઇસ્લામમાં બાળક સંબંધી મત :

પરશિયાના ધર્મગુરુએ કહ્યું :-" જે સ્ત્રી પોતાના ધણીની આજ્ઞા પાળે તે પવિત્ર ગણાય છે. તેના વિચારો સારા હોય છે, તે સારાં વચનો બોલે છે ને સારાં કામ કરે છે. માબાપે છોકરાં તરફ માનદૃષ્ટિ રાખવી જોઇએ; તેમ જ, છોકરાંએ માબાપને માન આપવું જોઇએ. અહુરમઝદ ( Ahur Mazda ) કહે છે : ' પરણેલો માણસ બ્રહ્મચારી કરતાં વધારે સારો ગણાય છે; ને છોકરાં વગરના માણસ કરતાં છોકરાંવાળો વધારે સારો છે. કુંવારા રહેવું તે પાપ ગણાય છે. " જરથોસ્તી ધર્મમાં ગૃહસ્થાશ્રમનું ગૌરવ :

ઈસ્લામ પ્રમાણે સંતતીનુ મહત્વ : નિર્દોષ બાળક પ્રભુની નિકટ છે :

અબુ ઝૈદે કહ્યુ :—" સ્ત્રી સમાન કોઇ દુઃખ નથી. તેમ છતાં, આપણે પુરુષો સ્ત્રીને પરણીને પુત્રોદ્વારા આપણો વંશ ટકાવી રાખવા યત્ન કરીએ છીએ. "

બિશપે કહ્યુ :—" આવી રીતે આપણને ઘણા બોધપાઠ મળે છે. કેમકે ઇશ્વરી સામ્રાજ્ય એવુ છે. તમે નાના બાળક થાઓ તો જ તમે તેમાં પ્રવેશ કરી શકો. "



## [ ૮ ]

## માબાપ પ્રત્યે ભક્તિભાવ

બૌદ્ધધર્મી ગુરુએ કહ્યું :-" મારો મત એવો છે કે મોટી ઉમરે પહોંચી ડહાપણ મેળવવું એ જ સારૂ છે. સ્ત્રીપુત્રને આપણે તજી દેવાં જોઇએ. અમારા ધર્મના એક વાક્ય (સૂત્ર)માં એવું આવે છે કે સ્ત્રીપુત્ર સાથે આપણે બંધાઇ રહીએ તે કરતાં વાઘ સાથે બંધાઇ રહેવું સારૂં છે. ત્યાગ-પ્રધાન બૌદ્ધ ધર્મ:

" તેમ છતાં, માબાપે આપણા ઉપર ઉપકાર કર્યા છે તે આપણે કદી ભૂલવા ન જોઇએ, અને વૃદ્ધાવસ્થામાં તેમની સેવા કરવી જોઇએ; કેમકે આપણે નાના હતા ત્યારે તેમણે આપણી બહુ સંભાળ રાખી હતી." માબાપની સેવાનો ઉપયોગ :

ચીન દેશનો બધો ધર્મ માતાપિતા તરફ ભક્તિ રાખવામાં સમાયલો છે. તેમાં એક એવી વાત આવે છે કે નેવું વર્ષનાં ઘરડાં ડોસાડોશીને હસાવવા માટે સીત્તેર વર્ષનો પુત્ર ઘરમાં રીંછનો પાઠ ભજવી દેખાડે છે. અને આપણા પૂર્વજોને ભક્તિભાવથી પૂજવા એવો ઉપદેશ ચીનના દરેક ધર્મપંથમાં આવે છે." ચીનનું સુંદર દૃષ્ટાંત :

[ ૯ ]

## મૂર્તિપૂજા સંબંધી મત

*એક અલ્લા માત્ર પૂજ્ય છે:*

અબુ ઝૈદે કહ્યું, " મારો મત એવો છે કે માત્ર અલ્લા જ એકલો પૂજ્ય છે."

*મૂર્તિ-પૂજાનો ઉપયોગ:*

બિશપે કહ્યું, " હું કબૂલ કરૂં કે કોઇ કોતરેલી મૂર્તિને નમવા કરતાં સૂક્ષ્મ ઇશ્વરને નમવું એ જ વધારે સારૂં છે; તોપણ મૂર્તિના પંથમાં પૂજ્યભાવ વધારે હોય તો સારૂ. પૂજાના વિધિને બહુ મહત્ત્વ ન આપવું જોઇએ. ઇશ્વર તરફ પૂજ્યભાવ અને પહેલાંના સમયમાં મહાન થઇ ગયેલા મૃત પૂર્વજોને માન આપવું—એ બે સૂત્રોમાં ધર્મનું રહસ્ય રહેલું છે."

*જાપાનમાં વડીલોપ્રત્યે પૂજ્યભાવ.*

આ સાંભળી જાપાની ધર્મગુરુનું મોં પ્રકાશવા લાગ્યું. તે બોલ્યા, " અમારા દેશનાં જૂનાં ગીતોમાં વડીલો તરફ કૃતજ્ઞતા અને પૂજ્યભાવ દેખાડવામાં આવે છે; અમે પૂજ્યભાવને 'ડહાપણ' ગણીએ છીએ. હું ઇચ્છું છું કે આવી એક બીજી મુલાકાત આપણે ગોઠવશું અને આજની આપની સહુની મુલાકાત થવાથી મને ઘણો જ આનન્દ થયો છે."

સંસ્કારિત થઇ ગયો હતો. તેથી અણુ ઝેદ એક વખત ફરીથી નમાઝ પઢવા માટે પશ્ચિમ દિશા તરફ વળ્યો. જ્યારે તે પ્રાર્થના કરી ઊભો થયો ત્યારે તેણે તે ચીનના પુરાતન સ્મરણ-લેખો જોયા; અને તે બોલી ઊઠયો, "ખરેખર, આ કળામાં ચીના લોકો સહુથી ચઢિયાતા છે !" સાંજની નમાઝ:

ફૂ્યાએ કહ્યું, "મહાન પૂર્વજોના માનમાં આપણે આવતી કાલે હ્યુએનસ્યાંગ ( Hiuen Chang ) ના મઠમાં મળીશું. ત્યાંના મહાધિકારી, પોતે હિંદથી ઘણી મહેનતે ખરીદી સંઘરી રાખેલું પુસ્તકાલય, આપણને દેખાડશે. ફરી મેળાપની ગોઠવણ:



## ૨

*જીવનનું સાર્થક્ય: વિદ્યા અને મોક્ષની પ્રાપ્તિ :*

જ્યારે તેઓ બીજી સવારે ઉપડયા ત્યારે તેઓ પેલા યાત્રાળુ સંબંધી જેણે હિંદથી ઘણો પરિશ્રમ વેઠીને એટલું બધું વિદ્યાધન સંઘરી રાખ્યું હતું—તેની વાત કરતા હતા. " ઘણા માણસોને જે કિંમતી લાગે છે તે તેને પણ કિંમતી લાગ્યું હશે. વિદ્યા અને મોક્ષ મેળવવા માટે આપણે સહુ એકમત થયા છીએ."

*હ્યુએનસ્યાંગના પુસ્તકાલયમાં પ્રવેશ :*

પેલા વૃદ્ધ મહાવિહારીએ તેમનો આદરસત્કાર કર્યો. તેણે કહ્યું, " કાયદાના વિધાતાના પવિત્ર નામથી હું આપ સહુનો સત્કાર કરું છું. આપની મુલાકાત આનન્દદાયક છે."

શિષ્ટાચારની કેટલીક વાતચીત પૂરી કરીને—સહુને ચા પાઇને —પછી તેમણે તે પુસ્તકાલયમાં પ્રવેશ કર્યો. પેલો યાત્રાળુ જે હસ્તલિખિત પુસ્તકો હિંદથી લાવ્યો હતો, તે તેમને દેખાડયાં.

*ચીની યાત્રાળુની સેવાનું સ્મરણ :*

આ મહાન નગરીમાં કાયદાના વિધાતાનો પ્રભાવ હંમેશાં પ્રવર્તે છે. નાલંદાના મઠમાં તેને હંમેશાં અમે પ્રેમથી સંભારીએ છીએ. તે હિંદીઓને ઉપદેશ આપતો તથા તેમની પાસેથી ઉપદેશ લેતો. તેને જે જે સંકટો વેઠવાં પડેલાં તેનું

વર્ણન અમે ફરી ફરીને વાંચીએ છીએ તેનાં ધૈર્ય અને એકનિષ્ઠાનું ઉદાહરણ લઈએ છીએ." •

કુકીએ કહ્યું, "આપણે તેના કેટલા બધા આભારી છીએ ! પેલા મહાન ટાઈત્સંગ કરતાં ય હ્યુએનસ્યાંગે ઘણો ઉપકાર કર્યો છે; કેમકે વિજેતા કરતા ધર્મગુરુ ખરેખર મોટા છે. એક આદર્શ હિંદી રાજાએ કહ્યું છે, "ખરો વિજય ભક્તિભાવ કેળવવામાં રહેલો છે." વિજેતા કરતા ધર્મગુરુ મહાન છે :

બિશપે કહ્યું, 'સત્ય એ સૌથી મોટી ખક્ષિમ છે. ટાઈત્સંગ એક સામાન્ય વિજેતા કરતા મોટો હતો. સત્ય ધર્મનો વિનિમય કરી, શાંતિ અને વ્યવસ્થા સ્થાપવા તેણે ઘણા પ્રયત્નો કર્યા હતા. મેં તેની કબર જોઈ. ત્યાં ચોકી કરવા રાખેલા મજબૂત ઘોડાઓ જોઈ મને લાગ્યું કે સેવાના કાર્યમાં બહુ બળ વાપરવાની જરૂર છે. અમારા ઇસુ ખ્રિસ્તે કહ્યું છે કે "જેઓ ઇશ્વર તરફ નમ્ર અને વિનીત હોય છે તેઓ ખરેખર, આ જગતમાં મહાન છે." બળનો ઉપયોગ સેવામાં કરો :

"અમારો રાજા શોટોકુ ( Shotoku ) એવો જ હતો. અશોકે હિંદુસ્તાનમાં જેવી રીતે ન્યાય, મૃદુતા અને દયાની ભીંતના ઉપર ધર્મનો મજબૂત પાયો રચ્યો છે તેવી જ રીતે ટાઈત્સંગે ચીનમાં ધર્મનો પાયો નાખ્યો છે. તેણે પ્રથમ સહુને શિખવ્યું કે બધાં માણસો બુદ્ધ ભગવાનનાં છોકરાં છે." ધર્મ-પરાયણ રાજવીઓ :

પરશિયાના ધર્મગુરુએ કહ્યું, "મારી હિંદની મુસાફરીમાં મેં અશોકના કોતરાવેલા લેખો જોયા; તેણે જે ઉદાર ધર્મમતસહિષ્ણુતા ( Spirit of tolerance ) દેખાડી છે તે જોતાં મને બહુ વિસ્મય થાય છે. તેણે જે જે દેશના લોકોને અશોકની મહત્તા :

સુધારવા શિષ્યોને મોકલ્યા તેમના કલ્યાણમાં તે કેટલો બધો આનન્દ માનતો હતો ! અમારા દેશમાં પર્સેપોલીસ ( Persepolis ) માં રાજાઓનો ભવ્ય મહેલ છે તેવો જ અશોકનો મહેલ એક હજાર થાંભલાવાળો તથા ભવ્ય દેખાવવાળો છે. લડાઇ કર્યા પછી દાનધર્માદિ કરીને તે પાપનો પસ્તાવો કરતો હતો; અને પવિત્ર જગ્યાએ ધર્મશાળા બંધાવતો હતો. ”

અશોકનાં સ્મરણ-સ્થાનો તીર્થસમાં છે : કુફીએ કહ્યું, “ એ પવિત્ર જગ્યાએ જઇ **કાયદાના વિધાતા** ( Master of Laws ) અશોકને માટે વિચાર કરવાનું મને બહુ ગમે છે. તે પવિત્ર ધર્માત્માનું જન્મસ્થાન, હરણોનું ઉપવન જ્યાં એ ઉપદેશ આપતો, અને તેનો દેહ જ્યાં જમીનમાં દાટવામાં આવ્યો છે—તે બધી જગ્યાઓ તીર્થસમાન પવિત્ર છે. ત્યાં તેની ભસ્મ છે. તે પોતે ‘નિર્વાણપદ’ પામ્યા છે; અને એક સ્વર્ગીય, ઊંચી ટોચ ઉપરથી તે આપણને આનન્દનો દિવ્ય સંદેશો આપે છે. આ મનુષ્યદેહમાં ઘણી જાતનો સડો *(corruption) ઉત્પન્ન થાય છે; પણ* **નિર્વાણ** તો અનન્ત સુખનો દીપકલ્પ છે. ”

‘નિર્વાણ’ એટલે શું ?: અણુ ઝેદે પૂછ્યું : “ શું **નિર્વાણ** એક સ્થળ છે ? ”

“ સદ્‌ગુણી લોકોનું તે રહેઠાણ છે. પણ બીજાં સ્વર્ગો ઘણાં છે. એકમાં મૈત્રેય રહે છે; તે હવે પછીના યુગમાં બુદ્ધ થઇ અવતરશે. ”

મોક્ષ કેમ મળે ? : પરશિયાના ગુરુએ પૂછ્યું, “ મોક્ષ ( Bliss ) કેવી રીતે મળી શકે ? તે ભલાઇથી મળે છે ? અમે માનીએ છીએ કે પુણ્યશાળી માણસો સ્વર્ગમાં જાય છે અને પાપીઓ નરકમાં જાય છે. ”

"હા, જેઓ તૃષ્ણા (તણ્હા) નો ત્યાગ કરીને આ જગતમાં રહે છે તેઓ સુખી છે. તૃષ્ણા એ જ દુઃખનું મૂળ છે. તેને કાપવાથી તેઓ સીધા મોક્ષમાર્ગ તરફ જાય છે. કેટલાક એમ કહે છે કે આવા તૃષ્ણારહિત પુરુષો આ જગતમાં જીવતા રહી નિર્વાણમાં જ રહે છે."

તૃષ્ણાનો ત્યાગ:

બિશપે કહ્યું, "ખરેખર, પવિત્ર હૃદયવાળા માણસો સુખી છે, ધન્ય છે; કેમકે તેઓ ઇશ્વરને જોઇ શકશે. ઇશ્વરને જાણવાથી અનન્ત જીવન પ્રાપ્ત થાય છે."

ઇશ્વરનું જ્ઞાન મોક્ષ આપે છે:

આબુ ઝૈદે કહ્યું, "જે અલ્લાની મરજીને તાબે થાય છે તે ખરો સુખી છે."

પ્રભુની મરજીને આધીન થવું:

પરશિયાના ધર્મગુરુ બોલ્યા, "સ્વર્ગમાં જવાની સહુ ઇચ્છા કરે છે; પણ ત્યાં જવાનો રસ્તો અસ્તરાની ધાર જેવો સાંકડો છે. જેમ ચાર સ્વર્ગલોક છે તેમ ચાર નરક લોક પણ છે."

સ્વર્ગનો માર્ગ દોહલો છે:

બિશપે કહ્યું, "અનન્ત જીવન તરફ જવાનો માર્ગ સાંકડો છે; ત્યાં જવાનો દરવાજો સીધો છે; પણ, તે કોઇકને જ જડી શકે છે." પુરાણમાં કહ્યું છે કે બધાને મોક્ષમાર્ગ જડી શકે તેવો છે. એક પર્વતની ટોચે પહોંચવા જુદા જુદા માર્ગ વડે કેટલાક માણસો જતા હોય છે. બધા માણસો બુદ્ધના બાળકો છે, અને તેથી સહુ મોક્ષ મેળવી શકે તેવાં છે."

સત્યનો સરલ સીધો માર્ગ:

આબુ ઝૈદે કહ્યું, "પૃથ્વી ઉપર તો ઘણા ભેદ હોય છે. પવિત્ર અને ત્યાગી માણસો, અપવિત્ર અને અન્યાયીથી જુદા પડે છે. દુનિયાદારીની બાબતમાં પણ ભેદ હોય છે જ. ચીના લોકો લેખનકળામાં અને ચિત્રકળામાં સહુથી અદ્વિતીય છે. ગ્રીક લોકો શિલ્પ કામમાં પ્રવીણ ગણાય છે."

પ્રજાનાં ખાસ લક્ષણોનો ભેદ:

કુફીએ કહ્યું, "દરેકને પોતાની ખાસ બક્ષિસ હોય છે, ને તે પ્રમાણે તેનું સ્વર્ગ તે પ્રમાણે રચાય છે." નેસ્ટરના ધર્મગુરુએ કહ્યું, "હા. નૈસર્ગિક બક્ષિસોમાં જેવા ફેરફારો હોય તેવા જ ફેરફારો તેનાં ફળમાં હોય છે."

મોટાઇને સૌ નમે છે: કુકૈ ચી (Ku-kai-chih) પ્રમાણે કોઇ ચિત્રકામ કરી શકતું નથી. હીબ્રૂઓની પેઠે કોઇ સ્તોત્રપાઠ (Psalm) ગાઇ શકતું નથી. પ્રેક્ષીટાઇલીઝ (Praxitiles) જેવાં સુંદર પૂતળાં કોઇ બનાવી શકતું નથી. તેની ખાસ બક્ષિસ ધાર્મિક બાબતમાં હોઇ શકે. જ્યારે એક મોટો ગુરુ બહાર આવે છે ત્યારે બીજા નાના તેને નમી પડે છે.'

મોટા દેવમાં નાના દેવ સમાઇ જાય છે: કુફીએ કહ્યું "એ ખરૂં છે. ચીના લોકો કહે છે કે નાની ડાકણ (witch) મોટી ડાકણને જોઇ ડરી જાય છે. તેમને લાગે છે કે પોતાના ધર્મમાં સત્ય શોધવા ઘણા પ્રયત્નો કરવામાં આવ્યા છે. તેથી તેઓ ફા-હીઆન (Fa-Hian) તથા હ્યુએનસ્યાંગ (Hiuen-Chang) જેવાને, તથા તેની પહેલાંના હિંદી ધર્મપ્રચારકોને માન આપે છે. તોપણ ચીનમાં ધાર્મિક સંપ્રદાયોના વિગ્રહ તદ્દન શાંત પડ્યા નથી. સત્ય શોધનારનો મત સ્વીકારતાં ઘણો વિરોધ સહન કરવો પડે છે."

સારે માર્ગે ચાલનાર પ્રત્યે દ્વેષ: "અમને પણ લાગે છે કે સારો માર્ગ લેનારા ધાર્મિક લોકો સૌથી શ્રેષ્ઠ માર્ગે ચાલનારના શત્રુઓ થાય છે; પણ નેઝરીન (Nazarine) બધા માણસોનો મિત્ર છે. ખાસ કરીને કુંગ (Kung) તથા શાક્યમુનિ (Buddha) જેવા મહાપુરુષોનો એ મિત્ર છે."

પરશિયાના ગુરુએ પૂછયું : "તેમ છતાં તમે તેમના અનુયાયીઓને ઉપદેશ આપીને તમારા ધર્મ તરફ તેમને દોરવા કેમ યત્ન કરો છો ?" **ધર્મવટાળ-શા માટે ?**

"હા. સારો માર્ગ પણ શ્રેષ્ઠ માર્ગના મુકાબલામાં ત્યજી દેવા જેવો લાગે છે."

"શ્રેષ્ઠ કયી બાબતમાં ?"

"પ્રેમનો સિદ્ધાન્ત તપાસતાં આ માર્ગ સૌથી શ્રેષ્ઠ છે."

ચીનાઇ મહાધિકારી, જે અત્યાર સુધી શાંત બેઠો હતો તે બોલ્યો :—"મહાભાગ્યશાળી મુક્તાત્મા એમ કહે છે: 'પ્રેમના માર્ગ સાથે સરખાવતાં બીજા બધા ધર્મના માર્ગો તેના દસમા ભાગ જેટલા મહત્ત્વના નથી.'" **પ્રેમ માર્ગની મહત્તા:**

પરશિયાના ગુરુએ કહ્યું :—"પ્રેમ કોની તરફ ?"

નેસ્ટરના ગુરુએ કહ્યું, "બધા માનવીઓના પિતા, પ્રભુ તરફ અને તેનાં બાળકો જેવાં બધાં માણસો તરફ."

અણુ ઝૈદે કહ્યું, "આ તો એક શાસ્ત્રીય વિચાર છે, સિદ્ધાન્ત (theory) છે. શું તમે તે પ્રમાણે વર્તન કરો છો ? ઇસ્લામ ધર્મમાં સર્વત્ર ભ્રાતૃભાવ છે." **ખ્રિસ્તી ધર્મ આદર્શ માત્ર છે :**

બિશપે કહ્યું :—"અહીં ચીનમાં એમ મનાય છે કે ચારે સમુદ્રની મર્યાદા સુધી રહેતા સર્વ માનવીઓને ભાઇ સમાન ગણવા. તોપણ ગરીબ લોકોને ઘણાં કષ્ટો સહન કરવાં પડે છે!"

પછી તેણે કુકી તરફ ફરીને કહ્યું, "તમે અને હું એમ માનીએ છીએ કે બધા ભાઇઓ જ છે. પણ તે એક ઊજળા બરફના શિખર જેવો ઊંચો સિદ્ધાન્ત છે; અને ત્યાં સુધી પહોંચવું **સિદ્ધાન્ત આચારમાં મૂકવો મુશ્કેલ છે :**

મુશ્કેલ છે, જેણે આપણો માર્ગ તેજસ્વી બનાવ્યો છે તે સર્વેશ્વર આપણો માર્ગદર્શક થાય તો પહોચી શકાય ! ”

સર્વ શક્તિમાન પ્રભુએ બધા નિયમો રચ્યા છે.

પછી મહાધિકારી તરફ ફરીને તેણે કહ્યું :—“ મહાશય, આપની સભ્યતા માટે અમે આપનો ઉપકાર માનીએ છીએ. તમારા **કાયદાના વિધાતા ( Master of Laws ) વિષે અમે એમ માનીએ છીએ કે તે ઊંચી હિમાલયની ટોચ ઉપર જઈ બેઠા છે, અને સદ્દગુણની ઊંચી કક્ષાએ પહોંચેલો છે ! ”**



# મહત્ત્વના પારિભાષિક શબ્દો

| મૂળ શબ્દ | પારિભાષિક શબ્દ | પાનાનો અંક |
|---|---|---|
| **A** | | |
| Altruism | પરોપકાર વૃત્તિ | ૧૧૩ |
| Anarchist | વિપ્લવવાદી | ૫ |
| Angels | ફિરસ્તાઓ | ૪૪૫ |
| Apoc ılyptic | દૈવી | ૪૨૩ |
| **B** | | |
| Bliss | આનન્દ | ૧૫ |
| Bushido | લડવૈયાઓનો પંથ | ૧૮૯ |
| **C** | | |
| Chuntse | પ્રાજ્ઞપુરુષ | ૨૪ |
| Church | પ્રાર્થના મંદિર | ૪૧૬ |
| Consciousness | ચિત્ | ૧૫ |
| Classical Era | સંસ્કૃત યુગ | ૯૯ |
| Concept of rita | ઋતની ભાવના | ૩૪,૨૩૪ |
| Conflict | અથડામણ | ૨૫૩ |
| Covenant | કરાર ધર્મ | ૩૩૬ |
| Cross | ઇશ્વરનુ ચિન્હરૂપ | ૪૩૧ |
| Crusad | જેહાદ | ૪૭૧ |
| Cynic | નાસ્તિક | ૭ |
| **D** | | |
| Detachment | અલગ કરવુ તે | ૪૧૩ |
| Discipline | શિસ્ત | ૫૫,૧૪૭,૨૭૯ |
| Disharmony | વિસંવાદિતા | ૫૨ |

| | | |
|---|---|---|
| Idoes of the cave | મનનાં ભૂત | ૨૫૯ |
| Imperialism | શાહીવાદ | ૪૨૬ |
| Individualism | વ્યક્તિહિતવાદ | ૪૨૬ |
| Inspiration | આંતર પ્રેરણા | ૬૧ |
| ,, | પ્રેરણા | ૨૯૯ |
| Intuition | સ્વંસ્ફુરણા | ૧૨૨ |
| Irrational | તર્કવિરુદ્ધ | ૩૧૨ |
| **J** | | |
| Jen | પરોપકાર | ૧૦૬ |
| ,, | ખરી માણસાઇ | ૧૦૭ |
| Judaism | હિબ્રૂમત | ૪૦૦ |
| **K** | | |
| Ki | જડપદાર્થ | ૧૨૩ |
| Kingdom | સામ્રાજ્ય | ૪૧૬ |
| Kusala | પરોપકારી | ૫૩ |
| Kwampaku | વહીવટ કરનાર | ૧૮૧ |
| **L** | | |
| Ladder | સરણી | ૩૭ |
| Landscape | ક્ષિતિજ રેખાનાં ચિત્રકામ | ૧૨૯ |
| ,, | સ્થળ સૌન્દર્યના ચિત્રો | ૩૬૧ |
| Last Judgment | આખરી ફેસલો | ૪૧૭ |
| Logos | દિવ્ય મંત્ર | ૨૦ |
| ,, | શબ્દ બ્રહ્મ, ચૈતન્ય | ૨૧ |
| Li | વિવેકશક્તિ, ચેતન, | ૧૫૧,૧૨૩ |
| Light and life | જ્યોતિઃ અમૃતમ | ૨૨ |
| Lu | અમલદાર | ૧૦૫ |

| | | |
|---|---|---|
| Path of Elders | ગુરુજન પંથ | ૫૭ |
| Parable | ઇસુખ્રિસ્તના દૃષ્ટાન્તો | ૫૬,૪૧૨,૪૧૭ |
| Pessimism | નિરાશાવાદ | ૩૯૭,૩૨૬ |
| Personality | વ્યક્તિત્વ | ૭૨ |
| Phallic Worship | લિંગપૂજા | ૧૭૯ |
| Phallicism | લિંગપૂજા | ૩૨ |
| Pietism | ભક્તિવાદ | ૭ |
| Pledge | બયાના | ૩૮૩ |
| Prophetic Period | પયગમ્બર યુગ | ૩૩૧ |
| Proverbs | લોકોક્તિ, કહેવતો | ૮,૩૫૬,૪૦૬ |
| Psyche | આત્મા, સત્વ | ૨૫૯ |
| **R** | | |
| Radical | ઉદાર | ૪૦૯ |
| Rational | તર્કસંમત | ૩૧૨ |
| Rationalism | તર્ક, બુદ્ધિવાદ | ૧૩૧ |
| Rationalistic | તર્કવાદી | ૬ |
| ,, | શુદ્ધબુદ્ધિવાદી | ૨૭૬ |
| Regalvanised Páganism | સુધરેલો પેગન મત | ૪૩૪ |
| Resurrection | પુનરાવતાર | ૪૨૦ |
| Romanticism | રંગદર્શી કલ્પના | ૪૧૮ |
| Rough | અશિષ્ટ | ૨૫૪ |
| **S** | | |
| Sabath | આરામનો દિવસ | ૩૩૭ |
| Sacrosant | યજ્ઞ-સમર્પણ કરનાર | ૧૫ |

| | | |
|---|---|---|
| Path of Elders | ગુરુજન પંથ | ૫૭ |
| Parable | ઇસુખ્રિસ્તના દૃષ્ટાન્તો ૫૬,૪૧૨,૪૧૭ | |
| Pessimism | નિરાશાવાદ | ૩૯૭,૩૨૬ |
| Personality | વ્યક્તિત્વ | ૭૨ |
| Phallic Worship | લિંગપૂજા | ૧૭૯ |
| Phallicism | લિંગપૂજા | ૩૨ |
| Pietism | ભક્તિવાદ | ૭ |
| Pledge | બયાના | ૩૮૩ |
| Prophetic Period | પયગમ્બર યુગ | ૩૩૧ |
| Proverbs | લોકોક્તિ, કહેવતો | ૮,૩૫૬,૪૦૬ |
| Psyche | આત્મા, સ્વત્વ | ૨૫૯ |
| **R** | | |
| Radical | ઉદાર | ૪૦૯ |
| Rational | તર્ક સંમત | ૩૧૨ |
| Rationalism | તર્ક, બુદ્ધિવાદ | ૧૩૧ |
| Rationalistic | તર્કવાદી | ૬ |
| ,, | શુદ્ધબુદ્ધિવાદી | ૨૭૬ |
| Regalvanised Paganism | સુધરેલો પેગન મત | ૪૩૪ |
| Resurrection | પુનરાવતાર | ૪૨૦ |
| Romanticism | રંગદર્શી કલ્પના | ૪૧૮ |
| Rough | અશિષ્ટ | ૨૫૪ |
| **S** | | |
| Sabath | આરામનો દિવસ | ૩૩૭ |
| Sacrosant | યજ્ઞ-સમર્પણ કરનાર | ૧૫ |

| | | |
|---|---|---|
| Temperance | મિતાહાર | ૪૫૯ |
| Theocratic Kingdom | દેવવાદ | ૩૩૪ |
| Thirst | વાસના, તૃષ્ણા | ૧૫,૪૨ |
| Toshiotl | પટેલ | ૨૦૮ |
| Trnth | સત્ | ૧૫ |
| **U** | | |
| Unchanging | અવિકારી | ૨૪૫ |
| Universal | સનાતન | ૩૨૧ |
| Utilitarian | લેવડદેવડિયા, | ૬ |
| , | ઉપયુક્તતા વાદી | ,, |
| Utopia | આદર્શ રાજ્યતંત્ર | ૨૭૨ |
| **W** | | |
| Wei wei | ફળદ્રૂપતા | ૧૦૧ |
| ,, | પ્રાકૃતિક વિકાસ | ૧૦૧ |
| Will Power | ઇચ્છાશક્તિ | ૪૦૭ |
| **Y** | | |
| Yen | માનવતા | ૧૫૧ |



# વિષયસૂચિ

## [ ૧ ]

## હિંદુ ધર્મ

[ ૨ ]

## બૌદ્ધ ધર્મ

[ ૬ ]

## યાહુદીનો ધર્મ

[ ૭ ]

## ખ્રિસ્તીનો ધર્મ

